# THE FOLK-LORE OF GUJARAT

BEING

## LEGENDS AND STORIES

OF THE

## PRINCE AND PEASANTRY

OF

## GUJARAT AND KATHIAWAD,

FROM

## ORAL TRADITION ONLY.

THIRD SERIES.

BOMBAY:

PRINTED AT THE 'EAGLE' PRINTING OFFICE.

1874.



Price Rs. 2.

# ગુજરાત તથા કાઠીઆવાડ દેશની વારતા.

(દેશમાં ફરી લોકની કહેણી ઉપરથીજ ઉતારી લીધેલી.)

ત્રીજી કથામાળા.



મુંબઇ:

ઇગલ પ્રીંટીંગ છાપખાનામાં છાપ્યું.

૧૮૭૪.

કિંમત રૂ. ૨.

# REMARKS.



Of the stories in this volume, *Gujra Maru* has been published at Ahmedabad ere this, but, for the matter of that, my version is not to be accounted a transcript I have in this, as it has been my misfortune in many greater emergencies of my life, been only left behind by others by the force of mere accident My enquiries in the matter of the folk lore commenced in 1869, and I began printing in 1871, but as the first volume took over a year in printing through bad hands, and, on account of the shortness of funds, about as long in getting the award of the Educational Department, without which I had for obvious reasons determined to forego publication, the Ahmedabad print had time to appear in the interval. I have evolved an English idyll out of this tale, and half-a-dozen of my Ahmedabad friends will avouch to have read several thousands of my English verse even for years ago The Ahmedabad print was brought to my hands after more than half the story had been printed or I should probably have omitted it in this volume I have in the conduct of this story followed my own notes and hence the difference in some of the names and incidents of the two versions before the public My version contains some 50 couplets more than that of Ahmedabad, some of which, it will be noticed, are of very high poetic merit in the whole

story. Such as I had got incomplete in my notes, I have not attempted to finish off, as it would be pedantry to touch old national verses with the modern tinsel of one's own scholarship. My version, I venture to say, will on comparison, be found to be greatly superior in finish, art and even language to that of Ahmedabad published in 1871. The same publisher has anticipated me only lately (1873) in another most popular tale, mentioned in Col Tod's work-*Sadevant and Shavlinga*, and, as I have a greater stock of tales than I can bring forth, I would not care to omit it from my series, though if I were to write it, there would be the same difference of art, finish and language in the two versions of *Sadevant and Shavlinga*, as in those of *Gujra Maru* now before the public

The story of *Devdo Mehpal* displays the same Rajput passion for gambling as we have been reading of since the days of the *Pandavas* and *Nal* Here it is the woman, who bets with the enemy of her family, and curiously enough, the right side of her body, and having lost her bet, dedicates that portion of her body to the winner, in spite of her marriage with another prince, though all the complications thereby involved end dramatically in peace There are *duhas* or couplets without rhymes in this tale, and, though it would be ridiculous to imagine for one moment that such an effeminate language as Gujarati should have a capacity for blank verse, such as we have been accustomed to read in English, it may be remarked that with the lower class of people in the country, rhymes do not

at all enter into the idea of poetry They will drawl out any prose line—the grammatical order only partially changed for the sake of sonorousness—and call it a *duha* or couplet One line may be twice as long as the other and there may even be a single line, but it constitutes a rustic *duha* ! The last tale, *Pabu Bhalero*, a curious medley of grotesque imagination, is full of these rustic *duhas*, which I have left intact *Naju i Putli* and *Koda Rani* are fairy romances, and the less said about them, the lovelier they are The story of *King Bhoj* involves the Hindu idea of the incarnation of life, but the moral is too good to be improved, while plucking the knowledge of one s previous state has been punished with the loss of life s content and dignity *Sidhusadhnaro Jati* resembles at its close to the introductory tale in the series of *Vikram and Vampires* but the resemblance is only in a couple of incidents, while it affords room for a second Poet Vital, should there be one, to imagine another set of 25 tales, as thoroughly original as the present introduction is

It will be percieved that of three volumes now completed, each successive one is a great deal superior to the preceding in matter as well as style and there is such a wide range of the tales that no two of them are alike and of a class, while I have nowhere allowed a single sentence to appear for the sake of mere effect The stories advance, especially in this volume, with such rapidity of incidents and a thickness of the plot as to bring the reader to the end before he has time to

digest them. This, as marked by a Gujarati-speaking English Missionary, who had an occasion to read a portion of the volume coming out of the press, "while it might be put down as a blemish so far as it betrays impatience with the author, forms a distinctive feature in Gujarati, in which all writers, good or bad, have indulged in much useless prolixity." As for the language, it will be found to be expressive and idiomatic in a manner that few other works have been. Having not availed myself of the assistance of any Hindu scholar hitherto, there might be mistakes; but I feel confident that they are of such a trifling character, as the candid reader will allow, that devoting a little more time in writing and getting out a couple of proofs more for examining than I do at present under engagements of other business and study, would have removed them

May 1874

# કરતાના વિચાર.

"મુંડા શું જાણે મજીઠનુ મૂલ."

કહેવત.

રાંક જાત તે રત્ન શું ઓળખે, આખર ચૈતન ચાકરનો,
ગરીબજતણે ઘેર પેટ ભરે, તે ઠાઠ શું જાણે ઠાકરનો;
મેરૂ તણો મહિમા નવ જાણે, કરે વિખાણ તે કાંકરનો,
ખાખરની ખિસોડી અંગદ, સ્વાદ શું જાણે સાકરનો.

સામળ.

ગુજરાતી ભાષા બોલનારા બેકદર લોકની બેકદરીને લીધે ગુજરાત દેશની વારતાનાં પુસ્તકો જલદીથી બહાર નિકલી શકયા નથી. આપણાં લોકમા હજીસુધી મધ્યમ ને કનિષ્ટ વર્ગના માણસોમાં પૈસા ખરચીને પુસ્તકો લેવાની રૂચિ કિંવા શક્તિ ઉત્પન્ન થઇ નથી, તેથી ગ્રંથોને આશ્રય મળવો એ માત્ર શ્રીમંતો ઉપર આધાર રાખે છે. પારસીઓને પોતાની તોતળી ને ભૃષ્ટ ગામડીયા ભાષા સ્વાભાવિક થયાથી શુદ્ધ ગુજરાતીનો સંસ્કાર થતો નથી. તેમને શુંશામા જાણે હિંગ ભરયાનો દુર્ગંધ આવે છે, અને જોડાક્ષર તેમની નજરમા ભાગેલા અક્ષર જેવા જણાય છે, તેથી ઉકેલતા તેમને ચશમાં જોઇએ! ત્યારે શુદ્ધ ગુજરાતીની માર્મિક ઢપ તો લગારે પણ પસંદ ક્યાંથી જ કરે? તેમ હિંદુ શેઠિયાઓ ગ્રંથોને આશ્રય આપવામા કેવળ સ્વાર્થ પૂરો પાડે છે. (૧) જે વર્તમાનપત્રવાળા સાથે તેમને સંબંધ હોય તેના તરફથી કોઈ ગ્રંથ નિકળે તો તેની પચ્ચીસ અથવા ત્રીસ નકલો વેચાતી રાખે છે. તેનું કારણ એ કે શેઠની ઓશિયાળમાં તે પત્રવાળા શેઠનાં પ્રસંગોપાત બ્યુગલો વગાડે ને તેના શત્રુઓને નિંદી શેઠનાં હૈયાં ટાઢાં કરે. (૨) જેઓ શેઠને બંગલે સવાર સાંજ કે આડે પંદરે

સલામ ભરવા જતા હોય ને મહિના ને મહિના તેમને પલ્લે તણાઇ આરણે ધક્કા ખાતા હોય, તેઓ ગ્રંથ છાપે તો તેની પચાસ કે સો નકલ ભરી આપે છે. તેથી અજાણ્યા લોકો તો શેઠને વિદ્યાના મોટા સ્તંભ ગણીને ગીતડાં ગાવા મંડી પડે છે, પણ ખરે–ખરૂં જોના તે તો પેલા બાપડાની ઘણા દિવસની ખુશામતનો ચડેલો પગાર તેના ગ્રંથદ્વારે આપે છે. (૩) નિશાળના ભણનારા છોકરા શક્તિહીન અને અનુભવહીન ઝોળિયા વિદ્યાર્થીજ, જેમ બીબા ગોઠવનાર બીબાં ગોઠવે છે, તેમ હજાર બે હજાર મોહોડે ચડેલા ગુજરાતી શબ્દો ગોઠવીને બાયલા જેવા વાક્ય રચ્યા, એટલે તેનું "નિબંધ" એ નામ ઠોકી બેસાડે છે. વળી જેમ મોચી ટાંકા મેળવે છે તેમ જે વિચારો વપરાઇને જીર્ણ થઇ ગયલા તેના તે જ, તેવા જુના ખાખ અલંકારો સાથે થોડી ઝડઝમક અને અનુપ્રાસની ટાપટીપ કરી એટલે તેમની "કવિતા"; અને નાયક નાયકાને પોતાના ઘરમાં પોતે જેમ ભાયડો બાયડી વાત કરતા હોય તેમ વાત કરાવી એટલે તેને "નાટક" ઠરાવી, પચ્ચીસ કે પચાસ પાનાનું ચોપાનિયું કાઢીને શેઠને ઘેર રોજ "दक्षिणान् देहीं" કરતા હાથ ધરે છે. ત્યારે આવા છ છ કે આઠ આઠ આનાના ચીથરાની વીસ કે ત્રીસ નકલ લેતા સહજ દશ કે બાર રૂપિયાના ખરચથી ઝોળિયાઓમા શેઠ વધાઇ મનાવે છે! જેથી કરીને આજ બે ત્રણ ડઝન છોકરા અથવા છોકરા જેવા વિચારના ઉમ્મરે પુગેલા, જેઓ યથાર્થ પ્રમાણે દશ કે પંદર રૂપિયાની મેહેતાગિરી અથવા વહીતરૂં કરીને પેટ ભરવાને સરજેલા છે, તેઓ દેશને સુધારનારા અથવા કવિ વગેરેના ડોલ ઘાલી કેવળ નિરૂદ્યમી ભટકના ફરે છે!! તેથી એકાદ માસમાં બે ત્રણ લખનારાઓ શાકભાજી જેટલું મલે એવાં ચોપાનિયાંઓ વેચી શેઠને ગળે બેરાવી ગયા હોય છે, ત્યારે તેમના પછી કોઇ યોગ્ય ગ્રંથ બાહાર પડે છે તો તેને આશ્રય આપવો શેઠને હૈડે વાગે છે; ને કહે છે કે "અમે અમણાં જ બે ત્રણ ચોપડીની પચીસ પચીસ નકલ રાખી છે–(તેમાં થોડે પૈસે વધારે

સંખ્યા બનાવવાની શેઠની નીચ નિષ્ઠા હોય છે તે તો ભૂલી જાય છે) —ત્યારે વળી બીજી કેટલી રાખીએ ?" "બે ત્રણ નકલ જોઇએ તો મુકી જાઓ "—"વધારેનું શું અથાણું કરીયે ?" જાણે એમણે કે એમના પૂર્વજોએ એમની પેહેલા અથાણું જ કરવાની કારિગરીથી નામના મેળવી હોય !

એક વખતે એક નામાંકિત શેઠિયા પાસે કોઇ સભાનાં કામમાં આશ્રય લેવાને પાંચ છ જુવાનિયાઓની કમિટી ગઇ હતી, તે વેળા તેમણે અંગ્રેજીમાં કહ્યું કે, "મારે હવે શું બાકી રહ્યું છે ? "હું જસ્ટિસ આવ ધ પીસ થયો છું." * * * નો મેમ્બર થયો છું, "ધ્રસ્ટાર મળવાનો છે," "કાંઇ હવે મને સરકાર નાઈટ કરશે, એમ તો નથી જ, "માટે નકામો ખરચ મારે શાને વાસ્તે કરવો ?" તેમજ એક પ્રખ્યાત પારસી શેઠે નીમ રાખ્યો છે કે ગમે તેવો ગ્રંથ હોય, પણ તે જો તેમને અર્પણ કરે તો તેની પચ્ચીસ નકલ રાખવી. જેવા દરિદ્ર શેઠ તેવા તેમને ભીખારી લખનારાઓએ ઘણા મળ્યા છે. જે જાણીના શેઠિયાઓનાં નામ ઉપર કેટલાએક ગ્રંથની ટીપમાં પચાસ કે સો નકલ આપણે જોઇએ છીએ તે ઉપર વર્ણવેલા ત્રણ પ્રકારમાથી કોઈ એક પણ સ્વાર્થને અર્થે જ ભરી આપેલી જણાય છે. બાકી સ્વાર્થ વિના કોઇપણ ગ્રંથની નકલ તેમને ભરવી હોય છે તો બે ચાર ભરી વધારેને માટે પોતાના આચાર પ્રમાણે અથાણું ભરવાનો ઉપયોગ દેખાડશે ! ! ! *

---

* જેવા હિંદુના શેઠિઆ તેવા જ પારશી શેઠિઆ પણ સમજના, દરેક એટલોજ કે પારશી શેઠિઆ અથાણું ભરવાનું બતાવવાને બદલે કે "અમને તો બધાયને જવાબ આપવો છે, તેથી જે આવે તેની પાંચ સાત નકલ રાખિયેઃ હમે કાંઇ સારી માડી ચોપડી ઓળખતા નથી !" —ખરેખર, બાપડા જવાસા શેઠિયાઓની ખોખળી ખોપરીમાં સાર અસાર શક્તિ તો ક્યમજ સ્થાયી ?

કર્ત્તા પોતાની પ્રૌઢતા સમજે છે તેમ તેને શેઠિયાઓનો ઘણાં વરસથી પરિચય છે; તોપણ તે કોઇ પાસે પોતાનાં ગ્રંથ ભરાવવાને ગયો નથી. તથાપી ઉપર જે વિચાર દરસાવેલા છે તેમાં તેણે શેઠિયાઓમાં સુધારાને નામે ઢોંગ ચાલે છે તથા છાલકાઇનો છાક મારે છે તેની માત્ર નોંધ લીધી છે. સુધરેલા દેશમાં ને કદર બુઝનારા લોકમાં આવા ગ્રંથો, જે પોતાના દેશની ચતુરાઇ, શરાતન ને શ્રેષ્ઠતા પ્રકાશમાન કરે છે અને જેમ કાળ વહે છે તેમ તેનો પ્રકાશ દિવસે દિવસ ઝાંખો મારતો જાય છે, તેની વિદ્યા અર્થે નહિં તો દેશહિતાર્થે પણ હજારો નકલો જેવી છપાય છે તેવીજ ખપી જાય છે. એમ છતાં એની પરચુરણ ૧૦૦ નકલ પણ હિંદુ ને પારસી વાંચનારાઓમાં ખપી નથી. આપણા દક્ષિણ દેશની વાર્તા માજી ગવરનર સર બાર્ટલ ફ્રીયર સાહેબની કુંવરીએ થોડુંક ચયું વિલાયતમાં છાપી; તો વિલાયતના લોકમાં એવા પારકા દેશની વારતાના ગ્રંથની પણ વિદ્યા અર્થેજ ચાર વરસમાં બે આવૃત્તિ ખપી ગઇ ! અને અહીં ગુજરાત દેશની વારતાના બાકી રહેલાં પુસ્તકોની છપામણી બંધામણીના ખરચ જેટલું પણ કેળવણી ખાતાના આશ્રય વગર લોકમાથી મળવાની આશા દૂર રહે છે.

લોકની કદરદાનીની આટલી નોંધ લીધા પછી અત્રે જણાવવું જોઇએ કે કેળવણી ખાતાના વડા—ડાઇરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન—સાહેબે ત્રણ મહિના ઉપર કર્ત્તાને પેહેલા પુસ્તક વિશે લખી જણાવ્યું છે કે—"**તપાસ કરનારી મંડળીએ તમારા ગ્રંથની તારીફ કરીને તેને ઉંચી પંક્તિનો કહો છે**" તથા "**તેની સ્વતઃ કલ્પના અથવા અસલપણું તેમજ તે કેટલો ઉપયોગી છે તે પુરેપુરૂ પિછાણ્યું છે**, ઇત્યાદી." તથાપિ તપાસક મંડળીમાંથી થોડાક-સભાસદોએ ગ્રંથની કિંમત મોઘી છે એમ સુચવ્યું હતું. પણ હરકોઇ ગ્રંથની કિંમત ઠરાવવા તેમાં કેવા પ્રકારનો વિષય છે તે ધ્યાનમાં રાખવું અવશ્ય છે. આ ગ્રંથનો સંગ્રહ ઘરને ખુણે આરામમાં બેસી રહીને લખી શકાય તેમ નથી. તેને અર્થે કર્ત્તાને આખો

ગુજરાત તથા કાઠિઆવાડ ફરવો પડયો હતો. તેમાં સેંકડો મૈલ તો આગગાડીની સુગમતા વિના પગરસ્તે જતાં કેટલો ખરચ ને વખત ગયો હશે તેનો વિચાર કરવો—તેમાં આ વાત તો જરૂર ધ્યાનમા લેવી કે હિંદુના જીવનવૈભવ કરતા પારસીના જીવનવૈભવમાં ઘણો લાંબો ફરક હોય છે.*

હિંદુઓમાં ભાટ, ચારણ, રાવળીયા, તુરી ને મુસલમાનોમાં મીર ને લુંધા એટલી જાત ગુજરાતમાં વારતા કહેનારી છે. તેઓ બધા અફીણી ને વિષયી હોય છે. રજવાડામાં દેશાચાર એવો છે કે જેની પાસે ભાટ કે ચારણ જઈ ઊભો કે તેણે તેનો સત્કાર કરીને દાન આપવું, નહિં તો તેની અપકીર્ત્તિ થાય છે. એ પ્રમાણે જ્યાં તેઓ અડંગા નાખે ત્યાં વિનામેહેનતે પૈસાની પ્રાપ્તી થાય એટલે તેઓ બે-પરવાહ અને સ્વચ્છંદી કાં ન હોય? હવે એવાઓમાથી એકાદને આપણે

* મે વારતા શોધન કરવાને સન ૧૮૬૯ ની આખરીએ શરૂ કર્યું અને સન ૧૮૭૧ એશતે છપાવવા માડી. તેમા પેહેલું પુસ્તક છપાતાં ૧૩ માસ લાગ્યા. અને તે પછી કેળવણી ખાતામાથી તે વિશે જવાબ ફરતા બીજુ ૧ વરસ લાગ્યુ. તે દરમ્યાનમા આ પુસ્તકમા આપેલી "ગજરા મારૂ" વાળી વાત અમદાવાદમા કોઇએ છાપી છે. મારી વાતના ૫૦ પાના છપાઇ રહ્યા પછી એક મિત્રે મને અમદાવાદમા છાપેલી વાતની ભાળ આપી, નિકર છાપેલી વાત મુકી દેવાનો મારો ઠરાવ છે, મારી "ગજરા" ની વાતમા અમદાવાદવાળી કરતા ફરક છે તેનું કારણ કે હુ મારી નોધ પ્રમાણે વાત ઉત્પન્ન કરતો ચાલ્યો છુ ને કાયદાની સલાહ લઇને મે મજકુર વાત આ ગ્રંથમા રહેવા દીધી છે. મારી પાસે તો ચાર વરસથી મોટો સંગ્રહ છે, જે મેં ૧૮૭૦ માં સુચિપત્ર કાઢી જાહેર કર્યો છે. તેમ ઉપલાજ છપાવનારે મારા પાસની બીજી રસિક ને મોટી વારતા—સદેવંત ને શાવળિંગા-ગઇ સાલમાં છાપી કાઢી છે, તેથી હાલ તરત તે મારી કથામાળામા દાખલ કરવી મેં બંધ રાખી છે, તે ફક્ત એવાજ વિચારથી કે કોઈ ગરીબની મેહેનતને ધોકો ન પહોચે.

અમદાવાદમાં છાપેલી ગજરા મારૂની વાત કરતા આ વાત ભાષા, રસ ને કાવ્યમાં કેટલે પ્રકારે સરસ છે તે વાચનાર સહેલથીજ પિછાણશે.

વાત કહેવાનું કહિયે તો ધીમે ધીમે અફીણ ખાતો, હુકો ગડગડાવતો, ઝોકાં ખાતો, રાગડા તાણતો, એક કલાકનું કથન એક પોહોરે પણ પૂરૂં કરતો નથી. તે જ પ્રમાણે એકજ બેઠકમાં જો વાત પૂરી કરે તો ભાટની જાત લજવાય! તેથી કકડો સવારમાં, તો કકડો સાંજરે, કે બીજે, ત્રીજે કે ચોથે દહાડે પણ કહેવા આવે; ને હજી મનમાં આવ્યું તો કકડો રહ્યો હોય તે સંભળાવે જ નહીં. કરનલ ટાડ પોતાનાં "પશ્ચિમ હિંદુસ્તાન કૃત" માં ફરિયાદ કરે છે કે સદેવંત શાવલિંગાની પોણી વાત સાંભળ્યા પછી તેના પા ભાગને માટે તેમણે દશ મૈલનો ચકરાવો ખાધો તોપણ પ્રાપ્ત કરી શકાઈ નહીં.

બીજું, ભાટની સામે જો કાગળ ને કલમ લઇને બેઠા તો કાં તો તે ભડકીને ઉડી જશે કે કાં તો વાતમાં કંઇ ભાગ મુકી દઇ ગોટો વાળી મુકશે. આપણે લખવા લાગ્યા એટલે તે કહે છે કે "તમે લખી લો ત્યારે તો અમારી સહકુટુંબની ઉપજિકાપર પાણીજ ફરી વળ્યું તો પછી અમારે ખાવું ક્યાંથી! માટે અમારા ગુજરાનને માટે કાંઇ ગરાસનો બંદોબસ્ત કરી આપો તો લખાવિયે!" ગરાસની ખેંચતાણ થતાં જોઇ કે એમાં કાંઇ દળ એવું નથી, ત્યારે એક વાતને માટે પચ્ચીસ પચ્ચીસ ને સો સો રૂપીઆ માગે છે!! ફારબસ સાહેબે પોતાની રાસમાળામાં ભાટોની આવી બેહૂદી માગણીની ફરિયાદ કરી છે ને તેઓ લખે છે કે પોતાની કોશીશમાં નાસિપાસ થયા પછી તેમને મહિકાંઠાના પુલિટિકલ એજંટનો હોદ્દો મળ્યો, તેથી કરીને તેઓ રાજાઓના સંબંધમાં આવ્યા, ત્યારે તેઓની મારફતે ભાટ ચારણોને દબાવીને તેમનાં પાસેથી કાંઇ પ્રાપ્ત કરી શક્યા હતા. હવે જેમ અંગ્રેજ અમલદારને દેશમાં ફાવવું આવે છે, તેમ કોઇ પણ દેશી ગૃહસ્થને પૈસા ખરચીને કરવા જતાં પણ ફાવતું નથી, એ વાત સહુ કોઇ સ્વીકારશે. જે લખનારા ઘરમાં બેસી લાડમાં લોળે છે તેમને અનુભવ હોતો નથી; પરંતુ જેઓ માંહિલા પ્રાંતમાં ફરી ભાટ ચારણોના એક વેળા સંબંધમાં આવે છે તેઓ સારી પેઠે જાણે છે કે આ

વિષયી ને એપરવાહ લોકની સ્વાર્થબુદ્ધિ અને તેમના અતિલોભને લીધે કંટાળો. નકામો વખત, પૈસાનો ખરચ અને પરિશ્રમ ધારયા કરતાં દશ ગણો વધારે લાગે છે.

ત્રીજું, એકજ ભાટ પાસેથી વાત સાંભળી જે સખસ તેને ખરી ને સંપૂર્ણ માને તે સજ્જડ છક્કડ ખાય છે. કારણ, આજકાલનાં ભાટો કાં તો એટલા અભણ છે કે તેમને વારતા બરાબર આવડતી નથી, કે કાં તો તેઓ લુચ્ચાઇ કરે છે, તેથી પુરેપુરી કહેતા નથી. મને દરેક વાત ત્રણ જુદા જુદા સખસોને મોહોડે સાંભળવી પડી હતી ને પછીજ તેને સંપૂર્ણ થયલી જાણતો હતો. વળી તેમા પણ ફેરફાર કરવાની ફરજ પડતી. કારણ કે, ભાટ ચારણો જેમ વારતા કહે છે તેમજ લખીને છપાવતા તે ફીકી પડે છે. ભાટની બોલવાની છટાજ કેટલીએક વાતને દીપાવે છે. પરંતુ બોલવાની છટા કોઇનાથી લખીને દરશાવી શકાતી નથી. વળી, વાત કહેનારના બોલેબોલ લહિયા તરીકે ઉતારી લઇ છપાવવાથી ગ્રંથ કેવો ને કેટલો નીરસ અથવા ફીકો થાય છે તેનું દષ્ટાંત એક હિંદુકર્ત્તાની "પ્રસ્તાવિક કથા સમાજ" તથા પારસી કર્ત્તાની "મનોરંજક કથા"ના પુસ્તકો ઉપરથી મળશે. છેલ્લે, જેટલી વાતો દેશમા સાંભળવામા આવે છે તે સઘળી છપાવવાની જરૂર નથી, પરંતુ દશ નકામા ટુકડા મલે છે, ત્યારે એક રમિક અથવા આખી સારી વારતા મળી આવે છે. નહિં તો દેશમાથી જેટલા ગપોડા મને મલ્યા તે સઘળા છપાવત તો ગ્રંથનું પૂર ચોગણું થાત, પરંતુ તેથી મનનું રંજન તો ચોથે હિસ્સે પણ થાત નહિં

ઉપર જણાવેલા સર્વ કારણો ઉપરથી આ ગ્રંથની કિંમત કેટલી મોઘી રાખવી જોઇએ તેનો વિચાર કોઈપણ સુજ્ઞ માણસ સેહેલથી કરી શકશે. હવે ગ્રંથમા વારતા કેવા પ્રકારની જોઇએ તેનો વિચાર કરવો જરૂરનો છે. એટલું તો ખરૂંજ છે કે અનીતિની દુર્ગંધ મારતી વારતાઓ તો દાખલ કરવી નજ જોઇએ. તોપણ માણસ જાતના સદોષ નિર્દોષ મનોવિકારોની યથાર્થ પ્રતિમા જેમાં ચીતરેલી હોય છે, એવી વારતાઓ તો પ્રસિદ્ધિમા આવવીજ જોઇએ,

નહિ તો વાંચનારને માત્ર એક ઇંદ્રિનું અથવા એકદેશીજ જ્ઞાન મળે છે. માત્ર નીતિની વારતા—પછી શું અંગ્રેજી કે ગુજરાતી—તે નીરસ હોય છે. તેથી તરૂણ વાંચનારાઓનું મનરંજન થતું નથી, ત્યારે તેમને બોધ પણ મળતો નથી. દુનિયામા દેવતા વસતા નથી, પરંતુ મનુષ્યો વસે છે. ને મનુષ્યોમા સજ્જન દુર્જન ભેળસેળ છે અને આજ છોકરાઓ છે તે કાલે મનખાવનારમાં માણસ થવાના છે. ત્યારે ગ્રંથકર્ત્તાએ માત્ર નીતિનીજ નોબત કાનને કંટાળો ઉપજાવે એટલી વાર વગાડયા કરવી અને એવી એકજ ઇંદ્રિનું જ્ઞાન આપવુ તેના કરતા મનુના અંતઃકરણમા વાસો કરનારા દૈવી આસુરી મનોવિકારોનો ભાળ આપવો શા કારણથી બાધક છે? જેણે એકતરફી વાચન રાખ્યું—પછી તે નીતિનું હોય તોપણ—તેની કેળવણીમાં પચ્ચીસ વરસ ઉપર ( વેદિયા ઢોરોનો ગમે તે વિચાર હો તોપણ ) આજના વિચારફેરની પંડિત સમાજમા તે ખામી ગણાય છે. વળી જુવાનીમા વસ્તુજ્ઞાન ને નીતિ પ્રાપ્ત કરવી એ મનૂષ્યની મુખ્ય ફરજ છે. તોપણ તેનીજ પછવાડે લાગી રહીને રસજ્ઞાનમા મૂઢ રહેવાથી મોટપણે જ્યાસુધી દુનિયામા બધાય વેદિયાં ઢોર ન થઇ જાય, ત્યાસુધી તો તેને નુકસાન કરયા કરે છે. સદાચરણીને સારૂ અને દુરાચરણીને માઠુ ફળ મળે, એવી રચના જ્યાસુધી વારતામા કરવામા આવે, ત્યાસુધી છાક મારતી વારતા પણ જનોના મન ઉપર ખોટી અસર કરતી નથી. એ કાયદાને અનુસરીને મેં મારા પેહેલા પુસ્તકની સઘળી રચના રચી છે. તેમા ઉપર–ચોટે વિચાર કરતા કદાપિ રાજા રત્નકર્ણ ને સ્ત્રિચરિત્ર એ બે વારતામા વ્યભિચારનો ભાસ આવે છે, તોપણ તે છોકરાઓ વાચેથી ખોટું શુ થાય? વ્યભિચારીને વાતમા અંતે શિક્ષા થાય છે, ત્યારે જો વાત વાચેથી કદી વ્યભિચાર ઉપર વાચનારનું મન ચળે તો પાપનું પરિણામ જાણેથી તે પાછુ અટકે કે નહિં? જો વ્યભિચાર કર્મની શિક્ષા થયલી જાણતા છતા વાચનારા છોકરા વ્યભિચાર કરતા શીખતા હોય, તો પછી ચોરને શિક્ષા થયલી જોઇને તેઓ ચોરી કરવાને શીખતા હશે ખરા!!

એક વખત બાદશાહે તાનસેનને કહ્યું કે તું દરરોજ કનૈયા (ઇશ્ક)નાં ગીત ગાય છે તો એક વખત પલટીને કોઈ બીજાં તો ગા. ત્યારે તે મોંઢાપર પીછોડી નાખી રોવા બેઠો. બાદશાહે પુછ્યું—અલ્યા! શું કરે છે? તેણે કહ્યું કે સાહેબ! કનૈયા વનાનાં ગીત ગાઉં છું! તેમ ઘણીખરી રસિક વાતમાં—(પછી દેશી હો કે અંગ્રેજી હો) તેમાં પ્રીતિ અથવા ઇશ્ક તો હોયજ હોય. અધુરા ભણેલા ગામઠી ગમે તેમ ઠરાવે, તોપણ હું માન્ય કરતો નથી કે પૂરા વિદ્વાન ને અંગ્રેજ શિક્ષકો કોઇ દિવસે પણ એવો અવિચાર કરશે કે શીખાઉ જુવાનીઆઓની જ્ઞાનેન્દ્રિમાંથી પ્રીતિ બાતલ જ કરવી! આપણે નિશાલના છોકરાઓને ભણીને રસ વિનાના જડ માણસ થયલા જોઇએ છૈયે, તેનું કારણ એજ કે તેમને બધો વખત જડ વિદ્યાનાં વાંચનની કેળવણી મળે છે. તેથી છોકરાઓના મનને તુરંગો અને રસ પ્રીય થાય તેવા, જેમ અંગ્રેજી નિશાળિયાઓને **ગલીવરની મુસાફરી, રાબિનસન ક્રુઝો અને આરેબિયન નાઇટ્સ** વગેરે મનોરંજક કથાઓ વાચવાને મળે છે, એવા પુસ્તકો ગુજરાતીમાં સ્વતઃ કાંઇ નથી. ગુજરાતીમા "**પંચોપાખીઆન**" ને "**ઇસપ નીતિ**" ની વારતા છે ખરી, પરંતુ તેમનું ધોરણ તદન જુદુંજ છે.

આટલો ખુલાસો કર્યા પછી પણ મારે જણવવું જોઇએ છે કે કેળવણી ખાતાની કમિટીના મનને અનુસરીને મેં મારા પુસ્તકની કિંમત રૂપિયા ત્રણને બદલે બે રાખી છે. તેમજ સ્ત્રી–ચરિત્ર અથવા છેલાણી પુરૂષોનાં લાડની છાક મારતી વારતા પુસ્તકમાંથી દૂર રાખી છે. કેળવણી ખાતાના વડા મી૦ ચાટફીલ્ડ સાહેબે પેહેલા પુસ્તકને જે આશ્રય આપ્યો છે તેથી આ બે પુસ્તક બહાર પડી શક્યાં છે. એ આશ્રય જો કે ઘણો ઉદાર છે, તોપણ વારના સંગ્રહ કરવા પછવાડે મુસાફરી કરતાં ને ભાટચારણોને રાજી રાખતા અને જે વખતનો અને પૈસાનો ખરચ કરવો પડયો છે ને તથા વારતાઓ-માંથી વધઘટ કરીને લખવામા જે વખત ને વિદ્વત્તા વાપરવાં પડયાં છે, તેનો બદલો એ આશ્રયથી મળી શક્યો નથી. કેળવણીખાતાનુ

વિવા ઉત્તેજક ફંડ કમનસીબે મરાઠી ને બીજી ભાષાઓના ગ્રંથોમા મારી પેઠેલા રોકાઇ ગયું છે, કે જેથી ડાઇરેક્ટર સાહેબ તે ફંડમાથી વધારે નકલો ખરીદવાનો હુકમ આપી શક્યા નથી; તેમ ભવિષ્યને માટે હાલ જેટલી પણ ચોક્કસ કબુલત કરી શકતા નથી. પરંતુ કમિટીના સુચવ્યા પ્રમાણે પુસ્તકોમા જે ફેરફાર કર્યો છે તે ઉપરથી જો નિશાળના ખપ સારૂ કમીટીને હવે કાંઇ વાંધો નહિં રહ્યો હોય, તો નિશાળના ફંડમાથી નકલો ખરીદ કરેથી ઘટતો આશ્રય મળશે અને તેણે કરીને જે વારતા સંગ્રહથી ગુજરાત પ્રકાશમાન થાય છે અને જેમ કાળ જાય છે તેમ તેનાપર અંધકારનો પટ ફરી વળવાનો સંબંધ છે, તે પૂરો કરવાને બની શકશે.

પ્રગટ કરેલા પુસ્તકો એક એકથી અનુક્રમે ભાષાની મગળના અને વારતાના પ્રકારમા ચઢિયાતા છે એક વારતા બીજી સાથે ભાષામા પણ સાદૃશ્ય ધરાવતી નથી એવી રીતનો ભેદ રાખવો ઘણો વિકટ છે તે છતા તે કેટલે દરજ્જે પાર પડયો છે તે વાચનારે વિચારી લેશે. જે વાતથી એકાદ બે પ્રસંગ કે લક્ષણ જાણવામા આવે તેવા ટુકડાઓ તો સેંકડો ને હજારો રસ્તે રસ્તે ગજળના રખડતા મળી આવે છે, તેથી તેવા કોઇનો પણ આ ગ્રંથમા સમાવેશ કરવામા આવ્યો નથી. તે જ પ્રમાણે જ્યા જ્યા ન્યૂનતા દૃષ્ટિએ પડતી ગઇ અથવા નીરસ લાગતુ ગયુ ત્યા ત્યા તેને બદલે સ્વતં કલ્પનાથી બેસતુ આવે તેમ વારતાના મૂળ સ્વરૂપમા અંતર ન પડે તેવા પ્રકારનું ઉમેરણુ કરી સંપૂર્ણ કર્યું છે, જેમા ઘણી વિદ્વત્તા ને વખતની જરૂર છે. એથી ઉલટુ વકતાના બોલે બોલનો ઉતારો કરી છપાવવો એ દસ રૂપિયાના લહિયાનુ કામ છે વળી જ્યા એક વાક્યથી કામ ચાલે ત્યા બે વાક્ય લખ્યા નથી. માત્ર ભાષા અર્થે લંબાણ કરી જગા રોકવી એ બાળ-બુદ્ધિઓને બહુ પસંદ પડે છે, તેમજ એકનો એક વિચાર સહજ ફેરફારથી લખાણમા કેવી રીતે ફરી ફરી વિટવાતો આવે છે તે પરખાવાનુ તેને સામર્થ્ય હોતું નથી દરેક લખનારમા બાલ્યા-વસ્થામા ટાયલું કરવાનો દોષ તો હોય છેજ, કે જેમાથી તે ઊમર વધે નહીં, પરંતુ મનશક્તિમા વધવાથી મુક્ત થાય છે આ પુસ્તકોના

લખાણુમાં અદ્યાપિપર્યંત મેં કોઇપણ હિંદુની મદદ લીધી નથી, તેથી કોઇ કોઈ ઠેકાણે ભાષા દોષ તો હશેજ. જે બીજી રીતનું મને રોકાણુ ન હોય તો લખવામાં વધારે વખત વાપરવાથી અને એકાદ વધારે પ્રૂફ સુધારવા જેટલી નિવૃત્તિ મળવાથી કદાચ દૂર થઇ શકત. શુદ્ધ ગુજરાતી લખનારા હિંદુઓની પણ ઘણી અછત છે ને હું અનુભવ ઉપરથી કહી શકું છું કે મુંબઇ ને અમદાવાદ જેવાં શેહેરોમા પણ તેવાઓની સંખ્યા માત્ર આંગળીઓ પર ગણી શકાય છે, બાકી કપાળે ટીલા તાણીને માથે પાઘડીના ગોળ ચકરા કિંવા ઢલતા જુનાં સુપડા ચઢાવીને ફરેથી ગુજરાતી લખનાર ગણાતા નથી અને તેમના વડે આપણો હેતુ પાર પડી શકતો નથી. એમ તો મારી પાસે બે ત્રણ સખસો કવિના પાઘડાં ચઢાવી બે ચાર ગ્રંથકારના થોથાં બગલમા મારીને, ચાર પાંચ મેહેતાજીની મોટી દેખાડતા ને એથી એ વધારે સંખ્યા માસ્ટરની પિઠોડી લટકાવીને મ્હાલતા મ્હાલતા આવ્યા હતા કે જેમને મે અથથી તે ઇતિપર્યંત નોધ પૂરી કરી આપ્યા છતા તેને સરળ વાક્યોમા ગોઠવવાના, તેમજ દશ પાના પૂરેપૂરા લખી આપ્યા પછી તેમાના પાંચ વાક્ય પણ ફેરવી વધારે માર્મિક કરવાના સાંસા પડયા. કારણ, તેઓ વિચારશૂન્ય હોવાથી ઘાંચીના બેલની પેઠે ભાષારૂપી ઘાણી એકજ રીતે ફેરવે છે અને જે ઢપ વાંચેલી તે જ તેમને બેસી ગયલી હોય છે તે વગરની કોઇ પણ રીતની નવી છટા અથવા માર્મિક વાક્ય રચનાનું ચાતુર્ય, એવા માત્ર ભાષાનું લાદાવહિતરૂં ઉપાડવાને સર્જેલા વેઠિયાઓ, સમજી શકતા નથી. હવે મહજ હ્રસ્વ, દીર્ઘ સુધારે અથવા હસ્તદોષ દૂર થાય ( કાંઇ રોકાણની વખતે એક હિંદુ લખનાર પાસે વીસેક પાના તપાસાવ્યા હતા તે શિવાય ) એટલીજ માત્ર મદદ ફક્ત સાધારણ હિંદુ પાસથી મળે તે લેવાની મેં હાલ બંધ રાખી છે. यद्भविष्यति तद्भवतु *

*કેટલાક વાચનારાઓને આ પ્રસ્તાવના તેના કટાક્ષ વિચારોને લીધે દોષિત લાગતો હો તો લાગો, પરંતુ જેમનુ અંગ્રેજી વાચન ટુંક અઠોળિયુ કિંવા એક ધોરણી નથી તેમને અંગ્રેજીમા એવી વિધિના લખાણ ઘણા વાંચ્યા હશે.

# ગુજરાત તથા કાઠીઆવાડ દેશની વારતા.

## ( ભાગ ૩ જો. )

## અક્કલ વેચનાર બ્રાહમણ.

એક ગરીબ પણ ગુણવાન બ્રાહ્મણ હતો જે પોતાની મેહેતા-ગીરીમાં માંડમાંડ પોતાના કબીલાનું ગુજરાન ચલાવતો હતો. એનો એક છોકરો હતો તે દરરોજ નિશાલે જતો, ત્યા રૂઠી રીતે શિખવા-પર લક્ષ આપતો. મેહેતાજી તથા બાપનું કહયું બરોબર કરતો. નિશાળના ધારાને કોઇ દિવસ અપમાન ન કરતો. નંબર પહેલો રાખતો, એવી બધી રીતનો ડાહ્યો છોકરો હતો. પણ તેના કમ નશીબે એક મોટો રોગ પેદા થયો તેથી થોડા દિવસ દુઃખ વેઠી તેનો બાપ મૃત્યુ પામ્યો. આવા કારણથી બીચારા ગરીબ માબાપના છોકરાને પોતાના અભ્યાસમા ઘર ચલાવવાની ફીકરથી ભંગ પડયો. અને કોઇ પણ રીતે પૈસો પેદા કરવાની જરૂર પડી. તેથી ઉમેદવાર દાખલ દર-બારમાં જવા લાગ્યો. ત્યા અરજી લખવા શિવાય બીજી કોઇ તરેહની તેને પેદાશ નહોતી, તેથી ત્યા પણ પોતાના ગુજરાનની ભુખ પુરી પડી નહિ. હવે ઘરની ફીકર કરવામાં તે એકલોજ હતો અને દરબારમા ગએથી તો કંઈ ખરચનો નિભાવ થવા લાગ્યો નહિ. 'દરબારમાં તો કોઇ દિવસ બે, તો કોઇ દિવસ ચાર આના મળે, તેમ

કોઇ દિવસ તો સમુળગુ પણ ન મળે. આવી રીતની પેદાશમાં મહીને આશરે ૩—૪ રૂપિયાની પેદાશ થવા લાગી; અને ઘરનું ખરચ તો ઘણું તેથી નિભાવ શી રીતે થાય ? તેથી છોકરે બીચારે વિચાર કરયો કે આમાં કંઇ આપણું વળે એવું નથી. ખરચ જેટલું પણ મળતું નથી ને આપણે જાતે ગરીબ તેથી આગલ ઉપર આશા રાખી કેમ બેઠી રેહેવાય ? ઘર ખુણે પડી રેહેવાથી અમે તેવા વિદ્વાનોનો પણ ભાવ પુછાતો નથી. માટે હવે આપણે કંઇ પણ બીજો ઉપાય કરવા બહાર નીકલવું. તે ઉપરથી ધંધો કરવામાં કોઈ નવોજ ઉદ્યમ ઉઠાવવાનો તેણે નશ્ચય

આવી રીતે ઠરાવ કરી તેણે બજાર વચ્ચે એક ઓટલો ભાડે રાખી અક્કલ વેચવાની દુકાન કાઢી. પાસે થોડા કોરા કાગળ, કલમ, સાહી, ખડીઓ, પેટી એવી રીતનો સામાન રાખી દુકાનની બહાર એક પાટીઉં "અક્કલ વેચવાની દુકાન" એમ લખી ચોડયું. તે દુકાનની આસપાસ ગાંધીઓની દુકાન, ડોશીવાણીઆની, કાછીઆ લોકની, તેમજ મ્હોટા મ્હોટા નાણાવટી લોકોની દુકાનો આવી હતી. તેમાં શાકવાળા "લ્યોરે કોલું, તુરીઉં ને વાલોર ! " એવી રીતે લાંબે સાદે બોલતા હતા તે સાંભળી અક્કલ વેચનારો છોકરો પણ બોલવા લાગ્યો કે "લ્યોરે અક્કલ !" પણ એનુ એક વખત બોલવું કોઇના કાન ઉપર આવ્યું નહિ તેથી વારંવાર એવી રીતે બોલવા માંડયું. તેથી તે ને તે જ એટલે પેહેલે દહાડે એની લોકમાં જાણ થઇ અને ત્યાં ઘણા લોકો એકઠા થયા અને તેનો તમાસો જોઇ નવાઇને લીધે મશ્કરીથી બોલવા લાગ્યા કે જુઓ આ ભાઇ આજે અક્કલો વેચે છે ! આમાં તે એ શું કમાશે ? ઉલટો દુકાનનો ભાડા ખરચ પણ માથે પડશે. જેમ જેમ બીજા લોકો આવી રીતે બોલે છે તેમ તેમ તે અક્કલ વેચનારો બ્રાહ્મણ ઉપર પ્રમાણે વધારે જોરથી સાદ પાડવા લાગ્યો, તેથી વળી કોઇ કોઈ અન્યોઅન્ય મશ્કરી વાસ્તે કહેવા લાગ્યા કે "ભાઈ તમારે અક્કલો લેઇને ઘણા થવું

જોઇએ ! " જેમ જેમ વખત થતો જાય છે તેમ તેમ લોક વધારે એકઠા થાય છે અને મશ્કરીઓ કરે છે; પણ બ્રાહ્મણ તેમાંના કોઇની વાત કાનપર નહિ લેતાં, ને શરમ નહિ રાખતાં, ઉલટો હસે છે અને પોતાનું કામ તે રૂડી રીતે કરયો જાય છે. આમ થતાં તે બ્રાહ્મણની વાત આખા શેહેરમાં પસરી ગઈ અને ધીમે ધીમે અક્કલ લેનાર ગ્રહાકો આવવા લાગ્યા. અંતે લોકે પ્રથમનું મશ્કરીપણું દુર કરી બ્યાજબી છે એમ જાણ્યું ને બેશમજુઓ શલાહ લેવાને બેધડક આવવા માંડયા. તેથી દરરોજ અડધા પોણા રૂપિયાની પેદાસ થવા લાગી.

તે શેહેરમાં એક ઘેલા શેઠ કરી કાળા અક્ષરને કોવાડી મારે એવો અજ્ઞાન અને નામ પ્રમાણે નામનાં રાખે એવો શેઠ રહેતો હતો. તેમની પાસે બાપની કમાએલી આશરે બે લાખની પુંજી હતી તેથી શેહેરની અંદર સૌથી મ્હોટામાં એ ગણાતો હતો. ગામમાં તેનો વહેવાર પણ સારો ન મલે. તેનામાં ખરી મતિની ખોટ હતી, ને વઢકણો સ્વભાવ હતો જેથી કોઈ સાથ તેને બનાવ નહિ હતો. તેને ડાહ્યાભાઇ નામનો વીશ વરસનો છોકરો હતો તે પણ બાપ જેવો અર્ધો ઘેલો હતો. તેને એક દિવશ બોલાવી ઘેલા શેઠે કહયું કે આ બે પૈસા લઈ હમણાંને હમણા કંઇ નવાઇનું શાક લેઈ આવ. પિતાનું આવું કેહેવું સાંભળી છોકરો બે પૈસા લઇ બજારમાં ગયો. ત્યા શાકવાલા પોતાનાં શાકના નામ દેઈ બુમો પાડતા હતા, તેમજ અક્કલવાલો પણ પ્રથમની માફક બુમો પાડતો હતો. તે છોકરે સાભલ્યું અને વિચારયું કે અક્કલનું શાક નવાઇ જેવું છે, માટે બે પૈસા આપીને એ જ શાક લેઉં. એમ વિચારી શેઠનો છોકરો અક્કલ વાળાની દુકાન ઉપર ચડયો અને ભાવ પુછ્યો કે અક્કલ કેમ શેર આપશે ? ત્યારે બ્રાહ્મણે કહ્યું કે જેને જેવી જોઇએ તેને તેવી મળશે, અક્કલનું મૂલ કંઇ થઈ શકતુ નથી. દામ પ્રમાણે માલ મળશે, માટે બોલો કેટલાની જોઇએ છે. છોકરે બે પૈસા આપી

પોતાનો રૂમાલ ધરયો, "લે આમા બે પૈસાનું અક્કલ શાક નાખ્ય" બ્રાહ્મણે તો કડકો કાગલ લઇ "બે જણ લડતા હોય ત્યા ઉભા રહેવું નહિ," લખી ચબરખી કેડી આપી. પણ બાળક હજુ નહિ ચેનવાથી રૂમાલ ધરી રહ્યો છે અને કેટલીક વારે કહેવા લાગ્યો કે મને શાક કયાર આપશો? બ્રાહ્મણે કહયુ કે આ ચીઠીમા અક્કલ છે. ત્યારે છોકરો તે લેઇ ઘેર ગયો અને પોતાના બાપને ચીઠી આપી–બાપા હો આ નવાઇ જેવી ચીજ લાવ્યો છુ. ચીઠી વાચી કે તરત શે'ને તો ક્રોધ ચડયો અને બોલ્યો કે એ મુર્ખા આ શુ લાવ્યો! આમા શુ નવાઈ જેવુ છે? કાપી કુભાગ્યુ અને આધળી માલણુયે જાણે છે કે બે જણ લડતા હોય ત્યા કોઇ ઉભા રાખે, તોપણ ઉભા રહેવુ નહિ. એવી રીતનુ ઘણુ કહી બાળકને ધમકાવી પુછ્યુ કે આ તને કોણે આપ્યુ! આન બનાવ મને, કીઆ સા—એ બે પૈસા ધૂતી લીધા છે! બાળકે, કહ્યુ કે ચૌટાની વચમા એક મહારાજ છે તે અક્કલ વેચે છે, ત્યાથી હું લાવ્યો છુ. બાપે કહ્યું મને બતાવ કે તે કયા બેસે છે એમ વાતચીત કરી બાપ દીકરો ચૌટામા આવ્યા એટલે છોકરે વેગેથી પેલા બ્રાહ્મણને બતાવ્યો. શેઠ તો રીસે ભરેલા જઇ બોલ્યા કે "અલ્યા બામણા! કેમ આટલો બધો બહેકાયો છુ? ઠીક છે આજ તારો ઢોંગ બતાવુ છુ. મારા છોકરાને તે ન્હાનો અને એકલો જાણી કડકો કાગળ આપી ફોસલાવી ધૂતી કાડયો; પણ વલી જા બ્રાહ્મણ છુ, તેથી જવા દેઉં છુ પણ મારા છોકરા પાસેથી લીધેલુ નાણુ આપ, નહિ તો પડી છોડવાનો નથી." પછી બ્રાહ્મણ બોલ્યો કે, "ભાઇ આટલા બધા ઉતાવલા શું કરવા થાઓ છો! તમે દેવાળિઆ છો કે વેહે‍ારિઆ! હું તો જાણુતો કે તમે વેહેવારિઆ છો! તમારા છોકરાને પુછો કે મેં અક્કલ આપીને દામ લીધુ છે કે ધૂતી લીધો છે તેમ છતા તમારી મરજીમા ધૂતી લીધો આવતું હોય તો મને મારી અક્કલ આપીને તમારૂ દામ પાછુ લ્યો. આમ જગવારમા લીના પીના થઇ અમસ્તુ ઠુત શુ

કરવાને કરો છો" શેઠે ગુંજામાંથી ચીઠી કહાડી કહ્યું કે "આ લે તે તારી અક્કલ ને ચાલ ઝટ લેઇ મારા પૈસા પાછા આપ." પછી બ્રાહ્મણે ધીમાસથી કહ્યું કે તમે ચીઠીમાનું સઘળું જાણી લીધુ, હવે હું એ કાગળની ચમરખીને શું કરૂં? આ કામ કઇ વહેવારિઆનું ન કહેવાય કે સઘળી હકિકત જાણી લેઇને પાછી ચીઠી આપો છો તેને હૂં શું કરૂં? ગમે તો લેઈ જાવ, નહિ તો અહીંઆ છો પડી રેહે જો તમારે તમારા પૈસા પાછા લેવા હોય તો મને લખી આપો કે ચીઠીમા લખી આપેલી સલાહથી ન ચાલવું ને આજ પછી જ્યા પાંચ કે બે જણાની લઢાઇ દેખ ત્યા મારા પુત્રને મોકલું, ત્યારે મારી અક્કલ મને પાછી આપી કહેવાશે" પછી બેચાર જણાએ એકઠા થઇ શેઠ પામે એવી રીતનું લખાણ આપી કજીઓ પતાવ્યો પછી પુત્ર ને બાપ બે પૈસા લેઇ ઘેર તો આવ્યા, પણ લોકમા તેમની ફજેતી થઇ અને વળી ઘરમાથી બકરી કાઢતા ઉંટ પેઠું.

આ વાતને બે ત્રણ માસ વહી ગયા, ને એક દિવસ તે શેહેરના રાજાની બે રાણીઓની બે દાસીઓ ગાંધીની દુકાને કઇ જણસ લેવા એકજ વખત જઇ પહોચી એક કહે કે પેહેલું મને આપ ત્યારે બીજીએ પણ જોર બતાવીને કહ્યું કે પહેલું મને આપ એમ કરતા તે બન્ને જણા ઘણા વઢી પડયા, તેથી ગાંધીને બ્હીક લાગી ને તે બીચારો તો ત્યાથી જીવ લઇને નાઠો એટલે બન્ને દાસીઓ ચોટને ચોટલો ઝાલીને વઢી તે ખબર પેલા ત્રેવાડી શેઠે સાભળી કે તરત પોતાના છોકરાને મોતાની જોવા મોકલ્યો છોકરો જઈ પહોચ્યો એટલે પેલી દાસીઓ એક પછી એક કહેવા લાગી કે જુઓ શેઠ આ દાસી મને મારે છે તે દરબારમા જાઉં છું ત્યા શાહેદી પુરજો તેમજ બીજી કહે કે જો આ મને મારે છે તેના તમે શાહેદી છો પછી પેલી દાસીઓ ને છોકરો પોતાને ઘેર ગયા છોકરે ઘેર જઈ પોતાના બાપાને દાસીઓની વઢવાડની બધી વાત કહી

દાસીઓએ જઇ રાજાને ફરીઆદ કરી એટલે રાજાએ બન્નેને

દિવસે ન્યાય કરવાનો ઠરાવ કરયો. તે વાત બે રાણીઓએ જાણી તેથી તેમણે દરેકે મન સાથે ઠરાવ કરયો કે "જો વાણિઓ સાક્ષિ છે તે જો મારી તરફની સાક્ષી નહિ પુરે, તો કાલે એને મરાવવાને હું ચુકનાર નથી." તે વિચારની ગડબડ ફેલાવાથી ઘેલા શેઠનો એક બંધુ જો દરબારમાં રેહેતો હતો તેણે જઇ ઘેલા શેઠને કહ્યું કે કાલે ડાહ્યાભાઇને માથે મોત થવાની તકસીર છે. માટે કંઇ પણ એવો ઉપાય કરો કે ભાઇનું મોત થતુ બચે; કેમકે સાક્ષિ બન્નેના ફાયદાની કેહેવી મુશ્કલ છે. તે જો તેમ ના થાય તો ભાઈ બચવા પણ મુશકલ છે. આવી કઠોર વાણી સાંભળીને શેઠ ઘણો શોકાતુર થઇ ગયો, ને વિચારમાં પડ્યો કે "ભાઇ જ્યારે કાલે મરશે ત્યારે પછી મારા શા હાલ થશે? મારા બે લાખ રૂપિયા ને હવેલીઓ શા કામમાં આવશે! મેડીઓ ઝરૂખા સૌ રાખ થઇ જશે, ને મારી ગતિ શી થશે?" આવા વિચારમાને વિચારમાં માથું કુટી રૂદન કરવા માંડયું. અને "હવે હું વાઝીઓ કેહેવાઇશ રે મારા બાપ—," એમ કહી મોકી પોકો મુકવા માંડી. તે સાભળી સર્વ સગાં સંબંધી આદિ લોક ધાઇ આવ્યું અને જોઇ બોલવા લાગ્યા કે આ તે શી બલા કેહેવાય? પછી શેઠને સગાસંબંધીઓએ પુછયું કે છે શું? શેઠે જવાબ દીધો કે તમે શું પુછો છો! મારા છોકરાની કાલે ઘાત થવાથી મારા કરમના ભોગ ફરી વળવાનાં છે, માટે કોઇ દયા આણીને મારો ડાહ્યો ભાઇ ઉગરે એવો ઉપાય બતાવો. તે ઉપરથી એકે પુછયું શા કારણથી ભાઇને ઘાત જશે. પછી શેઠે રડતાં રડતાં બધી વાત કહી. તે સાભળી બીજા એક જણે કહ્યું કે અક્કલ વેચનારાની દુકાને જઈ બધી વાત તેને માંડીને કહો એટલે, તે અક્કલ બતાવે કે જેથી બાળક ઉગરશે.

પછી શેઠ પોતાના વાણોતરોને તેડી પેલા અક્કલ વેચનારાની દુકાને જઇ એકદમ અંદર ગુસવા માડયું, કે બ્રાહ્મણે તરછાડીને કહ્યું "એ શેઠ ક્યાં ઓરા આવો છો! તમો ઘણા કથોરા છો—

જાઓ તમારૂં શું અહીં કામ? તમારી સાથ મને વેહવાર નથી; શીદને તમે ઊપર હેઠો છો—ઉતરો હઠ!" શેઠ કહે "અરે ભાઈ આમ કાં કહો છો? છેક કૃપા તજીને શું બોલો છો! જરા આવવા તો દો." વિપ્ર કહે કે ના આમ બોલશો નહી—મારે તમારૂં કામ નથી. પછી શેઠ ઘણું કરગરયા, તેથી આવવા દીધા એટલે શેઠે બધી વાત તેને કહી. બ્રાહ્મણે કહ્યું કે હવે તો પાંચશેં રૂપિયા આપો તો અક્કલ આપું, નહિ તો આ કામની સુધી અક્કલ મારી પાશે નથી. આવું સાંભળતા વારજ શેઠે રૂપિયા કણુલાવ્યા. એટલે પછી છોકરાને પોતાની પાશે રાખી વિપ્રે શિક્ષા આપી કે તને રાજાજી પુછશે—"તું સાચે સાચું કેહે કે દાસીઓ ક્યારે અને કેવી રીતે લઢી? તું ત્યાં હતો કે નહી?" ત્યારે કેહેજે કે "લઢી-લઢી-લઢી-લઢી-લઢી. હા હું હતો-હતો-હતો-હતો-હતો" પછી રાજા કેહેશે કે "ઘેલો છે કે શું!" ત્યારે કેહેજે કે "ઘેલો-ઘેલો-ઘેલો-ઘેલો-ઘેલો-ઘેલો!" એવી રીતે ગાંડુ ગાંડુ બોલજે એટલે ગાંડો જાણી તને છોડી મુકશે.

બીજે દિવસે કચેરી ભરાઇને બેઠી છે, ત્યા રાજા આવી પેલા છોકરાને બોલાવી દાસીઓનું કામ તપાસવા માંડ્યું. તેમાં શેઠના છોકરાને પુછવામા આવ્યું ત્યારે પેલા બ્રાહ્મણના કેહેવા મુજબજ પુછ્યું. એટલે તે પણ શિખવ્યા પ્રમાણે રાજાના આગલ બોલ્યો. હું-હતો-હતો-હતો-હતો હતો! અલ્યા ઘેલો છુ શું? તો કેહે ઘેલો-ઘેલો-ઘેલો-ઘેલો-ઘેલો! તે સાંભળી ભરાયલો સઘલો સમાજ ખડ ખડ હસવા લાગ્યો. ને રાજા બોલ્યો કે આ છોકરો ગાંડો છે, માટે એની સાક્ષિ કામની નહિં, તેથી એને તાકીદથી વિદાય કરો કે પાછો બીજાને પુછતાં વચમાં બોલી ન ઊઠે. આવી શિખામણમા એક જીવ ઉગરયો ને વળી પોતાને દામ મલ્યુ તેથી આખા શેહેરમા અક્કલ વેચનારાની પ્રખ્યાતિ વધી.

બે ચાર મહીને શેઠે વિચારયું કે મારા ડાહ્યા છોકરાને ગાંડો

આવી નઠારી વાત જાણશે તો નિશ્ચે ધાત કરશે. આ વિચારથી શેઠને ઘણો પશ્ચાતાપ અને ફીકર થઇ, તેથી ફરીને બ્રાહ્મણ પાસે ગયો અને નિરાશ થઇ કરગરી બોલ્યો કે રાજા મારા છોકરાને જ્યારે શાણો જાણશે ત્યારે ઉલટો વધારે શિક્ષા કરશે, માટે તેની તરે અક્કલ આપો કે જેથી મારા છોકરાને શિરથી વગર ફાંસીનો ચડેલો કાંધ મટે. તે સાભળી બ્રાહ્મણ બોલ્યો કે આ ઉચાટ ટાળવાની અક્કલના પાચશેં રૂપિયા આપો. પાચશે રૂપિયા લેઇને બ્રાહ્મણે અક્કલ આપી કે આજે જ્યારે રાજા ખુશ મિજાજમા હોય ત્યારે તેને આપણે ઠગવા માટે જેવી રીતે ગોઠવણ કરી હતી, તે ખરેખરી કહી દેજો. એટલે હું સત્ય કહું છુ કે રાજા કઇ પણ નહિ ચ્હીડવાના ઉલટો ખુશી થઈ તમારા છોકરાને બીનકુસુ મારવાનો વિચાર કરશેજ નહિ.

વણિક ખરેખરો લાગ જોઈ દરબારમા ગયેલો તે રાજાને પ્રસન્ન જોઇ બ્રાહ્મણના કહેવા પ્રમાણે સઘળો વિસ્તાર કહ્યો. તે સાભળી રાજા ઘણો વિસ્મય થઇ બોલ્યો કે આપણા નગરમા એવો કોણ અક્કલ વેચનારો છે ? વળી ખુશી થઇ બોલ્યો કે એને મારી પાસે બોલાવો, આપણે સર્વ એને જોઇને સાબાશી આપીશું આ હુકમ સાભળી દરબારમા સહીકડો નોકર ઊભા હતા તેમાથી દશવીશ દોડી ગયા તે જઇ બ્રાહ્મણને બોલાવી રાજાના આગળ હાજર કરયો. એટલે રાજાએ કહ્યું કે આ શેહેરમા તમે અક્કલ વેચો છો ? બ્રાહ્મણે કહ્યુ કે હા સાહેબ ? પણ તે આપના પ્રતાપ વડે, નહિ તો હું શી રીતે કમાત ? રાજાએ કહ્યું, ત્યારે મને અક્કલ આપશો ? વિપ્રે કહ્યુ હા સાહેબ ! શા વાસ્તે નહિ ? ત્યારે રાજાએ કહ્યુ કે મારે કેટલી અક્કલ જોઇએ ? વિપ્રે કહ્યું મારા વિચારમા તો આવે છે કે તમારે રૂપિયા લાખની લેવી જોઇએ. તેના કેહવા મુજબ એક લાખ રૂપિઆ આપી રાજા સઘલા સમાજ વચે અક્કલ ખરીદવા બેઠા. પછી બ્રાહ્મણે કાગળ લેઇ લખી આપ્યું કે "જે કંઇ કામ

કરવું તે પોતાના હદ સામુ જોઇને અથવા વિચાર કરીને કરવું, ” એવી રીતે લખી રાજાના હાથમાં મુકયો. અને કહ્યું કે હાથને હાથ તમારા સઘળાં વાસણ વસ્ત્ર મંગાવી તેનાપર આ વાકય લખાવો. અને વળી સુવા બેસવાના સ્થલો, મેડી, મંદીર, માળા, વિગેરે ઘરમાં સર્વ ઠેકાણે આ ઉપરનું મારૂ લખેલું તે કોતરાવો, તે વેળા તુરતજ બ્રાહ્મણના કહેવા પ્રમાણે વાસણો મંગાવી તે પર મજકુર વાકય કોતરાવ્યુ. તેમજ મહેલમા સર્વે જગોએ લખાવ્યું.

આ વાતને થોડા દિવસ થયા પછી રાજા માંદો પડયો, ત્યારે પ્રધાને વૈદને બોલાવી કુડથી ઓસડમા ઝેર મેળવી પીવા અપાવ્યું. તે રાજા લેઈ જરા ઠેરવવા લાગ્યા, તેવામા પ્યાલાની કોરે વિપ્રનું લખાવેલું વાકય વાચી વૈદનું ઓશધ થોડો વાર જોયા કરયુ. રાજાને પીતાં વાર લાગી તેથી વૈદને ભ્રાન્તી થઇ કે રાજા ચેત્યો કે શું ? આવી ભ્રાન્તી લાગવાથી વૈદે પગે લાગી માફ માગી. ખરેખરી રીતે માની દીધુ કે સાહેબ ! આ પ્યાલામા ઝેર નાખ્યુ છે, માટે પીશો નહિ. મને તો વજીરે શીખવ્યુ. આવી રીતનું વૈદનું કહયું સાંભળી વૈદને દેશપાર કાઢી મુકયો અને દુષ્ટ દિવાનને ગરદન મારયો. બ્રાહ્મણના આવા વાક્યથી પોતાનો જીવ બચ્યો, તે ગુણ નહિ વિસારવાને માટે રાજાએ તેને પોતાનો કારભારી કરયો.



## सवैयो.

चातुर्की दोर चाकरी चपल्य कीजीये
मूर्खकी रोज क्रोर कोरी कर जानवीः
सिंह हाथ मरवो सो बह्द वखाने सहु
शुनाल्के सग मन लाज हुंन आणवी.
पडितसे प्रीतसो तो गुन गीतरीत जाने
ए यारो ज्ञानीसे वीवाद वात कांहां ल्गु ताणवी.



# હીંદુ હળપાળ.

કચ્છમા કોઈ કાળ વિશે એક કુરપાળ નામનો ચાવડો રાજા હતો. તે રાજાને લીલાવતી કરીને એક ચોહાણ કૂળની રાણી હતી. તે ઉપર રાજાની ઘણીજ પ્રીતિ હતી, ને તે આખો દાહડો ને રાત લીલાવતીની જોડેજ ગુજારતો હતો તે લીલાવતીને બે કુંવર થયા, લાલ ને સુણ તેમા લાલ કુવરને રાજા અતીજ ચાહાતો હતો. એક દિવસ રાજા લીલાવતીના મેહેલની બારીમા બેઠો હતો, ત્યા રસ્તે એક ભરવાડણ જોઇ તેણે સોનાની ચાખડી પેહેરેલી, માથા ઉપર પાચ છ મણના દહીના માટલા મુકેલા, ને એકેક હાથમા સવાસો સવાસો વાછડાની રાશ લીધેલી ને મદમાતી થઈ ચાલી જાય છે. રાજાએ તો મોટા બેડા જોઇ પાસે એક ખવાસ બેઠો હતો, તેને પુછ્યુ આ બેડા અદ્દર કેમ ચાલે છે ? કારણ, બેડા એવડા મોટા હતા ને વળી રાજા ઉપર માળ પર મેડીએ તેથી ભરવાડણ એની નજરે દેખાઈજ નહીં. ખવાસે કહ્યુ માહારાજ એ તો આપણા ગામની નંદગુણી ભરવાડણની દીકરી સરધાર ગુવાલણ દુધ વલોણ લઈ જાય છે. ત્યારે રાજા બોલ્યો આહા ! ભરવાડણમા આટલુ બધુ જોર છે ? ખરે એની સાથે પરણ્યા હોઇએ તો તેનો કેવો બળવાન પુત્ર થાય ? પછી કચેરીમા આવી હુકમ કરયો કે એવો કોઇ આહી હાજર છે કે ભરવાડણનું બેડું હલાવી આવે ? સર્વે ભરવાડણને જાણના હના તેથી કોઇની હિમ્મત ચાલી નહીં, ને સરવે મુગા થઈ બેશી રહ્યા. ત્યારે રાજાએ વિચારયુ હું જ જાઉતી. ગમે એટલી પણ અબળા જાત છે, એમા શો માલ છે ? એમ કહી ઘોડેસ્વાર થઇ પોતે ચાલ્યો. ઘોડો તો સીધે રસ્તે ન ચલાવતા આડા અવળા કુદકા મારતો સીરધારના પડખામાં નાખતો ચાલ્યો. ભરવાડણે જાણ્યુ કાઇ દગો છે. તેથી જમણા હાથમા સવાસો વાછડાની રાશ હતી તે ડાબા હાથમા લીધી.

ને એક હાથ ખાલી કરયો. ગજ બેડા પાડવા તેની નજદીક આવ્યો, તેરીજ ગુણાસુંદરીએ તેને લપડાક મારી તેમા પોતાના બેડાને આડ ન આવી ને ગજ ઘોડા ઉપરથી નીચે આવી પડ્યો ! પાસે પ્રધાન વિગેરે આવી પોહોચ્યા. તેમણે કહ્યું ઓહો ! આપણા રાજાને ગુણાલણીની ખુબસુરતીથી મુર્છા આવી કહી પેલી ખરી વાત દાબી દીધી રાજા મનમા તો સમજ્યો પણ શરમનો માર્યો જો ખુલ્લો ન કરતા મુને મોઢે ઘેર આવી પોહોચ્યો ભરવાડણ તો હમેશની માફક મદમાતી મજ્મા હણહણ કરતી ચાલી ગઇ પછી રાજાએ પોતાની કચેરી કરી ડાહ્યા ડાહ્યા અમીર તથા પ્રધાનોને બોલાવ્યા, ને કહ્યુ કોઇ પણ જઇ એ સરદાર ગુણાલણી સાથે આપણા લગ્ન કરી આપે, તો તેને મન માનતા ઈનામ આપુ.

તે સામળી પ્રધાન ઉઠ્યો ને લાગતો ભરવાડની ઝુપડી પાસે આવ્યો ને જુએ છે તો ઝાપો લગાવ્યો છે, નદગુણી બાહાર બેઠી છે, તેના એક હાથમા ડાગ છે, કમ્મરે ધાબળી વીટી છે ને બીજી કાબળી માથે વીટી છે તેના વાન ભાના ભાલા જેવા લાગતા છે. પ્રધાન બોલ્યો ' નદગુણી તમને જવાર છે, બાઇ જવાર છે"

નદગુણી—'તમે અહીં કીમ આવ્યા પ્રધાન ભા ? બેશો, થોડી છાછ પીઓ ધન ભાગ અમારા કે રાજાના પ્રધાન આવ્યા" તેને તો લાગતાજ એક પડખે જગાએથી ધાબળી વતી કચરો ખખેરી ચોખી જગા કરી બેસાડ્યા ને પાસે એક મોટી છાસની તાસળી મુકી, એક વાડકામા થોડુ અફીણ ને થોડી સોપારી મુકી.

પ્રધાન—"બાઈ, અમે તો તારી પુત્રીના રાજા સાથે લગનના માગા કરવા આવ્યા છિએ"

નંદગુણી—"મારી સોકરી મોટી સે, માટે તેને પુસી જોઉં. જો કબુલ કરે તો મારાથી હા કેહવાય." એમ કહી પ્રધાનને બેસાડી ઘરમા પુછવા ગઇ.

નંદગુણી—ડીમ્રી ! તારા તો આ ગામના રાજાના માગા આવ્યા મે. તારી મી મરજી મે ? કબુલ કરા કે પાસા વાલૂ ?

સરધાર—મા, મારે તો રાજા બાજા સાથે નથી વરવા રાજા એના ગામનો ધણી મારે રાજાને શુ કરવો સે ? કોણ એના કેદખાનામા પડે ? ગેના ભોગ લાગાસે ? ડ ભરવાડને પરણુ નહીં, કે મજેની ખાટી મીઠી છાછ પીને ગમે તા ફરની ફેર રાજા તો સુકાઇને કાકીડા જેવો થઇ ગયો સે એક લપડાકમા પડી ગવો, તેને મારી બના રાત પગણે એના માગા કબુલ કરતા નહી

નંદગુણી—(બાહાર આવીને) ભા, એ તો સમજતી નથી તમારે જોઇએ તો રૂબરૂ જઈ છમજાવો

પ્રધાન—(રૂબરૂ જઇને) બાઇ સરધાર, અમને રાજાએ માગા લેઈ મોકલ્યા છે, તમે કબુલ કરો એ સારી વાત છે રાજાની સાથે સગપણ કરવાથી આખુ ગામ તમને નમશે. ને બાઇ સુખી થશો. એમા તમને શુ અડચણ છે?

સરવાર—રાજાનુ મારે શુ કામ સે ? એના કેદમા કોણ પડે ? રાજાને પરણ્યા પછી ગાદરે ને પસરમા, મારે ગમે તા જવા માગુ તો જવાય નહીં ને મોહોનમા ગોધાઇ રહેવુ પડે ઝીણા પાપગ જેવા કપળ, અડકુ તાહાં ફાટી જાય ને માહીથી આખુ દન દેખાય મારો આ ધાબળો જો તારા જેવા પાચને બાધી ઉપાડી જાગ, તોપણ ફાટી ન જાય ખાવાને પણ તીખા ને ખારા, જેથી મો બળી જાય. મારો એક છાછનો વાડકો પી તે તારા બોતેર ખરીઆંને હડ્ડ વકે. મારે મરવુ મોન પ્રધાન, હાથે કરીને

પીઠમાં કુળ પડે ? રાજાની રાણી થવામાં શું સુખ ગે ? રાજા કાંઇ અમારી રીતે પરણશે ?

પ્રધાન—આઇ, પરણવાનું પણ બધું તમારી મરજી પ્રમાણે થશે, માટે તમારી મરજી હોય તો તમે કહોછો તે પુછી આવું?

સરદાર—જો તારો રાજા અમારી ભરવાડની રીતે પરણે. એને તો કંઠાર ખાવાને જોઇએ, પણ મારે તો કંઠારને બદલે ટોઇ માળની ખારી છાછ ભરવાડ માફક પીવા કબુલ કરે તો પરણું. માથે જાનમાં ઘણા લોકો આવવા નહીં દેશે. ભરવાડની રીતે બે ચાર માણસ લઇ ચાલીને આવવું તેમા કંઇ ફેરફાર થશે ને છાછ પીતા ના પાડશે તો માંડવેથી પાછા વાળીશ.

પ્રધાન—વારુ રાજાને પુછી આવુ છઉં.

રાજા—કેમ પ્રધાન ચાલ્યા થયા કે ?

પ્રધાન—સાહેબ, ચાલ્યા થવામાં જે અડચણો છે, તે તમને કહી દેખાડું. એ રીતે તમારાથી બનશે નહિં, ને એ હકીકત સંભળાવણું તમને ગમશે નહીં, એમ કહી મરવ કહી દેખાડ્યુ

રાજા—વાહ ! એમા શું ? ટોઇ માથ તો શું પણ નવુ માગની હશે તે છાશ પણ એ સુવાળણું માટે પીશ. ને પરણવા પણ ભરવાડની રીતે જઇશ. માટે ના પાર ન લગાડ. જલદી તમામ કબુલ કરી લગનનો દાહાડો મુકરર કરી આવ.

પ્રધાને સર્વ કબુલ કરયાથી લગનનો દાહાડો મુકરર થયો. તે દિવસ રાજા પોતાના બે ચાર માણસ, બ્રાહ્મણ, ભાટ, સેનાપતિ અને પ્રધાનને લઇ ચાલીને ભરવાડને તોરણે આવ્યા. કે તુરત સાસુએ આવી વધાવ્યો. પોંખી પગ ધોઇ રાજાને ઘરમા લાવી બેસાડ્યો કે

પ્રથમજ ભરવાડણે ખાટી છાશનો વાડકો મુકયો. તેની વાસથી બ્રાહ્મણ ને બીજા જાનયા દૂર જઇ ઊભા. પણ રાજાએ તો તરતજ હાથમાં લઈ મોંઢે માંડયો. તે જોઇ સાસુએ કહ્યુ બસ છે. મોંએ વંદન કરયું એજ પીધા બરોબર છે, એમ કહી પછી સારો કંશાર આપ્યો.

લગન થયાં પછી રાજા રાણી માંહેરામાં બેઠાં, ત્યારે ઇન્દ્રનું ઇન્દ્રાસન ડોલવા લાગ્યું. તેથી ઇન્દ્રે આથવ નામના પોતાના અનુચરને આજ્ઞા કરી કે જાવો તપાસ કરો કે ઇન્દ્રાસન હાલવાનુ શું કારણ ? અનુચરે ખબર આપી કે મૃત્યુ લોકમાં એક કુમારી સતિ પરણે છે તેની ધામધુમ થઇ રહી છે. તે વખત ઇન્દ્રની સભામાં ચાપલો માળી બેઠો હતો, તેણે ઇન્દ્રની પાસે રજા માગી કે મને રજા આપો તો પરણવાની રચના જોઇ આવું. ઇન્દ્રે કહ્યુ. જા. ચાપલો તો મૃત્યુ લોકમાં આવી એક દિવસ રહ્યો, ને જુએ છે તો સર્વ ખાવા પીવામા ને ગાનતાનમાં ખુશ ખુશ માલમ પડયાં. હર્ષનો તો પારજ નહીં હતો, તેથી ચાંપલો તો એકને બદલે ત્રણ દિવસ રહ્યો. પછવાડે ઇન્દ્રની પાસે કામની અને મોહિની નામની બે પાતરો ગાવા આવી, તેમણે ચાંપલાની ખબર પુછી, માહારાજ એ કયાં ગયો ? ઇન્દ્રે કહયુ કે મૃત્યુ લોકોમાં સતિનાં લગન જોવા. પાતરોએ કહ્યું, અમને રજા આપોની ? ઇન્દ્રે કહ્યુ તમારે પણ જોવું હોય તો જાઓ. તેથી તે પણ ગઇઓ. ચાપલે તો મોહિની ને કામનીને જોઇ ધાર્યુ કે મને તેડવા આવે છે, તેથી તેની હું અગાઊથીજ જાઊં કરી ચાલ્યો. ઇન્દ્રે પુછ્યું મૃત્યુ લોકમાં શું જોયું? ત્યારે ચાપલે કહ્યુ ખાવું પીવું ને મોજ મજા તો ત્યાંજ છે. આંહી સ્વર્ગમાં સામ સામાં બેસી રહેવું ને એક બીજાના મો જોવાં એટલુંજ છે. મૃત્યુ લોકમાં વર કન્યા કેવાં શોભતાં હતાં ? વાહ! વાહ ! તેનેજ માબાપ કરીએ તો ચાલે. ત્યારે ઇન્દ્રને સાંભળી ગુસ્સો ચડયો કે ચાંપલા તું સ્વર્ગ કરતાં મૃત્યુ લોકને વખાણે છે તો જા તે જોડામાં અવતાર લે. આંહી કામ નથી.

ચાંપલો તો આ વચન સાંભળી ગભરાયો કે મેં ખોટું કરયું.

આ તો મહારાજનો શ્રાપ થયો. પછી વિનંતી કરવા લાગ્યો ત્યારે ઇન્દ્રે કહ્યું મારો બોલ પાછો ન ફરે. તારે બાર વર્ષ મૃત્યુ લોકમા રહેવું. ચાપતે કહ્યું ત્યારે એક વચન આપો. ઇન્દ્રે કહ્યું માગ. ત્યારે કહ્યુ જે બાર વર્ષમા જ્યારે તમને સભારૂં ત્યારે મન્દે પધારજો ઇન્દ્રે કહ્યુ ઠીક. પછી ચાપતો ઘેર જઈને સુતો કે તેનો જીવ મૃત્યુ લોકમા રાજા ને ભરવાડણના સમાગમથી ભરવાડણને જે ગર્ભ રહ્યો તેમા સચર્યો, ને પાછળ ખોખુ પડ્યું રહ્યુ. તેવામા પેલી બે ગુણિકા પાછી આવી, ત્યારે ઇન્દ્રે પુછ્યુ મૃત્યુ લોકમા શું જોયુ? ગુણિકા બોલી શું વખાણ કરૂ? સુખ તો ત્યાજ છે. શું વર કન્યાનુ જોડું શોભતુ હતુ? મધુર માણસ તો ત્યાજ છે? અહીં તો એમાનુ કાઇજ નથી ઇન્દ્રે કહ્યુ તમે સ્વર્ગ કરતા તે જગોને વખાણી ને મનુશ જાત તમને મધુર લાગી તો જાઓ, તમે ગઢગાજણમા લીલી પીળી ઘોડી અવતરશો, ને નિત્ય એક માણસ ખાશો ગુણિકાએ પ્રાર્થના કરી, ત્યારે કહ્યુ જે બાર વર્ષ પછી તમે ચાપલા સાથે પાછી આવશો, હવે મારૂં વચન ન ફરે પછી તે પ્રમાણે થયુ.

હવે અહી રાજા અને ભરવાડણના લગન થયા પછી રાજા તો શીનારનીને મુકીને ગુનાગણી ઉપરજ બ્હાલ કરવા લાગ્યો. બાઇને પેટ ઓધાન રહ્યુ હતુ તે વધતા આઠ માસ થયા. તેવામા ગાજણ ગઢથી એક જોધ્ધો દેશે દેશ ફરતો ને સવાસો પુતના પગે બાધતો આ રાજાના દરબારમા આવ્યો તે જોધ્ધાનુ કામઠું સાત મણનું ને તીર બે મણનુ હતુ તેથી તે એક કોશ દૂર નિશાન પાડતો તે આવી બોલ્યો રાજા કા તો તીર માર ને કા તારૂં સોનાનુ પૂતળું બાધી આપ, કે પગે બાધી લઇ જાઉં ને તેમ નહિ તે નગર ખાલી કર ને ભિખ માગી ખા રાજા તો સાભળી વિમાસણમા પડ્યો. વિચારમા ને વિચારમા ત્રણ દિવસ ગયા તેમા અન્ન પાન તજી ગુનાગુણીને મેહેલ પણ જવાનુ છોડી દીધુ. તેની રાણીએ પુછાવ્યું કે રાજા ત્રણ દિવસ થયા મેહેલે કેમ નથી પધારયા? ત્યારે દાસિએ આવી રાણીને

હકીકત કહી કે રાજા તો દુખમા છે. ને આ રીતે એક ગઢગાજણનો જોધો આવ્યો છે, તે પુતળું માગે છે.

રાણીએ દાસિને કહ્યુ કે મારે માટે મરદાની પોશાક, ઢાલ, તરવાર અને તીરકામઠું લાવ ને કોઇને કેહતી નહિ, નીકર મારી નાખીશ. બાદશીએ તો તે પ્રમાણે હાજર કરયા પછી રાણી તો નાહી પોશાગ પેહેરી સુર્યની બંદગી કરી મર્દાની પોશાકમા ચોરે આવી ઉભી. ચોરે આવી પેલા જોધાને કહ્યું ચાલ ઊઠ શું કહે છે? તું કહે તેમ કરવા તૈયાર છુ. તને બાહારથીજ વિદાય કરૂં કે ગામમા પાછો આવે-જ નહિં. તેટલામા બીને રાજા બોલ્યો, ના માહરાજ મારે હોડ કરવી નથી, હુ તો પુતળું આપવા તૈયાર છું. ત્યારે સરદાર તો એટલુંજ બોલી કે, ઉઠ તારૂં નીશાન માડ, જુએછે શું?

પછી જોધો પુતળા સીકે દોડનો ને ગુવાલણી ઘોડા ઉપર બેઠેલી એ રીતે બે ગાઊપર જઈ બે જાડા વામ દાટયા ને તેને સફેત ચાદર બાધી. તેમા કાળો ચંદરમા પાડયો. પછી બાઈ બોલી, પાડ નિશાન ત્યારે જોધે નિશાન ખેંચ્યુ રાજા બોલ્યો મારે હોડ કરવી નથી. હુ તો પગે ધસડાઇશ. એ ભાઇ જોદ્ધા તુ કોણ છુ—લડવું હોય તો તારા નગરમા લડ ત્યારે ગુવાલણી બોલી રાજા તું મુગો કેમ છેની? જોધે તીર ફેકી નિશાન માર્યુ ને બોલ્યો કે મારી હોડ પૂરી થઇ. ગુવાલણી બોલી, નહિં. જો હુ નિશાન મારૂ છું. એમ કહી બીજુ નિશાન માડયુ ગુવાલણના પેટમા ગર્ભ હતો, તેણે ઇશ્વરનુ સ્મરણ કરયુ કે માહરાજ ! મારી માની લાજ રાખજે. તેમ કેહતાજ ગુવાલણના હાથમા બાર ગોધાનુ ગગ આવ્યુ, ને તેણે તરત કામઠુ ચઢાવી મારવા તૈયાર કરયુ. ફરી જોદ્ધાને પૂછ્યુ કે આથી ભારે હોય તે લાવ તેથી જોધે પચીશ મણનું આપ્યુ. તે પણ ગુવાલણીએ ચઢાવી એવુ માર્યુ કે એક કોશને અંતે નિશાન વીંધી બે કોશ ગયું, ને પછી જોદ્ધાને કહ્યુ જોઈ આવ. જોધો જુવે છે તો નિશાન મારયુ છે પણ બાણ મળે નહીં ત્યારે કહે જે

આજુ કયાં ? તો કહે જે આગળ જા. તે પ્રમાણે જુવે છે તો ઊક એક ગાઊ દૂર પડેલું. પછી કહે બચ્ચા ! ચાલ ચોરે હવે તારી વસે કરૂં. પછી ચોરે લાવી નવઘરૂ ઉતારી પુતળાં છોડાવી લીધાં. ને તીર કમાન છીનવી લઇ હાથમાં ઠીકરૂં ને ગળામાં ખાસડાંનો હાર નાખી હાંકી કાહાડયો. રાજાએ પોતાના જોદ્ધાને બોલાવ્યો, ત્યારે કહે જે મહારાજ ઘોડાને પાણી પાઇ આવું. રાજા કહે મારો ખાસદાર જશે. ત્યારે કહે જે ના, મારો ઘોડો બીજાને હાથ રહે નહીં, કહી ચાલી નિસરી ને કપડા ઉતારી મોહોલમાં આવી બેઠી. રાજા તો વાટજ જુએ છે. ને વિમાસણમાં પડયો કે આતે કોણ ? કોઇ દેવતા તો સાહ્ય કરવા નહોતો આવ્યો ? આતો મને આશાજ નહોતી. ઘડીમાં મારૂં કિસ્મત ફેરવી ચાલ્યો ગયો. રાજાએ તો સરધારના મોહોલમાં આવી સર્વ હકિકત કહી દેખાડી. રાણી બોલી, હશે રાજા ! એમ કહી પોતાની વાત છાની રાખી.

એક દીવસ લીલાવતી અને સરધારની દાસિઓ પનવટ ઉપર પાણી ભરવા આવેલી તેમને પરસ્પરમાં વાતચીત થઇ બેડા બન્નેના ભરેલા તેથી લીલાવતીની દાસી બોલી આવો આપણ એક બીજાના બેડાં ચડાવ્યે. સરધારની દાસી તો જાતે ભરવાડણ ને નાતેની હતી, તેથી તેને તો પરવા નહોતી, તેણે પોતાની મેળે ચડાવી સામીને ન ચડાવતાં ચાલવા માંડયું. ત્યારે લીલાવતીની દાસી બોલી, તું બેડું ચડાવતાં નીચી થાય છું કે ? પણ જા ભરવાડની જાત હલકી તે હલકી એમ કહી બન્ને લડવા લાગ્યા ભરવાડણ બોલી હલકી શું કહે છે ? ભીખ માગી નિકળવાનો વખત આવ્યો હતો તે મારી ગુવાલણે લાજ રાખી. એમ કહી ચાલ્યા ગયા. પેલીએ તો સર્વ વાત લીલાવતીને કહી. ત્યારે લીલાવતીએ સરધારની ચાડી ખાધી કે જો તારી રાણીએ શું કરયુ ? પણ રાજા તો સાભળી ખુશ થયો ને સરધારને જઇ પુછ્યું. ત્યારે સરધારે જાણ્યું કે રાજાને ખબર પડી, તેથી તેણે પણ કબુલ કર્યું.

થોડા દીવસમાં સરધારને પેટ પુત્ર અવતર્યો. ત્યારે તેણે દાસિને રાજા પાસે વધામણી ખાવા મોકલી. તે, ગાંડી ભરવાડણ તો ખરી, તેથી મુગી ન રહેતાં મોહોલે પુકારતી ચાલી કે મારી રાણીને પુત્ર આવ્યો, મારી રાણીને પુત્ર આવ્યો! તેથી રાજા પાસે તો પોંહોચી નહીં તેટલામાં તો તે ખબર લીલાવતીને પડી. રાજાએ સાંભળી કહ્યું રાંડ ધીરે બોલ પડોશમાં શોકય છે, તેનો તો ડર રાખ. એમ કહી રાજાએ તો વસ્ત્ર આભુષણ આપી વિદાય કરી. તેટલામાં લીલાવતીએ રાજાના જોષીને બોલાવી પુષ્કળ પૈસા આપી સમજાવ્યો કે પુત્ર ને મા બન્ને વનમાં જાય તેવા ગ્રહ કરી દેખાડજે. થોડી વારમાં રાજાએ જન્માક્ષર કરવા જોષીને બોલાવ્યા. જોષીએ તો મૂહુર્ત જોઈ ગ્રહ કુંડળી બનાવીને કહ્યું કે રાજા કુંવર તમારે મૂળે છે. તે ઘરમાં રેહેશે તો ૩ા ઘડી, ૩ા પોહોર, ૩ા દીવસ, કિંવા ૩ા મહિનામાં તમે નગર વગરના થઇ જશો.

રાજાએ જાણ્યું કે નગર જાય તો છોકરો શું કામનો? પછી પ્રધાનને બોલાવી હુકમ કરયો કે જાઓ રાણી ને કુંવરને કાળાં વસ્ત્ર પેહેરાવી કયાંક નગરની બાહાર મેલી આવો. ત્યારે પ્રધાન દાસિઓના હાથમાં ગુલીનો પોશાક આપીને સરધારને મેહલે ગયો. દાસિઓ જ્યાં સરધાર બેઠી છે ત્યાં આવી ત્યારે સરધાર દાસિઓને બોલી કે રાંડો આ કાળા પોશાકથી દૂર રહો, મારા છોકરાને પરછાયો પડશે. દાસી બોલી બાઇ એ તો પેહેરવા પડશે. ત્યારે પ્રધાન બોલ્યો બાઈ, રાજાનો આ પ્રમાણે હુકમ છે. અમે તો ચીઠીના ચાકર, માટે તૈયારી કરો. તોપણ બાઇએ તો તે કાળા વસ્ત્ર ફેંકી દીધા ને પોતાનાં જરીનાં વસ્ત્ર આભુષણ ને પુષ્કળ દ્રવ્યથી પુત્ર લઇ ચાલી નિસરી. પ્રધાન તેને વનમાં તેડી ગયો, ને જ્યા કોઇ માણસ જેવી જાત નહી, એવા અઘોર વનમાં જઇ કહ્યું અહીં બેસો બાઇ, મને એમ કરવા હુકમ છે. તે બોલી અહીં કેમ રહેવાય? વાઘ વરૂ અમને ખાઈ જશે, માટે કોઇક નગરમાં મુકી જા. પ્રધાન બોલ્યો એમજ હુકમ છે,

બીજું થાય નહીં. વારુ, ત્યારે આ ઝાડ ઉપર ઝોળી તો બાંધી આપ. પછી સવા લાખની સાડી ફાડી ઝોળી બાંધી, ને પુછ્યું મારા કુંવરનું રાજાએ શું નામ રાખ્યું છે? પ્રધાન બોલ્યો જન્મતાં વનવાસ મળ્યો તો નામ શેનાં? ત્યારે કહે જો તે દીકરો સુનો છે ને હું દીકરો નાંખું છું માટે હીરાળા હરપાળ નામ રાખ્યું છે. તું રાજાને કેહજે. પછી પ્રધાન તો ચાલ્યો ગયો.

મા દીકરો વનમાં એકલા છે પણ ભરવાડની જાત છે એટલે ઘણું ડરતી નથી. થોડી વારમાં ચાર કઠીઆરા આવ્યા, ત્યારે તેમને કહ્યું, આ ઝાડ પર અમને માળો બાંધી આપો તો તમને થોડુંક મુઠી મુઠી સોનું આપું. નીચે રહ્યાથી વાઘ વરૂ ખાઈ જશે. તે સાંભળી કઠીઆરાઓએ તેઓને માળો બાંધી આપ્યો, ને પેલું સોનું લઈ ચાલતા થયા. તે વખતમાં તેઓએ વિચાર્યું કે થોડા રોજમાં કોઇ વાઘ વરૂ તેને મારી નાખશે, એટલે પાછા આવી બધું સોનું લઈ જઇશું. અહીં તો કુંવરની ચીચીઆરીથી આશપાશના વાઘ વરૂ પણ નાશી ગયા. નિત્ય ઇન્દ્રને ત્યાંથી બે ફલ આવતા તે ખાઇ નિર્વાહ કરતાં, પુત્ર ઘડીએ ને પળે વધવા માંડ્યો ને ચાર પાંચ વર્ષનો થયો કે ઝાડ નીચે એક વાઘ માણસની ગંધ પરથી આવી બેઠો. તે પંદર રોજ ભુખે પડ્યો રહ્યો, પણ ખાજ હાથમાં આવે નહીં. મા તો ઘણું ડરવા લાગી કે રખે મારા બાળકને મારે તેથી તેને નીચે ઉતરવા દે નહી ને પાસે ને પાસે રાખે.

એક દિવસ મા ઊંઘી ગઇ છે, ને વાઘ ત્રાડો નાંખે છે તે જોઇ કુંવરે વિચાર્યું આ મને ને મારી માને ઊંઘવા દેનો નથી કરી નીચે ઉતર્યો. તે જોઈ વાઘ તો તૈયાર હતો. તે ઉપર આવ્યો ને બન્ને બથાબથ આવતાં હરપાળે વાઘને મારી પૂરો કર્યો, ને પાછો મા પાસે પથારીમાં આવ્યો. ત્યારે, મા ચમકી ઉઠી ને કુંવરને હાફતો જોઇ પુછ્યું કુંવર ક્યાં હતો? કુંવર બોલ્યો મા, પેલું હાવલું નીચે હતું, તેને જવા કહ્યું તે ન ગયું. પછી મેં તો પકડી પુછડું

ઝાળી ઝાડે પછાડયો તે હવે બોલતોયે નથી. મા ઊઠી જુએ છે તો વાઘને મારેલો દીઠો. તે કુંવરનું બળ જોઇ આશ્ચર્ય પામી કે, આ તે કેવું બળ? કુંવર કહે મા, હવે આપણને નીરાતે ઊંઘ આવશે.

થોડા દીવશમા કમાડી આવ્યા, એવી અશાથી કે મુવા હોય તો દ્રવ્ય લાવીએ. તેમને આવતા જોઈ હરપાળ બોલ્યો મા, કોણ? મા બોલી કુંવર, તારા મામા. કુંવર બોલ્યો, ખરૂ બોલ. આ મામા શાના? મામા હોય તો વન શાનું વેઠીએ? માએ કહ્યુ મેં ભાઇ કહી બોલાવ્યા, માટે તારા મામા થાય. કુવરે કહ્યુ ત્યારે હુ સામો જાઊં એમ કહી ચાલ્યો મા બીતી કે રખે બીચારાઓને મારે, તેથી ભલામણ કરી કે દીકરા તેમને મારતો નહિં ઠીક કહી હરપાળ તો નીચે ઊતરી નાગો નાગો સામો ગયો. કમાડીઓએ ધાર્યુ આ છોકરો તો હજી જીવે છે, માટે મારી પુરો કરોની કે વાટ જોવી ન પડે તેટલામા છોકરો મામા, મામા, કરી આવ્યો ને કહ્યુ ચારે સાથે આવો કે ભેળી એક કોટી કરૂ. પે'લા હસ્યા ને કહ્યું ભાઇ જા, કોટી કરતો ચપાઈ જઈશ. તો કહે ના, આવો તો ખરા, કરી ઇન્દ્રને સભારયો. ને પછી ચારેને જઇ પકડયા કે તેમણે ચીસ નાખી, ને થોડી વારમા કુંવરે દાબી મારયા તે ચારે જણે ચીસ નાખી, પછી કુવરે કહ્યુ એ તો ડાબે પડખે કોટી થઇ, હવે આવો જમણે પડખે કરીએ, તો કહે જે ના બાવા, અમે તો બન્ને બાજુ ભેગી ચુકયા. પછી તેમના કામઠા લઇ કહ્યુ આ શુ મામા? તો કહે જે કામઠા. કુવર કહે નહીં એવા કામઠા હોય? એ તો બરૂની શળી છે એમ કહી ચારે ભેગા કરી ભાગી નાખ્યા. તેથી કમાડીઓ તો બીધા. પછી તેઓની કાંધ પર કુહાડી જોઈ પુછ્યુ, આ શુ કામની? તો કહે જે જગલમાથી લાકડા કાપવાની. કુવરે કહ્યુ ચાલો મને જગલમાથી ફરવાની એક લાકડી કાપી આપો. કમાડીઓએ તો ના પાડી. ત્યારે ધમકાવી કહે જે આવો છો કે નહિં? નીંકર એજ કુહાડી ને તમારા વાસા. પછી કમાડી ચાલ્યા. તેમને પ્રથમ તો જગલમા ફેરવી કુંવરે

ખુશ થઇચ્યા ને જે ઝાડ બનાવે તે મારે કહે જે એ પાનશું છે. પછી એક જુનું સો વર્ષનું ખેરનું ઝાડ હશે, ત્યા લઇ ગયો, ને કહ્યું લો આનું થડ કાપી ડાળીઓ છુટી પાડી આપો, કે લઇ ફરે. પેલા બોલ્યા તે જાડું ને વળી ખેરનું તે કેમ કપાય ? તોપણ ઘા મારે તે પાછા હઠે ને વળ્યુ નહી. ત્યારે કુંવર બોલ્યો લાવો કુહાડી, વાદરાઓ તમથી શું થવાનું છે ? તમારામા કશુ જોગ નથી કહી પોતે કાપી નાખ્યુ. પછી ડાળીઓ તેમના પાસે છોલાવી કઆડીને પુછ્યુ અહીં કયાહી શેહેર છે ? તો કહે જે હા ત્યારે કહે જે ચાલો. ઊપાવી સુતારને ત્યા લઇ ચાલો. પેલા રડ્યા કે અમારાથી ઊપડે નહી. પછી કહે જે ચાલો એક નાકે તમે ચાર ને બીજે નાકે હું એકલો, એમ કરી ચાલ્યા ને ચેતવ્યા જે સીધા ચાલજો નીકર પાછળથી મારીશ તો મરી જશો. પછી રૈના ઉટતા નગરના બાગમા ઊભા ત્યારે કુવરે કહ્યું ચાલો સુતારને બતાવો, તેઓએ સુતાર દેખાડ્યોર. પછી કહ્યું એ ઝાડ મને એકલાને ચહડાવી જાઓ ને ફરી મળના નહી. કુવરે તો ઉપાડી સુદ્ધા સુતારના આગણામા જઇ નાખ્યુ હવે તે વખતે સુતાર રસોડામા જમતો હતો, ને તેની જુવાન છોડી ભાણુ પીરસતી હતી, તેવામા લાકડાના ધમકારાથી ભાણુ ઉડી પડ્યુ ને ખાવાનુ વેરાઈ ગયુ ત્યારે સુતારે છોડીને પુછ્યુ, જોની દીકરી ધરતી કપી કે શુ ? છોડી બાહાર આવી જુએ છે તો એક દશ વર્ષના છોકરાને નાગો દીઠો તેણે લાકડુ નીચે નાખ્યુ હતુ, ને પોતે ઉભો હતો તે ખબર બાપને આપી બાપે જાણ્યુ કાનો પરમેશ્વર ને કાતો દૈત્ય માની પગે પડતો નમતો નમતો ને બ્હીતો બ્હીતો આવ્યો. ને પુછ્યુ માહારાજ શો હુકમ ? કુવર બોલ્યો સુનાર, લે આ કાટ ' એમાથી સવાસેર છોતા કાહાડી મને હાથમા ફેરવુ એવી લાકડી કરી આપ. ને જો હલકી થઇ તો મારીશ સુતારે જાણ્યુ સવાસેર છોતા કાહાડવા ને તરત ને તરત લાકડી ઘડવી એ વિકટ કામ છે માટે એને બાહાર મોકલી જમાતને તેડુ તો થાય. એ માથા ઉપર ઉભો

રહેશે તો ધ્રુજતાં આપણુથી કામ થશે નહીં. પછી કહયું માહારાજ લાકડી કરૂં પણ ભાગોળ બાહાર સાત જુગારી છે, તે કામઠાંથી, જુગાર રમે છે, માટે તેની સાથે હોડ રમી આવો, તેટલામાં તૈયાર કરી રાખીશ. હરપાળ તો ઠીક કહી ત્યાંથી તરત જુગારીઓ પાસે ગયો. ત્યાં ૭ જુગારી પેહેલવાન ઉભા હતા, તેને કહયું ભાઇ મને રમાડો. તો કહે જે જા જા દાસિના તને શું રમાડે ? અમે તો જુગારમાં ઘર, ખેતર, બૈરા હારીએ. તારે તો લંગોટી પણ નથી. વળી તું બાળકો એટલે તારાથી અમારૂં ત્રણ મણનું કામઠું કેમ ઉચકાશે ? કુંવરે કહયું સરત કરો કે તમે સાત જણ નિશાન પાડો તો તમે મને એક મુકકી મારજો, ને હું પાડું તો તમને સાતને એક મુકકી મારૂં. જુગારી બોલ્યા, અલ્યા તું એટલો છોકરો અમને કેમ મારીશ ? છોકરો બોલ્યો, એ હું તમને પાછળથી દેખાડીશ, એક વખત સરત કરો. જુગારી બોલ્યા, જા જા અમે તને નથી રમાડતા. ત્યારે છોકરો બોલ્યો, એમ કરશો તો હું પણ તમને નહિં રમવા દઉ.

જુગારી—જા જા, એક મુકકીમા મરી જઇશ. તારૂં ગજું જોની ?

છોકરો—ગજું ગમે તેટલું છે, પણ રમો. નીંકર તમને હું રમવા દેનાર નથી.

જુગારી—આ છોકરૂં અળવીતરૂં દીસે છે, માટે ચાલો રમો ! કહી એક ગાઉ ઉપર નિશાન માંડી ત્રણ મણના કામઠા ઉપર સવા-મણની તીર ચહડાવી સાતે જણે નિશાન પાડયા. પછી કહયું બચ્યા લે હવે ખા મુકીઓ. તારો જીવજ જશે. છોકરે કહયુ મારો મારી ખાંધપર. તેથી તેઓએ મારી, પણ છોકરાને કશું જણાયું નહીં. પછી કહ્યું લાવ કામઠું, હવે મારો વારો, એમ કહી તેણે કામઠું ઉપાડયું કે જુગારીને આશ્ચર્ય લાગ્યું ને બીધા કે જરૂર આ કોઇ ચમતકારિક માણસ છે તે આપણુને મારશે. છોકરાએ નિશાન મારી સાતેને કહયું હવે સુઓ ભોંયપર, ને મારી હોડ પૂરી કરો. પછી સાતેની હાર થવા કહયું, પણ કોઇ સુએ નહીં, ને માહી માહી મારામારી

કરવા લાગ્યા. પછી છોકરાએ એક એકને પકડી નીચે નાંખ્યા. પછી કોઇને લાત ને કોઇને મુકકી મારી આગળ પાછળ હતા તેમને શીધા કરયા. ને પછી ગર્દન ઉપર એક મુકકી મારી સાતેના પ્રાણ લીધા. તેથી શેહેરમાં તો હાહાકાર થઇ ગયો કે એક નાના નાગા છોકરાએ સાતના જીવ લીધા, તે ખબર છેવટ દરબારમાં પોહોચી. કોટવાલ ઘોડે બેસી તપાસ કરવા આવ્યો, ને બોલ્યો કે કયાં ગયો એ દાસિનો છોકરો? આ કઠોર શબ્દ સાંભળી હરપાળને રીસ ચઢી, ને વિચારયું કે આના પેટમાં કાંઇ દરદ જણાય છે. પછી બોલ્યો કોટવાલ અહીં આવ, તને જવાબ દઊં. એમ કહી ઠેકો મારી બે આંગળીઓ તેના ગળામાં ઘોંચી ઘોડા ઉપરથી તેને હેઠે પાડ્યો, ને છાતી ઉપર પગ મુકી ચાંપી મારી નાંખ્યો. પછી હરપાળે જાણ્યું હવે સુતારે લાકડી ઘડી હશે માટે ચાલ લઇ આવું કહી સુતારને ત્યાં ગયો. સુતારે બાર મણની લાકડી તૈયાર કરાવી રાખી હતી, તે હાજર કરી. ત્યારે હરપાળે હાથમાં લઇ ફેરવીને કહયું આ તો બહુ હલકી થઈ. પણ જા, તને જવા દઉં છું, નીંકર એ લાકડી ને તારો વાંસો કરત, એમ કહી જાય છે. તેટલામાં કોટવાલને મારયાની ખબર સાભળી શેહેરનો રાજા પોતાના લાખ લશ્કર સહિત ચઢી આવ્યો. રાજા હાથી ઉપર બેઠો હતો, સાથે ડંકા વાજતા હતા. તે અવાજ સાંભળી હરપાલ બોલ્યો, આ ઢાંડલા કોણ ફોડે છે? પણ વનમાં દોટી જાઊં તો મને મેદાનમાં લાકડી ફેરવી સર્વને મારવાને ઠીક પડશે. એમ કરી વનમાં ગયો. રાજાને પ્રધાન તેને પુછવા લાગ્યા, અલ્યા તું કોણ છું? દૈત્ય, દાણવ, કે ભુત પ્રેત, તે ખરૂ કહે. તેં મારા શેહેરમાં આટલાં ખુન કેમ કરયાં. તું કોઇ જમનો અવતાર તો નથી? આ સાભળી હરપાળને રીસ ચઢી ને બોલ્યો, જા તને ચોળી નાંખીશ તો ઘેર અખળા રોશે. અલ્યા તું મને જમ કહે છે કે? તેણે ધારયું કે આ બે રાજા પ્રધાનનેજ મારવા કે તેઓએ મને ગાળ દીધી. પણ પ્રથમ માને પુછી જોઊં કે મારૂ કે નહીં? તે દોડતો દોડતો મા પાસે

ગયો. રાજા પ્રધાન પાછલ થયા. છોકરો તો હાંકતો હાંકતો મા પાસે ગયો. મા રાહ જોતી બેઠેલી હતી, તેણે પુછ્યું બા તું હાંફે છે કેમ? દુખ હોય તે બોલ. કુંવર બોલ્યો મા, પેલા મામાને મલવા ગયો, તેને સોટી કરવા કહયું તો આવ્યા નહી. પછી ધમકાવ્યા તો આવ્યા. મા બોલી બેટા, માર્યા તો નથી? કુંવર કહે છે ના મા, મેં તો પછી સોટી કાપી આપવા કહ્યું તે ન કાપી આપી. પછી લાકડું કપાવી સુતારને ત્યાં લઈ ગયો, ને તેઓને રજા આપી. સુતારને ત્યાં ગયો, ત્યાં જુગારીના ખબર મળી, તે સાથે રમવા ગયો. તેમાં તેમને મારયા. તેથી રાજા ચહડી આવ્યો છે, માટે તેમને મારૂં કે નહીં તે પુછવા આવ્યો છું. તે એક ઊંચા હોલા ઉપર બેસી આવ્યું છે. તેનું નામ લોકો રાજુ કહે છે, ને તે હાંડલાં ફોડતું આવે છે. ને તેણે મને ગાળ દીધી, માટે હું એને મારૂં? મા બોલી ના બેટા, મારતો નહીં, એ તો તારો બાપ છે. કુંવર બોલ્યો, બાપ હોય તો જંગલ વેઠીએ? એને તો લોકો રાજુ કહે છે, બાપ કહેતું નથી. ને તેમને ઉભા રાખી આવ્યો છું. માએ કહયું બેટા મારતો નહીં. બાપને મારતાં હત્યા લાગે.

આ સંવાદ રાજા પ્રધાને સાંભળ્યો. તે વખતે રાજાએ પ્રધાનને કહ્યું, અલ્યા તું રાણીને આ વનમાં તો નથી મુકી આવ્યો? પ્રધાન બોલ્યો, એ જ વનમાં. પછી બન્ને જણ ઝાડપર ચઢી ગયા. વજીર બોલ્યો બાઈ, માફ કરો, આ રાજાજી આવ્યા છે. કુંવર બોલ્યો મા, આજ મને બે જણ મારવા આવ્યા છે, તે મને મારવા દે તો! મા કહે ના દીકરા, તેમને તો નમિએ. કુંવર બોલ્યો, નમે શાના? એણે તો મને જમ કહ્યો, માટે ખાવા દે. પછી માએ વારી ત્રણે વચ્ચે સમજુતી કરાવી. પછી રાજાએ બાઈ માટે રથ મંગાવી તેમા બેસાડી, ને કુંવરને પોતાની સાથે હાથીપર બેસાડી ઘેર ચાલ્યા. હાથીપર બેસતાં કુંવરે એટલો ભાર કરયો કે હાથીએ ચીસ નાંખી. પછી બીજો હાથી મંગાવ્યો, તે પણ તેમજ ચીસ નાખવા લાગ્યો. પછી ઉંટ પર બેસાડ્યો, તે પણ બેસી ગયું. પછી પ્રધાન તેની મા પાસે ગયો

ને કહ્યું, બાઈ કુંવરને શા પર બેસાડીએ ? કોઇ જાનવર ભાર ખેંચતું નથી. પછી માએ કુંવરને કહ્યું બેટા, સાત વર્ષે ગામમાં જવા વારો આવ્યો છે, માટે માફ કર. પછી પાલખીમાં બેસાડયો કે ફુલના હાર જેવો હલકો થઇ ગયો. શેહેરમાં વધાઇ આવી. રાણી કુંવર મોહેલમાં પધારયાં. આ સાંભળી લીલાવતી દેશ કરવા લાગી કે નક્કી હવે આ આગળ મારાં છોકરાં રખડશે. પછી તેણે પોતાના બે કુંવરને શિખવ્યું કે દીકરા, તમે બે જણ છો ને હરપાળ એકલો છે. માટે રમવા તેડી જઈ તેને કોઈ તળાવ દરીઆમાં ડુબાડી આવો કે તમે નિરાંતે રાજ ભોગવો. છોકરા બોલ્યા ના, મા એ તો અમને મારે, માટે હમારાથી તો એમ થાય નહીં. મા બોલી પિટયાઓ પાણીમાં એનું જોર નહીં ચાલે, અને જો તમે એમ નહીં કરો તો ગાદી ખોશો. પછી માની શિખામણ પ્રમાણે વર્તવાનો વિચાર કરીને તેઓ હરપાળ સાથે રમવા ગયા; રમતાં રમતાં પેલા બોલ્યા ભાઇ ચાલો આપણ તળાવે નાહાવા જઇએ. હરપાળ તેમની સાથે નાહાવા ગયો, અને સર્વે પાણીમાં નાહાવા પડયા. ઊંડ સુધી પાણીમાં ગયા એટલે બે ભાઇઓએ હરપાળને ધક્કો માર્યો અને પગ દઇને ઉભા રહયા. હરપાળ જોર કરીને ઉઠયો અને ઇષ્ટને યાદ કરીને બે ભાઇઓને બે હાથમાં ઘર્યા. એકની ચોટી પકડી ને બીજાનો પગ પકડયો, ને છેક બેભાન થઇ ગયા ત્યાં સુધી પાણીમા એ બે જણને અકળાવ્યા, અને અંતે જ્યારે મુવા જેવા થઇ ગયા એટલે કિનારે નાખી દઇને ચાલી ગયો. થોડી વાર પછી તેઓ શુદ્ધિમાં આવ્યા એટલે ઘેર પાછા આવ્યા. માએ પૂછયું કેમ દીકરા, એને મારી નાંખ્યો કે નહી ? છોકરા બોલ્યા મારી આવ્યા, મારી આવ્યા શું કરે છે, એ તો સા-હમને બંનેને મારી નાંખનો હતો, પણ વળી એના મનમાં કાંઇ સારો વિચાર આવ્યો કે મુકી દીધા. ફરીને આવું કામ બનાવીશ નહિ.

એમ કરતે કેટલાંક વરસ વીતિ ગયાં પછી, એક વરસમાં ફાગણ માસમાં એમની માએ પાછું છોકરાઓને હરપાળને મારવાનું કહ્યું.

છોકરા બોલ્યા ના મા હમારાથી તો એને મરાય નહિં. એ હમને માકણની માફક પીલી નાખે. પછી માએ બહુ ધમકાવ્યા એટલે તેઓએ હા પાડી. પછી તેમની માએ કહ્યું કે આ હોળીના દિવસ છે માટે તમે તેને દડે રમવાનું કહીને મારા મેહેલની નીચે દડે રમો, અને રમતે રમતે જ્યારે તમારો દાવ આવે એટલે દડો ઐરાવત હાથી જે જગાએ બાંધેલો છે તે જગા તરફ ફેંકજો. તે ઐરાવત હાથી આગળ લેવા જશે એટલે હાથી તેને માર્યા વિના મુકશે નહિં. કારણ કે શેહેરમાં આવતી વખત તેણે તેને બહુ દુઃખ દીધું છે. છોકરા બોલ્યા મા હાથીને તે શું દુઃખ દીધું હશે? માએ કહ્યું બેટાઓ જ્યારે તે આ શહેરમાં આવ્યો ત્યારે ઐરાવત હાથી ઉપર ત્રણ હાથીનું જોર કરીને બેઠો હતો, તેથી હાથીને તેની સાથે વેર છે માટે જરૂર મારશે. તમે દડો ફેંકશો એટલે હું મેહેલ નીચે ઉતરીને આસ્તે રહીને હાથીને છોડી મુકીશ. આ પ્રમાણે છોકરાઓને સમજાવ્યું એટલે તેઓ બહુ ખુશી થયા અને આ કળા સારી છે એવું ધારીને હરપાળ સાથે રમવાનો નિશ્ચય કરીને તેને બોલાવવા માટે ગયા. હરપાળને આ વાતની કંઇ ગમ નહોતી, તે તો ખુશીથી રમવાને માટે આવ્યો અને રમત શીરૂ કીધી. એક બાજુએ હરપાળ થયો ને એક બાજુએ બે ભાઇ થયા અને હરપાળને પહેલો દાવ આપ્યો. હરપાળે તો તેમને દોડાવી દોડાવી ને બહુ થકવ્યા. તેઓએ પોતાનું બધું જોર અજમાવ્યું તોપણ તેમનો દાવ આવ્યોજ નહીં. અંતે તેઓએ વિનંતી કરી અને કહ્યું કે ભાઇ અમને એક તો દાવ આપ. પછી તેણે દાવ આપ્યો. જેઓ દાવ આપ્યો કે તેઓ બહુ ખુશી થયા, અને પ્રથમજ દડો ઐરાવત હાથીનાં પગ પાસે નાખ્યો. દડો હાથી પાસે ગયો કે લીલાવતી સાંકળ છોડી નાહસી ગઇ. પછી પેલાઓએ કહ્યું ભાઇ દડો લઇ આવ. હરપાળ દડો લેવા ગયો કે હાથીએ તેને ઓળખ્યો અને તેની સામે થયો. હરપાળે હાથીની સુંઢ પકડીને તેને નીચે નાખ્યો. તેના દાંત તોડી નાખ્યા, અને બે પગ ઝાલીને ચીરી નાખી એક ભાગ બાપની કચેરી તરફ ફેંક્યો અને બીજો ભાગ માના મોહોલ તરફ ફેંક્યો.

જેવો બાગ કચેરી 'આગળ પડયો કે મોટો અવાજ થયો અને રાજા બપભિન થઇ ગયો અને પ્રધાનને પુછયું આ શાનો અવાજ થયો. પ્રધાને કહ્યું માહરાજ! તમારી લીલાવતીએ હાથી મરાવ્યો. જેને હરપાળને અને હાથીને લડાઇ થઇ કે છોકરાઓ તો બીહીને માના મેહેલમાં ભરાઇ ગયા, અને જેવા તે મેહેલમાં ગયા કે મહેલ આગળ મોટો અવાજ થયો. માએ પૂછયું કેમ છોકરાઓ વરસાદ પડે છે કે શું? માનું આવું બોલવું જોઇને છોકરાઓને રીસ ચઢી અને બોલ્યા, 'એ તો તારા બં—એ હાથીને મારી નાખ્યો. અમે ના કહેતા હતા પણ તેં માન્યું 'નહીં, અને તારી હટ પ્રમાણે કર્યું તો તેમાંથી આ ફળ નિકળ્યું. હાથીએ મુઓ અને હમને પણ મારશે. એવી રીતે છોકરાઓએ બહુ ધમકાવીને કહ્યું.

એમ કરતાં કરતા આ વાત તો વિસારે પડી. બે વરસ વિત્યાં કે પાછું લીલાવતીએ છોકરાઓને શિખવ્યું, કે તમે હરપાળને મેહેલમાં તેડી લાવો અને તેની સાથે સોગટાબાજી રમો. અને એવી સરત બાંધો કે એ સાત વખત હારે તો ગઢગાજણમાં જઇને એની માનું વેર લઈ આવે, શુરા જોદ્ધાઓને મારે અને લીલી પીળી ઘોડીયો લઇ આવે. છોકરાઓ બોલ્યા મા એ તો હારે એવો નથી, અને અમે હારશે તો અમારાથી એમાનું કાઇ થાય એમ નથી. એ તો હારે તો વેર લાવે એવો છે, માટે હમે તો કદી એની સાથે હોડ કરવાના નથી. એની રમતમા હરપાળ તો મગ્ન રેહેતો હતો. આ વખતે એની નવ વરસની ઉમર હતી અને ઓપતિની એને બીલકુલ ગમ નહોતી, કે આ લોકો વારે વારે મને દગાથી તેડી જાય છે. પછી આ છોકરાઓ હરપાલને પોતાની માના મહેલમા રમવાને માટે તેડી લાવ્યા. માએ ઓવારણાં લીધાં અને બોલી બેટાઓ તમે રમો અને હું જોઉં. પછી તેઓએ રમત શરૂ કીધી. હરપાળ સાત બાજી હારયો. પછી લીલાવતી જે ઉપરથી પ્યાર બતાવતી હતી તે બોલી, જા મારા પિટીયા તું આ નગરનું પાણી પીએ તો તારી માને ગધા ગાળ. 'જા તું

સુમરાઓને મારી લીલી પીળીને ઘોડીઓ લેઇ અત્રે આવ. આજથી તારે આ કામ કર્યા વના એક ઘડી પણ આ ગામમા ગુજારની નહી. હરપાળ આવા વચન સાભળતાજ ઉઠયો અને એની મા પાસે જઇને કેહવા લાગ્યો કે મા, ઝનાર ' જીવીશુ તો આ નગરનું પાણી પીશુ, નહિ તો મારી મા મારા છેલ્લા રામ રામ છે. માએ પુછ્યુ બેટા તને શુ દુ:ખ છે, તે તુ મને કેહ છોકરો બોલ્યો ના મા કઇ દુઃખ નથી. પછી છોકરાએ પોતાની વીતિ માને કહી મા આ વાત સાભળીને ખેદયુક્ત થઇ અને બોલી બેટા ત્યા તો તુને મારી નાખશે અને તારાથી સુમરાઓ જીતાશે નહિ. સુમરાઓની મા મકવાસણુ સતિ છે, તે ૫ ચ ૭ ગાઉ દૂરથી આવતા માણસના અભિપ્રાય આગળથી સમજી લે છે, માટે તારાથી કામ બને તેમ નથી તારે માટે સાત વરસ એ વન ભોગવ્યુ અને ચાલ બીજા વીશ વરસ તને લેઇને ભોયરામા રહુ અને તુ તે જગાએ જવાનો વિચાર છોડી દે આની રીતે તેની માએ હરપાળને બહુ સમજાવ્યુ પણ તે કાઇ સમજ્યો નહિં અને ઘોડે સ્વાર થઇ ગઢગાજણુ તરફ સ ચરયો

હવે ગઢગાજણુમા હરપાળનું નામ સાભળે તો એને માર્યા વિના મુકે નહી. ચાલતા ચાલતા ગામ સો ગાઉ દૂર રહ્યુ, કે ગોલાઓની પોઠ જતી હતી તેમા તે મળી ગયો અને અતિતનો વેશ લઇને તે લોકોને સમજાવ્યું કે જ્યા મુકામ કરો ત્યા ખાડો ખોદી મને માહી દાટીને ઉપર પોઠ નાખજો હવે સો ગાઉ દૂરથી મકવાસણુને સ્વપ્ન આવ્યુ કે હરપાળ ગોલાઓના સંગમા પોતાના છોકરાઓને મારવા માટે આવે છે. પછી તેણે સર્વે હકિકત સુમરાઓને કહી આ વાત સાભળતાજ પાચસે સુમરાઓ ઘોડેસ્વાર થઇને જ્યા ગોલા લોકોની પોઠ પડેલી છે ત્યા આવ્યા, અને કહયુ કે હમારો ચોર તમારી પોહમા છે તે આપો, નીકર બધી પોઠો લુંટી લેઇશુ. ગોલાઓ બોલ્યા મહારાજ આ હમારી પોઠો જુઓ, તમારો ચોર હમારી પાસે નથી. સુમરાઓએ સરવે પોઠો ઉકેલીને જોઇ, પણ હરપાળ હાથ લાગો

નહીં. પછી તેઓને ખાતરી થઈ કે આ વાત ખોટી છે અને તેઓ સર્વે પાછા ગયા. તેઓ ગયા એટલે ગોલાઓએ હરપાળને બાહાર કાઢ્યો અને કહ્યું કે જે તને રાખવાથી આ સુમરા લોકોએ હમારી સર્વે પોઠો છોડીને બધા ચોખા વેરી નાખ્યા. હરપાળે ચોખા વેરેલા જોઇને કહ્યું કે ચીંતા નથી, હું તેનો બદલો વાળી આપીશ. પછી તે લોકોએ ગુણો હતી તેમ શીવી અને સર્વે આગળ ચાલ્યા. ચાલતાં ચાલતાં ગઢગાજણ આવી પોહોચ્યા. હવે ગઢગાજણની ભાગોળે વેત્રવતી નામે નદી વેહેતી હતી. નદીમાં છાતી સમાન પાણી હતું તેથી પોઠો લેઇને ગધેડાઓથી ઉતરાય એવું નહોતું. ગોલાઓ તો ગભરાયા. પછી હરપાળે કહ્યું કે તમે ગભરાશો નહીં. તમે એકે એકે સરવે ગુણો લેઇ જાઓ એટલે ગધેડાં હું ઉતારી આપીશ. આવા વચન સાંભળીને ગોલાઓ બહુ ખુશી થયા. પછી તેઓ સરવે પોઠો સામે પાર લેઇ ગયા અને હરપાળને કહ્યું કે આ ગધેડા ઉતારી આપ. હરપાળે ગધેડાંને બે બે પગ અને માથું પકડીને સામે કિનારે એક પછી એક ફેંકી દીધા. આ પ્રમાણે સરવેને પાર ઉતાર્યાં. પછી ગોલાઓ બોલ્યા ભાઇ, તેં હમારો પાડ વાળ્યો. હરપાળે કહ્યું જાઓ મારા વિશે કોઇને કેહના નહીં. પછી ગોલાઓ ચાલી ગયા અને હરપાળ તળાવ કિનારે ધરમશાળા હતી તેમાં ઉતર્યો. પછી બીજી રાતે મકવાસણને સ્વપ્ન આવ્યું કે હરપાળ તળાવ કિનારે આવીને ઉતર્યો છે. મકવાસણે તે બીના પોતાના છોકરાઓને કહી. છોકરાઓ માની શિખામણ સાંભળતાંજ ચઢાઇ કરીને ધેં ધે કરતાં તળાવ કિનારે હરપાળને મારવા માટે આવ્યા. હરપાળ આ અવાજ સાભળતાંજ માછલી થઇને પાણીમાં પડ્યો. તેઓએ આવીને ધર્મશાળા વિગેરે સરવે ઠેકાણે જોયું પણ કોઇ માણસ નામે દીઠું નહિ. પછી તળાવ કિનારે એક બીચારૂં કુતરૂં બેઠું હતું તેને જોઇને વિચાર્યું કે આ હરપાળ હશે. પછી કુતરાને મારીને તેઓ ચાલી ગયા.

'હરપાળ પાણીમાંથી નિકળીને નગરમાં પેઠો. નગરમાં જઈને કુંભારને ઘેર ઉતારો માંગ્યો, પણ કુંભારે જાણ્યું કે આ હરપાળ છે તેથી તેને ના કહી, અને કહ્યું કે ભાઈ જો સુમરાઓને ખબર પડે તો મારૂં ઘરબાર ખોદી નાંખે. હરપાળે કહ્યું ભાઇ તું બ્હીશ માં, તને જે નુકશાન થશે તે હું વાળી આપીશ. પછી કુંભારે તેને પોતાની વાસણ પકવવાની ભઠી નીચે પુરીને ઉપર ભઠી ગોઠવી. રાત પડી એટલે પાછું સુમરાઓની માને સ્વપ્ન આવ્યું કે હરપાળ કુંભારને ત્યાં છે. પછી સવારે માએ તેના પુત્રને કહ્યું કે બેટા તમારો વેરી નગર વચ્ચે કુંભારને ત્યા સંતાયો છે, માટે જાઓ શોધ કરો, નીકર તમારા કુળનુ નિકંદન કાઢી નાંખશે. છોકરાઓ આ વાત સાભળીને નગારા નિશાન સહિત કુંભારને ત્યાં આવ્યા અને કહ્યું કે કુભાર હમારો ચોર તારે ત્યાં છે, માટે તુ હમને આપ, નીકર તારો કાળ આણીશું. કુંભારે કહ્યુ મહારાજ, મારે ત્યા ચોર નથી· તેથી તમને વિસ્વાસ નહી આવતો હોય તો મારૂં ઘર તથા મારી ભઠી વગેરે જે છે તેમાં ચોકાસ કરો સુમરાઓએ ઘર જોયુ તથા ભઠીના સર્વે વાસણ ભાગી નાખ્યા અને તેમા પણ જોયુ, પણ હરપાળ હાથ લાગ્યો નહી. હવે વડો સુમરો પછ્વાડે રહી ગયો હતો, તે ઉંબમાથી ઊઠીને જેવો તરવાર લેવા ગયો કે ઠોકર વાગી અને નખમાથી લોહી નિકળ્યું. જેવો અગુઠો સંભાળવા જાય છે કે બીજા ભાઇઓ આવ્યા અને કહ્યુ કે ભાઇ કુંભારને ત્યા ચોર ચાકર કોઇ નથી વડા સુમરાને રીસ ચઢી કે મા ગાડી રોજ જુઠુ બોલે છે. અને વળી અંગુઠે વાગ્યુ છે તેથી ક્રોધયમાન થઇને પોતાની માના ઓરડામા જઇ તેને બરછી મારીને મારી નાખી. એ વાત હરપાળને કુભારે કહી. હરપાળ બહુ રાજી થયો અને કહ્યુ ભાઈ મને બાહાર કાઢ. પછી કુંભારે હરપાળને બાહાર કાઢ્યો અને પોતાને જે નુકશાન થયુ હતુ તેનો બદલો આપવાને માટે તેને કહ્યુ. હરપાળે કહ્યું ચીંતા કરીશ મા, તારો બદલો હું વાળી આપીશ.

હવે લીલી અને પીળી ઘોડીઓ વિશે સાંભળો. તે ઘોડીઓ મનુષ્યનો આહાર કરતી હતી, અને તેમને ભોયરામાં રાખી હતી. ગામમાં ઘર દીઠ વારા બાંધેલા હતા અને સરવેને વારા પ્રમાણે માણસ મોકલવાની ફરજ પડતી હતી. તે એમ કે વરસમાં સરવેને ઘર દીઠ એકેકું માણસ આપવું પડતું હતું. હવે જે દાહાડે હરપાળને બાહાર કાઢ્યો તે દાહાડે કુંભારનો વારો હતો. બપોર થયા એટલે રાજાનો સીપાઇ આવ્યો અને માણસ તૈયાર કરવાનો હુકમ કરી ગયો. બીચારા કુંભારને એકજ પુત્ર રહયો હતો. આ કુંભારને સાત પુત્ર હતા તેમાં છ પુત્રોનું તો ઘોડીઓથીજ મોત થયું હતું, અને સાતમાનો આજે વારો આવ્યો ! સિપાઇનાં વચન સાંભળીને કુંભારના તો હોશ ઊડી ગયા અને પોકેપોક રડવા લાગ્યો.

એટલામાં હરપાળ નગરમાંથી આવ્યો, અને પુછ્યું ભાઇ કેમ રડે છે ? કુંભાર બોલ્યો ભાઇ આજે મારા છોકરાનો ઘોડીઓનો ભક્ષ થવાનો વારો છે, અને મારે આટલો આજ છોકરો છે, તેથી હું રડું છું. બાકી મારે કાંઇ દુઃખ નથી. હરપાળે કહ્યું ભાઇ તું રડીશ નહિં, તારા છોકરાને બદલે હું જાહશ. તેથી કુંભારને આનંદ થયો. પછી કુંભાર પાશે ત્રણ ગજ કાપડ મંગાવ્યું તથા અડધો શેર મધ મંગાવ્યું. રાત્રે સિપાઈ તેડવા આવ્યા એટલે ઊપર કહેલો સામાન લઇને તે ગયો. સિપાઇ ભોયરૂં બતાવી ચાલી ગયા અને પોતે ભોયરામાં ગયો. જ્યાં સુધી રાત પડી ન હતી અને હરપાળ ગયો ન હતો ત્યાંસુધી કુંભારના મનને તો હેમેલ થતી હતી કે રખેને ના પાડે પણ હરપાલ તો આ કામ માટે આવેલો જ હતો. પોતે ભોયરામાં ગયો અને ઘોડીઓ ઉપર હાથ ફેરવીને કહ્યું, હે રાંડો માણસોનો ભક્ષ કરો છો ! ઘોડીઓએ સામુ જોયું કે તેમને જ્ઞાન થયું કે આ તો ચાપલો માલી છે. પછી તે ત્રણ જણાએ સુખ દુઃખની વાત કરી. હરપાળે વચન માગ્યું કે હું જે કહું તે તમારે કરવું. ઘોડીઓએ ખુશીથી વચન આપ્યું. હરપાળે કહ્યું કે હવે આપણે ઇંદ્ર સભામાં જવાને વરસ એક બાકી

છે, અને આજથી એ માસ ઉપર દસરાનો તહેવાર આવનાર છે, તે દાહાડે હું મારી તલવાર ચલાવીશ, અને તેમાં તમે પણ સામેલ થજો. તમે મોંહોડેથી માણસનો ભક્ષ કરજો અને પછવાડે પગથી લાત મારજો. ઘોડીઓએ કહ્યું ઠીક. પરોઢીયું થયું કે હરપાળે પગે મધ ચોપડયું અને ઉપર પાટા બાંધ્યા. સવાર થઈ એટલે ઢેડો સિપાઇને લેઈને રોજ પ્રેતમાસનાં હાડકાં કાઢી નાખવાને ભોંયરામાં જતો તેમ આજ પણ હાડકાં કાઢી નાખવાને માટે આવ્યો. સિપાઇએ જોયું તો ભક્ષ જીવતો છે, તેથી તેને પુછ્યું, અલ્યા તું જીવે છે કે ? ત્યારે હરપાળ બોલ્યો, અલ્યા નામરદ હોય તેનો ભક્ષ જાનવર કરે છે, બાકી મરદનો ભક્ષ તો કોઇ કરતું નથી. પછી પોતે બાહાર નિકળ્યો અને ચોટા વચે જઇને બેઠો, ને તેના પગ ઉપર માખિઓ ઉડવા લાગી. લોકો આ વાત સાભળીને અજાએબ થઇ ગયા અને સરવે તેને જોવાને માટે ટોળેટોળાં મળ્યાં. આ ખબર ઢેડાએ તથા સિપાઇએ રાજાની કચેરીમાં જણાવી. રાજાએ સાંભળતાંજ એને બોલાવ્યો અને પુછ્યું કે તું કોણ છું ? હરપાળ બોલ્યો કે હું લીલી પીળી ઘોડીઓને ચરાવવાવાળો છું અને મારૂં નામ ચાંદમીયાં છે. રાજાએ કહ્યું, અલ્યા ચાંદમીયાં જોઊં હમારી ઘોડીઓને ગામમાં ફેરવ. હરપાળ બોલ્યો, ના મહારાજ હમણાં તો મારા પગે વાળા નિકળ્યા છે, તે મટે એટલે ફેરવીશ. પછી રાજાએ દરબારીઓને હુકમ કર્યો કે જાઓ એને હજામને ત્યાં મુકી આવો અને મોદીને હુકમ કરો કે દરરોજ એને માટે ખાવાનું સીધું સામાન વિગેરે પોહોચાડે. દરબારીઓએ રાજાનો હુકમ માન્યો અને હજામને ઘેરે લઈ ગયા તથા મોદીને વરધી આપી. પછી તે હજામને ઘેરે ગયો અને પાટા છોડી નાખ્યા, તથા હજામને તાકીદ કરી કે જો આ વાત કોઇને કહીશ તો તારો પ્રાણ કાઢી નાખીશ. હજામે આ વાત કોઈને કહી નહિં. એમ કરતે કરતે દસરાનો દિવસ આવ્યો એટલે હજામ સાથે હરપાળે કહેવરાવ્યું કે મહારાજ ચાંદમીયાં સાજો થયો છે. રાજાએ કહ્યું એને બોલાવી લાવ.

પછી પોતે કચેરીમાં ગયો એટલે રાજાએ કહ્યું, કેમ હવે ઘોડી ફેરવો. હરપાળ બોલ્યો ના મહારાજ. મારી પાસે સારો પોશાક નથી, માટે મારે માટે પોશાક લાવો અને ફેરવું. રાજાએ પોશાક મંગાવ્યો અને પેહેરવાને માટે આપ્યો. પછી પોતે બે ઘોડીઓને બોંયરામાંથી બે હાથે પકડીને બાહાર લેઈ આવ્યો અને સરવે પોશાક પેહેરી લીલી ઘોડી ઉપર બેસી તેને બે ત્રણ વાર ફેરવી. સરવે સુમરાઓ જોઇને ચકિત થયા અને બોલ્યા વાહ ! વાહ ! ચાંદમીયાં ! તે બોલ્યો વાહ ! વાહ ! શું કરો છો ? હથીઆર વિના શોભતું નથી, માટે કોઇ હથીઆર આપો. પછી વડા સુમરાએ પોતાના હાથમાં તરવાર હતી તે આપી. પોતે તરવાર લેઇને પાછો એક બે આંટા ફરયો એટલે પાછા સુમરાઓ બોલ્યા વાહ ! ચાંદમીયાં ! હરપાળ સામો આવીને બોલ્યો, ચાંદમીયાં શું કરો છો ? ચાંદમીયાં તમારો બાપ ! હું તો હરપાળ છું. એમ કહીને પોતે બે તરફથી તરવાર ફેરવી અને સર્વે સુમરાઓને કાપી નાંખ્યા. પછી પોતે ચોરે આવીને બેઠો, અને સાત દીવસ સુધી ગામમાં રહયો. પેલા કુંભારને તથા હજામને કહ્યું કે જેમ લુંટાય તેમ લુંટો. પછી સાતમે દિવસે બીજાને ગાદી ઊપર બેસાડીને પોતે ઘોડીયો સહિત પોતાને વતન એટલે કેરેકોટમાં આવ્યો. હજામ તથા કુંભાર તો મોટા શ્રીમંત બની ગયા અને વિવિધ તરેહનું સુખ ભોગવવા લાગ્યા.

પોતે શેહરમાં આવ્યો એટલે વધાઈ ઊડી કે હરપાળ લીલી પીળી ઘોડીઓ લઇને આવ્યો છે. રાજા પોતાના લશકર સહિત સામો ગયો અને આનંદભેર તેડી લાવ્યો. ગામમા પણ જયજયકાર થઇ ગયો. આ વાત સાભળીને લીલાવતીને બહુ ક્રોધ ચડયો અને છોકરાઓને કહ્યું કે જાઓ હરપાળને બોલાવી લાવો, એ ફતેહ કરીને આવ્યો છે તે હું એને વધાવી લઉં. લીલાવતીએ બે ખોબા સાકરથી ભર્યા, એકમાં ઝેર નાખ્યું, અને બીજામાં એકલી સાકરજ રાખી. હરપાળ આવ્યો એટલે લીલાવતી બોલી, બેટા આ સાકરના ખોબા

છે. તેમાંથી એક ખોબામાંથી સાકર તું મને ખવરાવ અને બીજામાંથી હું તને ખવરાવું. હરપાળ બોલ્યો, મા એ તો વહુ કરે કે ભાભી કરે; મા દીકરો તે એમ કરતાં હશે? હરપાળે તો બહુ ના કહી પણ લીલાવતીએ માન્યુ નહી. પછી હરપાળ બોલ્યો, મા ખોબા આમ ધર, હુ તને ખવરાવું. જોજે મા! તારૂ પાપ તું જાણે. મા બોલી, બેટા, તારા મનમાં પાપ આવે છે? તું પણ મારો છોકરો છું. તારામાં અને આ બેમાં કાંઈ ફેર નથી.

લીલાવતીએ ખોબા ધર્યાં. પછી હરપાળ ખવરાવવા લાગ્યો. લીલાવતી હરપાળનું મનોહર મોં જોઇને ગાંડી બની ગઈ અને સાકર ખવરાવતી ખોબા ભુલી ગઇ. હરપાળને કાંઇ ખોબાનું ભાન રહ્યું નહી, અને તેના મનમાં કાંઇ કપટ હતું નહી, તેથી તે તો ઝેરના ખોબામાંથી ખવરાવા લાગ્યો. પાંચ, છ કાંકરા ખાધા, એટલે લીલાવતીને ઝેર ચડયું અને ઓચિંતાની બેશુદ્ધ થઇને પૃથ્વિ ઉપર પડી અને તરત પ્રાણ છુટી ગયા. હરપાળ તો ભયભિત થઇ ગયો, અને પાશે લાળ અને શોણ ઊભા રહ્યા હતા તેને પુછ્યું, અહ્યા તમારી માને શુ થયું છે? પેલા બોલ્યા, ભાઇ એ તો તારે માટે ઝેર લાવી તે તેણેજ ખાધું, એમાં કાંઈ તારો વાંક નથી. પછી પોતે પાછો ઘેર આવ્યો. આ વખતે તેને બાર વરસ પુરાં થવા આવ્યાં હતાં. હરપાળે તેની માને કહ્યું, મા હું જાઉ છું, આ મારો છેલ્લો જવાર છે. મા બોલી, બેટા હમણા આવ્યો અને એટલામાં કયાં જાછું? હરપાળ બોલ્યો હું તારો કયાંનો બેટો? અને તું મારી કયાંની મા? આ તો ઇંદ્રના શ્રાપથી તારે પેટે અવતાર લીધો હતો. એમ કહીને પોતે મેહલમાં જઇને સુઇ રહ્યો. અર્ધ રાત્રે પ્રાણ છુટી તેણે ઇંદ્રપુરી જઇને વાસ કર્યો.

# ગંજેરા મારૂ.

જે ઉપવન વિષે ગિરિ ઝરણુ ઝરતાં સોર,
તે નાદથી નવ જણાય તમરીતણાં સ્વર ઘોર.
નિરંતર ગિરિનણે ઝરણે, તરૂવર સિંચાય,
નવાં પલ્લવ સદા જેમાં, તેથી મહા શીતળ વાય.
વાયુ વાતો સરિ સરોવર, ઝરણુ શીત સંબંધ;
કલ્હાર કલિકા કમલ મધ્યે, પરાગ વેહતો ગંધ.
હરિત તૃણ ધરણીવિષે, દીસતી લીલી આપ;
વનવાસી સહુ તે માટ શીતળ, ન લાગે સંતાપ.
અગાધ જલ સરિતા ભરી, બે પાસ તે છલકાય;
બેઊ તટના તરૂ તૃણાંકુર, તે સેજમાં સિંચાય.
સર્વદા શીતળતા હવી, રવિ ન શોષે રસ સાર;
સર્વદા પૃથિવી સરસ તૃણ, શું ભણું વનેવિહાર.
ચોદિશે ફુલ્યાં વાટિકા, વનમાં બોલેછે મોર;
કોયલ કુંજે ભ્રમર ગુંજે, વળી પક્ષી કરતાં સોર.

એની વાડીમાંથી પ્રાતઃકાળને સમયે, સૂરયોદય થતાં પેહેલાં, પૂર્વ દિશાના આસમાનપર લાલ રંગ છવાઇ ગયો છે, તેવામાં ઘોડાને નચાવના કોઈ બે સ્વાર ચાલ્યા જાય છે. તેમણે સફેત પણ ઉંચો પોશાક પેહેરયો છે, માથે મંદીળ રહી ગયાં છે, અને કેડે કટાર લટકે છે. તેઓ માહો માહે વાતચીત કરતા ચંપાધડને માર્ગે વહ્યા જાય છે. તેમને રસ્તામાં એક ઓળગાણી (ઢેડી) સામી મળી તેણે મોં આડી સાવર્ણી ધરી, તે જોઇને એક જણે તેને દરબારમાં બોલાવી. આમ કરવાનું કારણ પુછયું:

હએ ચડી રાયે સંચર્યા તે અતિ પ્રાતઃકાળ,
મુખ આગળ દીઠી સનમાર્જની, આડી ધરી ચંડાળ:

રાજા કહે, સાચું વદે, રખે જુઠું બોલે રંડ,
સાચું કહેતાં ધરે તેવો, હમે દઇશું દંડ.

ત્યારે ઓળગાણી જવાબ આપે છે કે—

રાજા સાચુ કેહેતામાં તમે કોપશો, દેશો વાંસામાં ધાય;
જ્યારે પુછોછો તો સાંભળો, પછે તેવો કરજો ન્યાયે.
ત્યારે ચંડાળણી વાણી વદે, સાંભળો તમે માહારાજ;
પ્રાતઃ સમે મુખ જોવું નહિં, જાણી કીધી મેં લાજ.
વાંણે રાજા જોવું નહિં, તે વાંઝીઆનું વદન;
કાંઇ નથી તમને છોકરૂં, માટે ધરી સન્માર્જન.

રાજા શમજીને ચુપ રહી ગયો અને રીસ ઉતારી સિપાઇ પાસે કમોદના ચોખાની ગાંસડી ઓળગાણીને બંધાવી આપીને કાહાડી મેલી. ઓળગાણી ચોખા લેઇને ખુશી થઈ. જ્યારે ઘેર આવી, ત્યારે ઓળગાણાએ પુછ્યું કે આટલા બધા ચોખા કયાંથી લાવી? ઓળગાણીએ અથથી તે ઇતી સુધી હકીકત કહી. તેનો ધણી બોલ્યો કે રાજા વાંઝીઓ છે તેના ચોખા શા ખપના? વાંઝીઆનું અન્ન કેમ ખવાય? ઓળગાણી કેહે, આખું શેહેર તો રાજાનું અન્ન ખાયછે ત્યારે આપણે કંઇ મોટા કે ના ખાઇયેં? ઓળગાણો બોલ્યો, અણસમજુ ખાતા હશે, પણ સમજુ તો ખાય નહી; ને તેનું પારખું લેવું હોય તો આપણાં ઘરમાંથી કોદરા ભરડી તેમાથી કોદરી કાઢી રાજાના ચોખા સાથે મેળવી તું ચકલાંને નાંખી જો. પછી ઓળગાણીએ તેમ કર્યું, ત્યારે ચકલાં કોદરી વીણી ખાઈ ગયાં અને ચોખા પડયા રેહેવા દીધા. ઓળગાણી ઝખાવાંણી તે ચોખાની ગાંસડી બાંધની દરબારમાં નાંખી આવી, કે માહારાજ! ચકલીએ તમારૂં અન્ન ખાતાં નથી, ત્યારે અમારાથી તે કેમ ખવાય?

ઓળગાણીનાં આવાં વેણ સાંભળીને રાજાનું મન બહુજ દુઝયું કે જ્યારે ઓળગાણી સરખી મારાં વાંઝીઆપણાની આટલી પ્રસંસા કરેછે, ત્યારે બીજી વરણ તો શું કેહેતી હશે! તેને સાત રાણિઓ

હતી, તેમને અંતઃપુરમાં જઇને રાજાએ વિતક કહી જણાવી. રાજાની વાત સાંભળી વડી રાણી બોલી—રાજા ઘરવર પાસે જઇને પુત્ર માગો, તમને એક મેણું લાગેછે તે હમને દસ ગણું સાલેછેઃ

પુત્ર વિના ધન શા કામનું, તમે વિચારી જુઓ મન માંહે,
પુત્ર વિનાની જે માનિની, તેતો માન ન પામે ક્યાંહે.
પુત્ર વિનાની જે માનિની, તેનો ઓશિઆળો અવતાર;
પુત્ર વિનાની જે માનિની, તેને માને નહીં ભરથાર.
પુત્ર વિનાની જે માનિની, તેના પરવશ ચડયા પ્રાણ;
પુત્ર વિનાની જે માનિની, તેનું જીવ્યું વૃથા જાણ.
પુત્ર વિનાની જે માનિની, દીસે રણમાં જેવો તાડ;
પુત્ર વિનાની જે માનિની, તે કોને લડાવે લાડ.
પુત્ર વિનાની જે માનિની, તે સૌના ઓશાં જોય;
પુત્ર વિનાની જે માનિની, તે ખુણે બેસીને રોય.
પુત્ર વિનાની જે માનિની, તેની સદા સુની સોડ;
પુત્ર વિનાની જે માનિની, તે કયાથી બાંધે મોડ.
પુત્ર વિનાની જે માનિની, તેને સાંસરી શ્મશાન;
પુત્ર વિનાની જે માનિની, તેને મૈયરમાં નહી માન.
રણીએતો મળીએ પિયુડા, લાજે વણસે કાજ,
મા બાપ પાસે છોકરાંને, માંગતાં શેની લાજ?

નિચના મેણાથી રાજા ઘરમાં આવ્યો ત્યારે રાણીએ પણ તેને જંપવા દીધો નહી, ત્યારે તેણે હવે એક વાર વનમાં જઇને તપ આદરવાનો નિશ્ચય કીધો. તેથી પ્રધાનને રાજપાટ સુંપી વનકુળ પરિધાન કર્યાં. તેની પ્રજાએ તેને ઘણો સમજાવ્યો પણ તે એકનો બે થયો નહી, તેથી સર્વ કોઇ તેને વલાવી માહા શોકથી પાછા ફરયા.

રાત્ર દિવસ ચાલ ચાલ કરતાં કેટલાક દિવસે તે એક અઘોર રાનમાં આવી પોંચ્યો. ત્યાં એક શીવનું મંદીર જોયું તેથી ત્યાંજ દૃઢ આસન વાળી તપ કરવાને બેઠો. એમ કરતાં એકાગ્રચિતે તપ કરતાં બાર

વરસ વિતી ગયાં, પણ માહાદેવ કાંઇ પ્રસન્ન થયા નહિ. એવામા બે પીંઢારા શિકારી શિકારની કોથલીઓ ખભે ભરાવીને જ્યાં રાજા બેઠો છે તે ભણી આવી ચઢ્યા. રાજાને જોઇને તેમની નજર બગડી, તેથી મારીને તેનો ઘોડો વિગેરે લુંટી લેવાનો ઈરાદો કર્યો. પણ જેવા શિકારી રાજાની પાસે આવ્યા અને તેની સામુ જોઊ તો તેના તેજથી તેઓ અંજાઇ ગયા અને ચઢ થઇને ઉભા. તેમને જોઇને રાજા બોલ્યો, કેમ, આવ્યા હના તે ઉભા કેમ રહ્યા છો? શિકારીઓ રાજાનું આવું બોલવું સાભળીને નબળા થઇ ગયા અને વિચાર્યું કે માનો ન માનો આ કોઇ દેવતા જણાય છે, કારણ આપણી મનોવૃત્તિ એ કળી ગયો તેથી પોતાનો સ્વાર્થ ભુલી જઇ હાથ જોડીને પુછ્યું કે મહારાજ, આ જગલમા તમે કેમ બેઠા છો? રાજાએ પોતાની હકીકત યથાસ્થિત કહી સંભળાવી. શિકારીઓને પેટે પણ કાંઇ ફરજન ન હતુ, તેથી તેઓ પણ પુત્ર પ્રાપ્તિને અર્થે શિવસેવન કરવાને તત્પર થઇ ત્યાંજ ધ્યાન લગાડીને બેઠા.

એક દિવસ અને બીજા દિવસ સુધી તો તેઓ ભુખ્યા રહ્યા, પણ જ્યા ત્રીજે દિવસ થયો એટલે તેમના મન વિહ્વલ થયા, ને ભક્ષની ઇચ્છા ઉત્પન્ન થઈ. તેથી ઝોળીઓમાનું ભક્ષ કાઢીને તે માહાદેવની જળાધારી ઉપર મુકી કાપવા તયારી કરી. તેઓ શિકાર કાપે એટલે તો જળાધારી લોહીમા રેલ છેલ થઇ જાય. આ ભ્રષ્ટાચારથી માહાદેવે વ્યાકુળ થઇને તેમને દરશન દીધા. પછી જોગીનો વેશ લઇ શિકારીઓના સામા આવીને કહ્યુ કે બેટા! હુ તમારી સેવાથી પ્રસન્ન થઇ તમને વરદાન આપવા આવ્યો છુ. કહો શું જોઇયે છે? તેઓએ શીવને શાષ્ટાંગ દંડવત કરી કહ્યું કે હમારે પૂત્ર નથી, તે પૂત્ર આપો. ત્યારે માહાદેવે શિકારીઓને કહ્યું કે જાઓ તમને એકેકો પૂત્ર થશે. પછી શિકારીઓ વચન લઇને ઘર તરફ ચાલતા થયા. હવે રાજા જસા જામ આ બનાવથી વિચારે પડ્યો કે જુઓ કરમની ગતિ! બાર વરષ થયા મને અહીં ભુખ તરસ વેઠતા, પણ મારી સેવના તો

અફળજ! માહદેવે મને કાંઇ આપ્યું નહીં. ચંડાળોને બે દિવસમાંજ આવાં નીચ કરમથી માહદેવે પ્રસન્ન થઇ પૂત્ર આપ્યા; માટે એમ કરયા વિના મારૂં પણ કામ થનાર નથી. આ વિચારથી તેણે કમળ પુજા કરવાનો નિશ્ચય કર્યો. સ્નાનાદિક કરી શુદ્ધ થઇને મધ્ય રાત્રે તરવાર હાથમાં લઇને કમળ પુજા કરવાને તે ઉંધે મસ્તક ટીંગાયો. ત્યારે માહદેવે હાં: હાં: કરીને તેને અટકાવ્યો. "માગ, જે માગે તે આપું." માહદેવના આવાં વચન સાંભળીને રાજાએ દેવને દંડવત કીધા. પછી પૂછ્યું, માહારાજ! આ કેવો અન્યાય! હું બાર વરસથી ધ્યાન દઇ બેઠો છું તો મને આજ પ્રસન્ન થયા, ને પેલા ચંડાલોને બે દિવસમાં દરશન દેઇને પૂત્ર આપ્યા! મહાદેવ બોલ્યા, રાજા, તેમનાં કર્મ પ્રમાણે તેમને પૂત્ર આપ્યા; તારી સેવા પ્રમાણે તને આપીશ. જેમ છાણમાં કીડા ઉત્પન્ન થઇને ત્રીજે દિવશે મરી જાય છે તેમ મેં એઓને પૂત્ર આપ્યા તે કીડા માફક સુકાઈ મરી જશે. તને પૂત્ર જોઇએ છે તો—જો ઉપર!" જોતાંજ એક આમ્રવૃક્ષ દેખાયું. તે ઉપર માહાદેવે ડંડો મારયો કે સાત ફળ નીચે પડયાં. તે લઇને દરેક રાણીને છાલ ગોટલા સહિત એકેક ફળ ખવડાવવાની આગ્ના કરી ને કહ્યું, "આથી તને સાત પૂત્ર થશે!" મહાદેવ પછી અંતરધ્યાન થયા, ને રાજા પોતાને દેશ ગયો.

રાજા વરદાન લઇને આવ્યો, નગરના લોકે મળીને વધાવ્યો;
સભા ભરીને ત્યાં બેઠો રાય, અંગે ઉલટ તેને નવ માય.

પંડીતો બોલાવી સમુહૂર્તે રાજાને પુનઃ પટાભિષેક કર્યો. રાજાને સાત રાણિઓમાં એક અણમાનિતી હતી તેથી બીજે દિવસે પોતાના રંગમેહેલમાં જઈ માનિતી રાણિઓને બોલાવીને ૭ કેરી આપી, ને સાતમી પોતે રાખી. અણમાનિતીને આપી નહીં. રાણીઓએ ખાધી; પણ માનિતીઓ એટલે લાડમાં લોલેલી તેથી છોડાં ગોટલા મેહેલની બાહાર ફેંકીઈ દીધા. અણમાનિતી રાણી દંભાવતીએ પોતાની દાસીને બોલાવીને કહ્યું કે, રાજાજી બાર વરશે પાછા ફરયા છે, તે

કાઇ પણ નવિન પદાર્થ લાવ્યા હશે, તેથી જા, માનિતીઓના મેહેલ આગળ જઇને જો, કાઇ નિશાની પડી હગે. દાસીએ ત્યા જઇ આમતેમ નજર ફેરવતા કેરીના પાલ ગોટલા દીઠા. આ દહાડામા આંબાને પાદડા પણ હોએ નહિ, તો કેરી કયાથી ? માટે તેજ નવિન જાણી, દાસી છાલ ગોટલા વીણી લઈ રાણીને આપ્યા. રાણીએ વિચાર્યું કે ગોટલા તો ગોટલા ! ઇશ્વરની પ્રસાદી ગોટલા પણ કયાથી ? પુર્ણ ભાગ્ય હોય તોજ દેવના પ્રસાદની રજ કણ મળે ! રાણિએ તો નાહી ધોઇને શુદ્ધ મને છાલ ગોટલાને વાટીને પીવા સારૂ તેની રાબ તૈયાર કરી. પછી દરબારના એક વૃદ્ધ વિશ્વાસુ કામદારને બોલાવ્યો, તેની હજુર પોતે મોઝે શણગાર સજીને રાબથી ભરેલુ સોનાનું તામલુ લઇ ઊભી.

ચંદ્રમા સુરજ તમને વીનવુરે,
મારી સાચેરી પુરજો સાખરે—મારી
અણરે માનિની જોને હુ હરીરે,
મારી લજ્યા ભલેરી રાખરે—મારી
રાજા મ્હેલેરે નથી આવત રે,
મને કુડી ચઢાવશે આળરે—મને કુડી
પિતા રે વના જોને પૂત્ર કીધોરે,
એમ આપશે મુજને ગાળરે—એમ
કૂળના કામદાર તમને વીનવુ રે,
મારી ભલેરી પુરજો સાખરે—મારી

તમો કામદારની વિદ્યમાનમા અને ચદ્ર સુર્યની પ્રત્યક્ષ આ હું પાન કરૂ છુ હવે મારી લાજ તમારે હાથ છે હે ઇશ્વર ! આ તારી પ્રસાદી હુ ખરા ભાવથી પીઊ છુ માટે મારી લાજનો રક્ષક તું છે એવી પ્રાર્થના કરી પોતે તાસલુ મોઢે માડીને રાબ પીધી, ને બાકીની બચી તે પોતાની કાળી ઘોડીને પાઇ છ ગણીઓ, દભાવતી ને ઘોડીએ સર્વેને સાથેજ ગર્ભ રહ્યા જ્યા નવ માસ પુરા થયા ન થયા એટલે

સાતે રાણીઓને પેટ પૂત્ર જન્મ્યા. મહાદેવજીની આગ્ના તોડી તેથી ફળની પ્રાપ્તિ તો થઇ, પણ ૭ માનિની રાણીઓને પેટે કઢંગા પૂત્રો અવતરયા. કોઈ કાન-ઠુંઠો, કોઇ મોં-વાંકો, કોઇ પાંગલો, કોઇ ખુંધવાલો, પણ ૭માંથી કોઇ ખોડદિખ મળેજ નહિં. દંભાવતીને ફેરી નહિં મલ્યાથી તેણે પ્રેમ પૂર્વકપ્રસાદી છોડાં ખાધાં, તેથી તેના ઉપર ઇશ્વરે પ્રસન્ન થઇને તેને કંદર્પ કુંવર આપ્યો. ૭એ રાણીઓને સાથે પૂત્ર થયાની વધામણી રાજાને ગઈ એટલે રાજા હરખ પામ્યો ને આખા શેહરમાં વધાઈ વહેંચી. દંભાવતીના પુત્રની તો કોઇને ખબર પડીજ નહિં. સવાર થઇ એટલે રાણીએ પોતાના કુળના જોશીને પૂત્રના જન્માક્ષર કરાવવા માટે દાસી પાસે બોલાવી મંગાવ્યો., જોશી આવ્યા ત્યારે રાણી બોલીઃ

દુહો.

કુલના જોશીરે હું તમને વિનવું રે,
હું તો તમથી નાનેરી લાગું બેનરે—હું તો.
જનમોત્રિરે કરજો તમે જોઇનેરે,
જન્મ્યો છે કુંવર માજમ રેનરે—જન્મ્યો છે.
કીએરે નખેનરે કુંવર અવતર્યોરે,
તમે પાકેરૂ કરજોની કામરે—તમે.
ધરિણી ધ્રુજેરે એના તેજથીરે,
માટે તેવું ધારજો કુંવરનું નામરે—માટે.

પછી જોશીએ કુંડળી મુકી ગ્રહ તપાસીને નીચે પ્રમાણે બોલ્યાઃ—

સારે નક્ષત્રે કુંવર અવતરયોરે,
એતો રાખે કાંઇ પિતાનો નામરે—એતો
ધરિણી ધ્રુજે એના તેજથીરે,
ને રાખશે અતીગલ નામરે—ને
જોરે કરી એતો સૌને જીતશેરે,
ભરશે એતો મોટા સાથે હામરે—ભરશે

જગદિશ્વર કરશે એની સાહાતારે,
પાડો ગજરો મારૂ એનું નામરે, પાડો.

રાણિની આગ્નાથી દાસીઓએ જોશીને મોતીથી વધાવીને એક થાળ ભરી રત્ન આપ્યાં, ને પગે લાગી વિદાય કર્યો. દંભાવતીએ ભાટ ભવૈયા વગેરે માગણ જાતને બહુ પુન્ય દાન કરયું. અઢાર મહિના થયા એટલે કાળી ઘોડીને પણ કોઇ અલૌકીક બછેરો અવતર્યો. ગજરોમારૂ દીનપર દીન વધતો જાય છે. અને ઘોડો પણ વધતો જાય છે. કુંવર સાત વરસનો થયો એટલે રાણિએ તેને ઘરની અંદર ભણાવવા માંડયું. સાત વરસમા કોઇ દિવસ રાણિએ પુત્રને નિચે ઉતાર્યો નહોતો. રાણિએ પુત્રને ભણાવી સર્વ કળામા સંપૂર્ણ કર્યો. માનિતીઓના કુંવરો સાત વર્ષના થયા, ત્યારે એક દિવસ રાજાએ તેમને કચેરીમા બોલાવ્યા. કુંવરો કદરૂપા એટલે આવતાજ માહોમાહે સભામા હસવુ ચાલ્યુ. તેઓ આવી રાજા પાસે બેઠા એટલે તમામ સભા લજવાઈ ગઇ એ પ્રમાણે છ જણાના સભામા આવ્યાથી સભાનું મન દરરોજ ખાટુ થતું હતું. ગજરામારૂને દશેક વર્ષ થયા, ત્યારે એક દિવસ તેને રાજ ચિન્હ ધારણ કરવાની મંરજી થઇ, અને પ્રથમ મા પાસે તેણે ઘોડો માગ્યો. માએ કહ્યુ, બેટા તારો બાપ રાજા છે, પણ હું તો મારા ભાઇઓનું અન્ન ખાઇને દાહાડા કાડું છુ. તારો બાપ તો બદામ પણ આપતો નથી, ત્યારે ઘોડો તે હુ ક્યાથી લાવું? કુંવરે ઘણી જક લીધી, ત્યારે માએ કહ્યુ કે જા, આપણા ભોયરામા કાળી ઘોડી છે, તેને તારા જન્મનો એક બછેરો થયો છે, તે લે. ભોયરાનું મો બંધ છે, તે ઉઘડતું નથી, ઉપલી શલ્યા બહુ વજનદાર છે, માટે કોઈનાથી ઊંચકાતી નથી. તોયે કુંવરે માને કહ્યુ કે તુ મને દેખાડ! હુ તે ઉપાડું. કુંવરને રાણીએ જઇને બતાવ્યુ, ત્યારે કુંવરે પોતાની આગળી કાપીને લોહીનો છાંટો નાખી પથર ખસેડયો, ને ઘોડો બાહાર લાવ્યો.

પછી કુંવર અસ્વાર થઇને બાહાર નિકળ્યો. ફરતો ફરતો રાજમેહેલ આગળ આવ્યો, તો પ્રધાન બારીએ ઉભો હતો, તે કુંવરને જોઇને છક થઇ ગયો કે આવો કોણ તેજસ્વિ પુરૂષ છે. એ જો ક્ષત્રી હશે તો રાજ્ય લેશે અને વાણિઆ હશે તો મારૂં પ્રધાનવૈંદુ લઇ લેશે, માટે ચોકશી કરવી. એમ વિચારીને તે નિંચે તજવીજ કરવાને આવ્યો. જોય છે તોઃ

કસબી મંડીળ માથે બાધ્યુરે,
કાંઇ શીરપેચનો ઝળકારરે,—કાંઇ.
કળગીરે તોરા માંહે શોભતારે,
જેમાં મોતી મણીનો ચળકારરે,—જેમાં.

જરકસીરે જામો પેરિયોરે,
માંહી ઝાઝેરા ઝગકે તારરે,—માંહી.
હીરાજડીતરે કંઠે હારરે,
તેની શોભા તણો નહીં પારરે,—તેની.

કસીરે કમર સેલા બાંધીઆરે,
પેહેરી છે રેશમી સુરવાળરે,—પેરી.
કનક કટિ મેખલા કેડમાંરે,
તેમાં લટકે તરવારરે,—તેમાં.

શોભેરે કેડે કટારી વાંકડીરે,
દિસે છે તે તો નાનેરૂં બાળરે—દિસે.
હાથમાં ઝાળી છે ભમર ભાળડીરે,
ખભે ઢળકતી છે ઢાળરે.—ખભે.

અતર ખસબોઇ નાખી શીરમાંરે,
ઓલી છુટા મુક્યા છે કેશરે,—ઓલી.
એવોરે લટકાળો દેખી વેશનેરે,
થયો માનિનીને મન કલેશરે—માહી.

કાન કુવરરે પ્રગટયા મારૂ છરે,
જાણે તેજ તણો અંબારરે,—જાણે
પ્રધાનાદિએ આવી તેને વિનવ્યારે,
કેમ પધાર્યા ઠાકોર આ ઠામરે—કે.

કુંવરે કહ્યું કે હું ચંપાધડનો રાજા જાસાજામની દંભાવતી રાણીનો પાટવી કુંવર છું. મારૂં નામ ગજરો મારૂ છે. રાજાને ખબર નથી માટે તું જઇને રાજાને જાણ કર. કુંવરનું બોલવું સાંભળતાંજ તેના સામું પ્રધાન જોઇજ રહ્યો. પછી કચેરીમાં જઇને તેણે વિનય પૂર્વક રાજાને પુછ્યું માહારાજ, તમારે કેટલા પુત્ર ? ૭ કે સાત ? રાજા બોલ્યો, ગાંડા તું શું પુછેછ ? ડાહી માનો દીકરો વાણિઓ અડધો ગાડોજ હોય; મારે ૭ છોકરા છે તે તું જાણતો નથી ? પ્રધાન બોલ્યો, માહારાજ ! ૭ ૭ શું કરો છો ! સાતમી અણુમાનિતી દંભાવતીને એક સૂર્ય જેવો પુત્ર છે, તેને છાનો રાખ્યો છે ને ? તે છયનાં રાજપાટ ખુંચી લે તેવો છે. પ્રધાનનું આવું બોલવું સાંભળીને રાજા એકદમ ક્રોપાયમાન થઇને બોલ્યો, હું બાર વરસથી તો તેને મેહેલે ગયો નથી, તો એને પૂત્ર કયાથી ? શું ! એણે મને કલંક લગાડયું કે ? એમ કહીને પોતે એકદમ તરવાર લેઇને રાણીને મોહોલે ગયો. બુઢો કામદાર બેઠો હતો તેને લેમેલ થઈ ગઈ, અને વિચારવા લાગ્યો કે રાણિએ મારી હજુરમાં આ કામ કર્યું છે અને જો તે રાણિને મારશે, તો મને સ્ત્રિ હત્યા લાગશે. પછી પોતે પણ રાજા પછવાડે શાક્ષિ પુરવા સારૂ દંભાવતીને મોહોલે ગયો. રાજાએ જઇને પુછ્યું "બોલ રા–પૂત્ર કયાથી લાવી ?" રાણીએ સર્વ બીના કહી અને કામદાર સમક્ષ શાક્ષિ પુરી તેથી રાજા રંજન થઈ ગયો, અને આખા શેહેરમા સાકર વેહેંચી અને વધાઇ ચોકરાવી ગામમાં ઓચ્છવ મનાવ્યો. પછી સભામાં લઈ જઇ કુંવરને પોતાની ગાદી પસેડી તે ઉપર બેસાડયો. કુંવર ઘણો હુશિઆર છે તેથી માનિતી રાણિઓને અદેખાઈ થઈ, અને

તેના ઉપર બહુ અદાની યુક્તિઓ કરવા લાગી. પરંતુ રાજાની મરજી આગળ કોનાથી બોલાય ? આઠ દિવસ કચેરીમાં આવ્યો કે કુંવરે તો પ્રધાનને દેશની ઉપજ નિપજ વગેરે પરપુછ કરવા માંડી, તે જોઈ પ્રધાને વિચાર્યું જે હજુરતો એ ગાદીએ બેઠો નથી ને આટલી પંચાત કરે છે, તો ગાદીએ બેસશે ત્યારે તો હજારો વર્ષનો હીસાબ માગશે, અને હમારાં કુટુંબ સહવર્તમાનને શુળીએ દેશે. માટે એનો આગળથી ઘાટ ઘડવો. સવારમાં રાજા કચેરીમાં બેઠો છે ને મેહેલમાં એકલી માનિની રાણીઓ છે તે દરમ્યાન પ્રધાન ત્યાં ગયો અને કહ્યું કે અણમાનિતીનો છોકરો આજથી અડધી ગાદી ઉપર બેસે છે, તો કાલે આખી ગાદી ઉપર બેસશે. પછી તમારે તો એનું આપ્યું ખાવું પહેરવાનું અને તમારા કુંવરો ભીખ માગીને મરશે, માટે કાંઇ ઉપાય કરો. રાણીઓએ કહ્યું કે કાંઈ બતાવો. એ મરે અને હમારામાંથી કોઇને માથે નહીં આવે તો હમે તમને અતુળ ધન આપીશું, તથા વંશપરંપરા તમારી પ્રધાનવટી કાયમ રાખીશું. પ્રધાને કહ્યું ઠીક. આજે હું તમને મળવાને સારૂ ગજરાને મોકલીશ અને એ તમને મળીને જાય, એટલે તમારાં વસ્ત્ર ફાડી હાર તોડી મોતી વેરી નાખજો, અને પલંગપર કોડી ભાંગીને ઠીકરાં પાથરીને સુજો, અને દાસીઓને ફરિયાદ ! ફરિયાદ ! કરતી કચેરીમાં મોકલજો. રાજા તમારી પાસે આવે એટલે કેહેજો કે મહારાજ, તમારા કુંવરે તો હમારી આબરૂ લીધી, ને હાડકાં ચુરો કરયાં !

બીજે દિવસે ગજરામારૂ પોતાનાં બાપની કચેરીમાં ગયો ને ત્યાથી ઉઠયો કે પ્રધાને પાછળ જઇને કહ્યું કે કુંવર તમારી માતાઓને તમે મલ્યા નથી, તેથી દુખર્ઘ લેવાને રાણિઓ બોલાવે છે. ઉમંગ ભેર ગજરો પોતાની ૭ માઓને મલવા ગયો. તે એક બાજુથી મેહેલમાં પેઠો કે બીજી બાજુથી ધીતુરી દાસિઓ દરબારમાં ગઇ. થોડીક વાર વાતચીત કરીને રાણી તથા દાસીઓએ એકદમ કલ્પાંત કરવા માંડયું, જે જોઇ ગજરો તો આભોજ થઇને ઉભો.

તેવામાં પેલે પાસ છુટે ચોટલે, રડતી કકળતી ઘાભરી થએલી, ફરીઆદ! ફરીઆદ! પોકારતી બે ચાર દાસીયો આવી રાજસભામાં પ્રાપ્ત થઈ. તેઓ પોતાના કેશ તોડે છે, પૃથ્વી પર પછાડા ખાય છે, વસ્ત્રની ભ્રાંતી નથી અને વારે ઘડીએ જાણે ગભરાઇને આસપાસ જાય છે ને રડાપીટ કરે છે. રાજા પણ આ બનાવ જોઇને મુંદ્રમુંદ બની ગયો. પુછે તેનો કોઇ જવાબ આપતું નથી. ફક્ત ફરિયાદ! ફરિયાદ! કરી બુમો પાડે છે, અને કલ્પાંત કરે છે! આવી રીતનું ધાધલ ધોળે દિવસે અને વળી ભર કચેરીમાં પોતાની રૂબરૂ થતું જોઇને રાજાના ડોળા કાટયા. તે કોપાયમાન થઈ નાગી તરવાર હાથમાં ઝાલીને એકદમ બરાડી ઉઠયો, "સંખણીઓ! આ શું કૃત્રીમ છે! બોલો ઝટ! નહીંતર આ માથા વનાના ધડ થયાં!" ભયને મારે જરા ફીતુર નરમ પડયું અને તેમાની એક વૃદ્ધ રાજાની સામે હાથ જોડીને ગદગદ કંઠે "મારૂ! ગજરામારૂ!" એટલુંજ બોલી રહી ગઇ ને પાછું હીગાણું મચાવ્યું. એટલામાં રાજા ચક્ષુ ચઢાવી બોલ્યો, ગજરા મારૂએ શુ કીધું' " એક દાસીએ જવાબ વાળ્યો, "રાણીબાની લાજ!" ઉત્તર સાભળતાજ રાજાના નેણમાંથી અગન અને મોંમાથી બાણુ વરસવા લાગ્યા. ક્રોધનો મારયો હાંફળો ફાંફળો બની ગયો. કચેરી તજીને તે જનાનાને માર્ગે ધસ્યો ગયો, તેવામા જનાનાની દેવડાની બાહાર નિકળતા તેણે મારૂને દૂરથી જોયો. તેણે સિંહની પેરે ગર્જના કરી મારૂને કહ્યું 'ઉભો રહે!.ઉભો રહે ચોર! હવે તું મારે હાથથી ઉગરનાર નથી." મારૂને તો આશ્ચર્ય લાગ્યું કે આ તે શું કેહેવાય! પણ જાતે હિમતવાન એટલે પોતે સાવધ થઈ મેરૂની માફક ઉભો. રાજા ધસમસ્યો. શસ્ત્ર કાહાડી મારૂને ઝબે કરવા આવ્યો પણ તેના નુરથી લેવાયો. એક શબ્દ બોલ્યો નહિં. ઇસારાથી બીજા પચાસ જોદ્ધાએ તેને ઘેરી લીધો. તેમનો નાયક આગળ વધી આવીને ક્રોધથી બોલ્યો, "મારૂ, તું તો રાજાનો ગુનેગાર છું ને હમારો બંધવો થયો છું ને હવે તને મોતની સજા

થશે. માટે ચાલ મારી સાથે. જોદ્ધા સામે તું બાળકનું બળ કેટલું ? માટે બાપા, બલાતકાર કરાવીશ માં !" આ સાંભળતાં ક્રોધ કરીને મારૂ જાણે મારૂતાન્માનજ્ય દેખાડવા લાગ્યો. નાયક મનમાં ઓશં-કાયો કે આ કોઈ જેવો તેવો પુરૂષ નથી, જે હમારી આમન્યા રહે. એવો વિચાર કરે છે એટલામાં ગજરા મારૂ બોલ્યો, "ગુનેગાર ! કોણુનો ! સાને સારૂ સજ્જ ! મોતની ! શું કારણ ! જોયું આ સસ્ત્ર !" એમ કહીને તરવાર મ્યાન બાહાર કાહાડીને દેખાડી.

તેઓ આમન સામન એ પ્રમાણે તકરાર કરે છે એટલામાં રાજા અંતઃપુરમાં જઇને જુએ શું ? એવામાં પોતાની ચાર રાણિઓ. ફરીયાદ ! ફરીયાદ ! કરતી આવીને ચરણ આગળ પડી રૂદન કરતી, બાળ પીંખતી, નિશ્વાસ મુકતી, જમીનપર ટળવળવા લાગી. વસ્ત્રનું કે અલંકારનું કોઇને ભાન નથી. તેથી વિનય અને મરયાદા પણ લુપ્ત થઇ ગયાં છે. રાજપુત્રો પણ તેમનો ભોજનનો વેળ પડી ગયાથી રડવા અને બરાડવા લાગ્યા.

રાંણીઓ ઉપર રાજાનો પ્રેમ ઘણોજ, તેથી તે નરમાસથી પણ ક્રોધથી બોલ્યો—"પ્રાણ સખીયો ઉઠો ! સાવધ થાઓ અને મારી આગળ નિવેદન કરો કે તમને આટલું દુખ ઉત્પન્ન કરનાર કોણ અભાગ્યો પ્રાણી પોતાનું મોત મુઠીમા લઇને ભમે છે. સતિઓ ! પવને કે સુરયે કદાચ તમને આળ ચહાવ્યું હોય તો તેને પણ શાસન કરવાને હું સમર્થ છું." એટલે એક પટરાણી જે ઉભી ઉભી નિશ્વાસ મુકતી હતી તે બોલી, "મહારાજ ! આપના જેવા દેવ પુરૂષ હમે રાક દાસિઓના શિરપર બીરાજે છો તો હમારી અવગણના કે અમરયાદા કોઈ કરી શકે એમ નથી. પણ મહારાજ આપ સુત એટલે હવે અમારે મોડે શું બોલાવો છો ? અંદર આવો—હમારી બે બેનના હાલ જુઓ," રાજા પાસે ગયો કે બે રાણીઓને ફાટેલા વસ્ત્ર સાથે પલંગપર પડેલી જોઇ. "મારૂએ હમારી લાજ લેવા મારીને હાડકાં

ભાગ્યા !" ફરી ગર મરડી તો કોળીના દીકરા કડડડ ભાગ્યા કે રાજા સમજ્યો ને શુન મા ને ગુસ્સામા ત્યાથી ચાલી નિકલ્યો. દેવડી આગળ જ્યા મારૂ ધીંગા યોદ્ધા સાથે તકરાર કરે છે ત્યા આવી પોહોચ્યો. "છોકરા ! તુ આ ગોદ્ધાને ઓળખતો નથી, પણ સભાળ, તું એવો અફનિ નિકલ્યો કે જમનુ નામ તે આજેજ બોલ્યું; તારો ગુનો એવો છ, જેની માફીજ મળે નહી. (બીજી તરફ ફરીને) હા રે સાંભળો છે ? આ છોકરાને કચેરીમા લાવી આજનો આજ સુળિએ દો." એટલે જમસુરો સુનારોને તેડવા દોડી ગયા. સુતારો ચોકમા આવી પુગ્યા કે સુનારોને સુળી તૈયાર કરી આપવાનો હુકમ કર્યો.

સુતારો મનમા એમ કરે છે, કે આવા રતન જેવા દીકરાને સુળિએ દેવરાવે છ તે પાપ (બાળ હત્યામા) આપણને સામેલ કરવા માટે છે, માટે આપણે તો સારના કેહેવી. તેઓ ચોકમા આસુ આણીને રાજા તરફ હાથ જોડીને કહે છે કે, "માહારાજ, તમે માબાપ છો તમારી આગ્ના અમે માથે ચડાવીએ છીએ પણ આ બાળ હત્યાનુ પાપ અમે લેતા નથી. કાંઈ બીજો હુકમ હોય તો ફરમાવો." ઘણુ તેઓ બોલે છે એટલામા રાજાએ હુકમ કર્યો તેથી કોટવાલ ને ચના ચામડાના કોરડા લેઇને તેમને ફટકા મારવા મડ્યો.

કોટવ —"નપાક ! ગુલામો ! તમે રાજાજીની આમન્યા તોડો છો ? ધણીના બાજરી તમે લેઇ પિંડ પોષો છો ને કામ પડ્યુ ત્યારે આવા બોલ બોલવાના કાહાડો છો ? " એટલુ કહીને ગરીબ બીચારા સુતારડાઓને એમ માર મારે છે કે તેઓ લોહી લુહાણ થઇ ગયા છે, અને તેમના રુદનથી ચારે દિશાઓ ગાજી ઉઠી.

મારૂ—"ઊભો રહે ચંડાલ ! શુ તે ગરીબના હાથ જોયા નથી ! યોધ્ધે હાથ તે સમરની સામે થાય નહીં—શુ કોઈ રૂદનને પેટ જન્મ્યો છુ જે બીચારા રાંકને કરે છે ?" પછી સુનારો તરફ ફરીને તેમને વિનવે છે —

" ભાઈ સુનાર વીરા વીનવું, મારા માડી જાયા વીર;
શુણીયો ઘડો રૂડી રીતે, એતો ગજરા મારૂજીને કાજરે,
એતો રસીયા મારૂજીને કાજ.

મારા મિત્રો શાને તમે આનાકાની કરો છો ? નકામો માર ખાવાને તમારે શો પ્રયોજન ! ભાવી પ્રબળ છે ને કોઇનું મટાડયું મટતુ નથી. મારે તમારે કોઇ પાંતીની ચિંતા કે શોક કરવો નહીં."

એ પ્રમાણે મારૂજીના વિનયાથી લાચાર થઇને અશ્રુપાત કરતા કરતા શુળી ઘડી તૈયાર કરી આપી અને તે ત્યાંજ દટાવી. શુળી ખરાબર ડાટી છે કે નહીં તે જોઇને રાજાએ પુછ્યું, " કેમ ભોડી છે !"

મારૂ બાપની આજ્ઞા સાંભળતાંજ પોતે કાળાદિક હયિ- સાબદો થઈ સભામધ્યે આવી નિચે પ્રમાણે બોલે છેઃ

પેહેલીરે સલામ જગનેશ્વર મહાદેવને રે,
જેણે પેટમાં ગર્ભજ દીધરે—ટેક—જેણે.
જઠરાગ્નિથી મુજને જાળવ્યોરે,
મારી રક્ષા ધણી એક કીધરે—મારી.
બીજીરે સલામ મારી માતનેરે,
જેણે નવ માશ રાખ્યો પેટરે—જેણે.
દેહ કષ્ટીને ઉછેરિયો રે,
મારી ધણીએક કીધી વેઠરે—મારી.
ત્રીજીરે સલામ મારા ઇષ્ટને રે,
જેણે બહાર આવ્યો અવતારરે—જેણે.
જીવતાં લગી જસ આપશે રે,
એતો મુએ ઉતારશે ભવપારરે—એતો.
ચોથીરે સલામ મારા રેવંતને રે,
રણે રમાડી આણે પાછા ઘેરરે—રણે.

ગામ ઠેકી પડે તે પરગામમારે,
એની તો કોઇ નવ જાણે પેરરે—એની
પાચમી સનામ તે મારી સિરોઇને રે
એ તો કરે રણુમા મિઠડા ધાવરે—એતો
દુર રહે દુશમન એને દેખીને રે,
મારૂં કુળતું તારન તું તો નાવરે—મારૂ.
છઠીરે સનામ મારી ઢાલને રે,
રણુમા હૈયા કેરી એતો ઓથરે—રણુમા
મારી પડતી બચાવે તેતો લોથરે—માર
સાતમીરે સલામ ધરતી માતને રે,
આલે જે મુવા જીવતાને વિશ્રામ રે—આલે

ગજા દુઝએ કે સાત સનામમાથી એક મને નહી ' મારીએ આમન્યા એણે રાખી નહી, તો હવે બચવાની આશા કેવી ? ક્રોધ કરીને તે ગાજી ઉઠયો, "હજી એ ચાડાલ છોર હૈયાતજ છે ?" રાજાના હોઠ ઉડ્ડાણુ કરે છે, નેત્ર સ્થળી રહ્યા છે, ને આહેથી ખંજરો તેના શિકારીને તાકી રહ્યા છે

શલામ કરી રહ્યા પછી મારૂ તો ધીરજથી મદ મદ ગજ ગતીએ ચાલતો શૂળી સ્થભની પાસે આ યો જ્યા એક વૃદ્ધ પુરો-હિત તેને હાથમા કરણુની માલા પેહેરાવી લાન ચદનનુ અર્ચન કરે છે અને તેના હસ્થ કમળમા લાન વેત્ર+ આપીને તે બોલ્યો, "હે પૂત્ર ' તારા ઇષ્ટનુ સ્મરણુ કર ' હવે તારે થોડો વેગજ રહ્યો છે, માટે કાઇ સાધન કર '" રાજા પૂત્રને શૂળીએ દે છે, એ વાત જોત જોતામા સારા ચપાધડમા પવનની માફક પસરી ગઇ ચોકે અને ચૌટે, સેરિએ અને ગલિએ, વગમા અને રસ્તામા, વૃદ્ધ અને બાળક, સ્ત્રી પુરૂષોના ટોળે ટોળા એ જ ચરચા કરતા જ્યા ત્યા નજરે પડે છે

+ ફાસી દેતી વખતે હિંદુઓમા કરણુના વાલ ફુલની માળા તથા લાલ ચદનનુ ટીલુ કરે છે.

આવ્યા એટલે જોગી કચેરી સામે લાલચોળ આંખો કડકાવીને બોલ્યો —

કવિત

કાયાકું તે કામ જાય, ગાઠકું ને દામ જાય,
નારકું તે નેહ જાય, રૂપ જાય અગતે;
ઉતમ સમ ધરમ જાય, ઢુંઢીકે સબ ધરમ જાય,
ગુરૂજનકી શરમ જાય, મનકી ઉમંગતે,
રાજ્ય રંગ રીત જાય, બધત પતીજ જાય,
ઇશ્વરસુ પ્રિત જાય અપને ચિત્ત ભગતે;
જપ તપકી આશ જાય, ભગવંતકો નિવાસ જાય
શૂર પૂરકો બાસ જાય, નારી પ્રિત પ્રસંગતે

"રાજા એને છોડી મેલ ! એમાજ તારો યશ છે નહીં તો તને ને તારી કચેરીને શાપ દઇને ભસ્મ કરી નાખુ છુ" જોગીના રોફ આગળ રાજા બોલી શકતો નથી, તેથી હાથ જોડીને એટલુજ બોલ્યો "પણ સેવકનુ વચન"—

યોગી—ક્રોધ દૃષ્ટિ કરીને પાછો બોલ્યો —

નજ તજ મનગાવ ગવારનકા, જ્યા હેત પ્રિત નહીં હે હરકી,
ચચળ ચોર ઢોર બશે, પરબાદ ન ધરે પરમેશ્વરકી,
પિડ પાપ ભરે કર્મ કરે, કથા ન સુણે ધરણી ધરકી,
મારકુડ કહે ફટકાર પડો, ઇન લાજ મરજાદ નહી હે ગુરૂકી

એટલુ બોલી જોગી ઉઠી ઉભો થયો ત્યારે રાજા ભય પામ્યો કે મને દાઇ શાપ દે ! તેથી બેહબાકળો બની ગયો અને ઝટ આવીને યોગીરાજનો ચરણ ધરી ધરણે પડ્યો અશ્રુધારાએ કરીને પાદ પખાલી ચરણામૃત લીધુ જોત જોતામા રાજાની વર્ત્તણુકમા કાઇ અલૌકીક ફેરફાર થઇ ગયો શુધ્ધી તરફ જુએ છે, એટલામા જોગી તડાક ચાલી ચોકમા ઉતર્યો ને મારૂને માથે હાથ મૂકીને "દીકરા યશસ્વિ હોજો" પછી રાજા તરફ હાથ કરીને કહ્યુ "રાજા ! તારૂ પણ રહે, માટે એને દેશવટો આપ" પછી રાજાના હુકમથી મારૂને કાળો પોશાક પેહે

રાતી વિદાય કર્યો. ત્યાંથી નિકળી મારૂ ચાલ્યો ચાલ્યો પોતાની મેડી તરફ જાય છે. અશાડના મેવલાની માફક રાહ જોતી તેની માટી ક્યારની મેડીએ બેઠી બેઠી આમ તેમ જોય છે અને સોચ કરે છે, જે પુત્ર હજુ સુધી કેમ આવ્યો નહીં ! એટલામાં દુરથી આવતો પોતાનો પુત્ર તેની નજરે પડ્યો. જોતાને વાર તે વિજળીની માફક ચમકી "અરે ! આતે શું કહેવાય !" હવે મારૂ છેક નજીક આવી પોહોંચ્યો, ત્યારે માતાએ પુછ્યું—

કોનાં ફોડયાં ને કોનાં ઢોલ્યાં રે,
કુંવર કહોને કોનાં કર્યા ભંજવાડ રે—કુંવર.
કાળે ઘોડે ને કાળે લુગડે રે,
જોઈ લાજી મરે રજવાડ રે—જોય.

મારૂએ વિચારયું કે મારા ઉપર બની તે વિશે કોને દોષ આપું ? એ તો મારા કરમનોજ દોષ છે. પછે નિચે ઉભો ઉભો જવાબ આપે છેઃ

નથીરે ફોડયાં ને નથી ઢોલ્યાં રે,
મેં તો નથી કીધો ભંજવાડ રે—મેં તો.
કાળે ઘોડે ને કાળે લુગડે રે,
આવી પોંહોતી કરમની આડરે—આવી.
જોશીએ કરી જનમોતરી રે,
એમાં લખ્યા હતા જે લેખ રે—એમાં.
બારેરે વરશે વન ચાલશો રે,
તે મિથ્યા નવ થાયે મિન મેખરે—તે.
સકનરે આલો ઉતાવળાં રે,
ચાલવું ભલા જાવા પરદેશ રે—ચાલવુ.
માટેરે તમે મારી માવડી રે,
મુજને ઝટપટ આપજો શીખરે—મુજને.
ઘડીએ ગમતુ નથી શેહેરમાં રે,
હું તો દેખું સર્વે હળાહળ વિખરે—હું તો.

દંભાવતી–રાણી પુત્ર પ્રયાણના આ બાણ-વચન સાંભળતાંજ મુર્છિત થઈ ધરણે ઢળી પડી. માતાને ઢળતાં જોઇ કે મારૂ મેડીપર ચઢી આવ્યો અને મધુર સ્વરે તેને ઉઠાડે છેઃ

નથીરે કરવું મારે પ્રયાણ રે,
ઉઠો શીદને ધરો તમે ઉચ્ચાટરે—ઉઠો.
માતા મૃગલી છોરૂ મારૂ વિનવે રે,
સાચો ઘડે રે લખ્યો લેખ લલાટ રે—સાચો.

પુત્રના વેણ કાને પડતાંજ તેણે આંખ ઉઘાડી સુત સામુ ટગટગ જોયા કર્યું. પછી આંખ ભરાઈ આવી તેથી ગદગદિત કંઠે બોલીઃ

માતા મુખથી ઓચર્યા વાણી, શું કહું મારા તન,
પ્રયાણ સમો નથી તમારે, કયમ આજ્ઞા આપી રાજન.
કયમ આજ્ઞા આપી રાજન ખરે,
મિંઢળ કાંડે અડકયુ નથી તમારે,
દીઠી નથી નયણે તમે રાણી,
માતા મુખથી ઓચર્યા વાણી, શું કહું મારા તન.

મારૂ— હું જન્મ્યો તુજ ઉદર થકી, જેને ઉપની છે આ દેહ,
વળી કિર્તિ વધારૂં રૂડી, તે જાણજે મન નિઃસદેહ;
તે જાણજે મન નિઃસદેહ તે માએ,
જન્મ્યા તેનો નાશ પણ થાય;
ન ઉગરિયે માતા હિમત મુકી,
હું જન્મ્યો તુજ ઉદર થકી, જેને ઉપની છે આ દેહ.

દંભાવતી જાતે ક્ષત્રાણી અને તેમાં સુતનાં આવાં શુરાપણાનાં વેણ સાંભળી હર્ષ પામી ને અકસ્માત બેઠી થઇ છોકરાને કાંડે સાહી;

પછે માતાએ ઉચ્છરંગે લીધો, પય પાન કરાવ્યું જાણ,
આશિશ દીધી અતી ઘણી, પુત્ર હોજો રણ કલ્યાણ.
પુત્ર હોજો રણ કલ્યાણ તે તુને,
રખે લાજ લગાડતો મુને,

આ યુક્તિ સાંભળી રાણીએ હર્ષ પામીને કહ્યું કે, "બાઇ તેની ગોઠવણ કેમ થાય ? તે માને કેમ ?" ડોસી બોલી, " કાંઇ ચિંતા માં કર ! ધીરજ પકડ ! દેવ કૃપાથી આટલી વાત આપણને ખબર પડી છે, તો અગાડી પણ ઇશ્વરજ સાહ્ય કરશે." એટલું કહી ડોસી અને તેની દીકરી રાણીની આજ્ઞા લઇને મેહેલ બાર નિકળ્યાં.

મા દીકરી બેઉ એ ઘણાં ચપળ અને વિશ્વાસપાત્ર હતાં, તેથી આ કામ તેમણે નિરવિધ્ને પાર પાડવાને માથે લીધું, તેથી રાણીની છાતીને ટાડક વલી અને તે સુતી.

ચાર ઘટિકા રાત્ર બાકી રહી છે ત્યારે રોજના રાબેતા પ્રમાણે તેની વિશ્વાસુ દાસિ આવીને રાણીને જગાડવા બોલી, " સાંભલો છો બાઇ સાહેબ ! હવે પક્ષિયો માળામા કલ્લોલ કરે છેઃ પ્રાતઃ સમો થયો છે !"

રાણી મનમા સમજી કે કામ પાર પાડીને આવી છે ખરી. હવે કાઇ બાકી રહી નથી. પછી સવાર થઇ એટલે મારને ત્યાં લઇ જઇને રાખ્યો. સર્વે વાતો તેને સમજાવી નિવૃત્ત કર્યો, એટલે તે પરદેશની વાત ભુલી ગયો.

આ નવા મ્હેલમાં કોઇ પાતીની ન્યુનતા નથી. જે જોઇએ તે હાજર છે. ખાન પાન વગેરે જે જોઇએ તે રાબેતા પ્રમાણે વખતસર હાજર થયું જાય છે, ને કોઇ પાતિની ચિંતા કે શોસ રહ્યો નથી. એક દિવસે ફરતો ફરતો તે એક ઓરડામાં દાખલ થયો, જ્યાં તેની નજર કોઈ એક મહાવીરની પ્રતિમા પર પડી. તેની આસપાસ નાના પ્રકારના શસ્ત્રો ભીંત પર લટકતાં અને જમીનપર પડેલાં જાણે કોઇયે હમણાજ સાફ કરીને મેલ્યાં હોયની એમ દેખાયાં. તે જોઇને વિસમયજ પામ્યો પણ પુછે કોને ? શિકારના બે ચાર હથિયાર પ્રસન્ન કરી, તેમાંથી લઇને તે મેહેલ બાર આવ્યો. ત્યાંથી પછવાડેને માર્ગે તે ઊતરીને બીણુને મથાલે કોઇ શિકારની રાહ જોતો ઉભો. એવામાં " આવોરે

અમો થાબડી એવો બોલજ દીધો,
પછે માતાએ ઉચ્છરંગે લીધો, પય પાન કરાવ્યું જાણ;

પુત્ર આમ વાર્યોથી રહેનાર નથી, એવો નિશ્ચય કર્યા બાદ કાંઇ નવિન તદબીરના શોધમાં રાણી પડી. દરબારનીની દાસીની દાદી એક સો વરસની ઊંમરની ડોસી હાલ જીવતી છે, એ વાત સારી પેઠે જાણતી હતી. કેમકે કોઈ કોઈ વખતે તે ડોસી રાણી પાસે આવીને તેને રીઝવવા સારૂ જામની વંશાવળીની વાત અને તેના પૂર્વજોના ગુણાનુવાદ ગાતી હતી. જસા જામનાં બાપ અને દાદાના વખતથી તે તેમની સેવા કરતી આવી હતી. જરાને લીધે જ્યારે અવયવો શિથીલ થયાં, ત્યારે પણ તેને બેઠાં બેઠાં રોજી મળ્યા કરતી હતી. ટુંકમાં, સર્વે કોઇ તેને મમતાથી ચાહતું હતું. આ આપત્તિના સમયમાં રાણિએ એ ડોસીને બોલાવી મંગાવી કે કાંઇ સલાહ આપે, જેથી પતિની પતિજ્ઞા પળે અને પુત્ર પ્રયાણ ટળે.

ડોસીને લઇને દાસિ રાણિની હજુર આવી. રાણિયે તેનો સત્કાર કર્યો. પછે તેને મારનુ વૃત્તાંત કહી સંભળાવ્યું. તે ડોસીએ મુગે મોડે સર્વે સાંભળી લીધુ. થોડીવાર સુધી જાણે તેના મોમા જીભજ હોએ નહી તે પ્રમાણે મુગી રહી, અને ટગ ટગ રાણીનાં વદનપરથી તેની દાસીના વદનપર અને દાસીના વદનપરથી રાણીના વદનપર નિધા ફેરવવા લાગી. છેલે સરવાળે ડોસિયે મો મલકાવીને બોલી "બચ્યા' કાંઇ ફિકર મા કરો. ઇશ્વર સારૂ કરશે. પિતાની પ્રતિજ્ઞા પળે અને પુત્ર પ્રયાણથી અટકે, એ બન્નેનો એક ઉપાય મને સુઝે છે તે તમે સાંભળો! ચંપાધડની ઉત્તરમા પાચેક કોશ દૂર સેરવાળીની ખીણમાં પૂર્વે ભારવતી નામના એક રાઠોડ સરદારની જાગીર હતી. મારા ધાર્યો પ્રમાણે હજુય તે જાગીર તેના વંશજોમાં છે. હાલ ત્યા ભુક્તા એક પચાસ વરસની વંધ્યા વિધ્વા છે અને તે એકાંત વાસ ગાળે છે. માટે તેની સાથે કાંઇ ગોઠવણ કીધી હોય, તો પછી માઉને [illegible]થી જીવાનુ રેહે નહી."

આ યુક્તિ સાંભળી રાણીએ હર્ષ પામીને કહ્યું કે, "બાઇ તેની ગોઠવણ કેમ થાય? તે માને કેમ!" ડોસી બોલી, "કાંઇ ચિંતા માં કર! ધીરજ પકડ! દેવ કૃપાથી આટલી વાત આપણને ખબર પડી છે, તો આગાડી પણ ઇશ્વરજ સાહ્ય કરશે." એટલું કહી ડોસી અને તેની દીકરી રાણીની આજ્ઞા લઇને મેહેલ બાર નિકળ્યાં.

મા દીકરી બેહુ એ ઘણાં ચપળ અને વિશ્વાસપાત્ર હતાં, તેથી આ કામ તેમણે નિરવિઘ્ને પાર પાડવાને માથે લીધું, તેથી રાણીની છાતીને ટાઢક વલી અને તે સુતી.

ચાર ઘટિકા રાત્ર બાકી રહી છે ત્યારે રોજના રાબેતા પ્રમાણે તેની વિશ્વાસુ દાસિ આવીને રાણીને જગાડવા બોલી, "સાંભલો છો બાઇ સાહેબ! હવે પક્ષિયો માળામા કલ્લોલ કરે છેઃ પ્રાતઃસમો થયો છે!"

રાણી મનમાં સમજી કે કામ પાર પાડીને આવી છે ખરી. હવે કાંઇ બાકી રહી નથી. પછી સવાર થઇ એટલે મારને ત્યાં લઇ જઇને રાખ્યો. સર્વે વાતો તેને સમજાવી નિવૃત્ત કર્યો, એટલે તે પરદેશની વાત ભુલી ગયો.

આ નવા મ્હેલમાં કોઇ પાંતીની ન્યુનતા નથી. જે જોઇએ તે હાજર છે. ખાન પાન વગેરે જે જોઇએ તે રાબેતા પ્રમાણે વખતસર હાજર થયું જાય છે, ને કોઇ પાંતિની ચિંતા કે શોસ રહ્યો નથી. એક દિવસે ફરતો ફરતો તે એક ઓરડામાં દાખલ થયો, જ્યાં તેની નજર કોઈ એક મહાવીરની પ્રતિમા પર પડી. તેની આસપાસ નાના પ્રકારના શસ્ત્રો ભીંત પર લટકતાં અને જમીનપર પડેલાં જાણે કોઇયે હમણાજ સાફ કરીને મેલ્યાં હોયની એમ દેખાયાં. તે જોઇને વિસમયજ પામ્યો પણ પુછે કોને? શિકારના બે ચાર હથિયાર પ્રશસ્ત કરી, તેમાંથી લઇને તે મેહેલ બાર આવ્યો. ત્યાંથી પછવાડેને માર્ગે તે ઊતરીને પાણીને મથાળે કોઇ શિકારની રાહ જોતો ઉભો. એવામાં "આવોરે

આવો!" એવો દૂરનો અવાજ તેના કાન પર પડયો. તે આસપાસ જુએ છે પણ કાંઇ દેખાતું નથી, તેથી તે દિશા અને પવન સાધીને તે તરફ ઝડપથી ચાલ્યો. ગાઉ એક બોથ ગયો ના ગયો, એટલામાં તેની નજરે કેટલાએક જોદ્ધા માંહેમાંહે તકરાર કરતા સામસામે ચાંપ ચડાવીને ઉભેલા જોયા. મારૂ ધસારાબંધ ચાંપ ચડાવીને દોડયો આવે છે. તેની અને આ સામસામે ઉભેલા ઉભય પક્ષવાળાની નજરો નજર મલી ગઈ, તેથી તેઓ ભય પામ્યાઃ આ ગભરાટનો લાભ લેવાને મારૂ ભુલ્યો નહી.

મારૂ ક્રોધ કરીને સિંહની માફક ગર્જના કરી બોલ્યો— "સામંતો! કેમ લડો છો? તમે કોણ છો?" મારૂનો ઘોર નાદ સાંભળીને તેઓ પૂરા ધભરાયા અને એક પક્ષવાળાની મોં મુદાનુ પાણી ઉતર્યું, તે જોઇને મારૂ પ્રતિપક્ષવાળાનો સાલસુન થઇ, કોપ કરીને બોલ્યો "ચંડાળો! શર્ણ થાઓ, કે જમપૂર જાઓ! એટર્લુ બોલી, ચાંપ ચઢાવીજ. એટલામાં હં : હં : હ : હ : કરતો સામાવાળિઓ નાયક ઝટ આવીને મારૂને ચરણે પડયો—" માહરાજ કૃપા કરો!" પછી નાયકના ઘણા કાલાવાલાથી અંતે મારૂ બોલ્યો "તમારા પર ચડેલી જે વજે છે તે હમણા આપી દો, અને નવી વજે નવા વરસને દિવસે દરબારમાં ભરી જવી." મૂળ ગરાસીઆ રાઠોડના વંશમાં વિધવા રહાથી તેને તાબેનાં ગરાસીઆ તે બાપડીનાં લાગા દબાવી લેનાં બાઇનાં માણુશો શાથે આ ડિંગાણું મચ્યું હતું. પણ મારૂ આવી પોહોચેથી વચે પડી ઉભય પક્ષવાળા પાસેથી કબુલ કરાવી તેમની સાથે વાજતે ગાજતે મેડેરે આવ્યો. તે દિવસે સર્વે ક્રોઇયે ત્યાંજ જામિની નિરગમી. બીજે દિવસે તેમાંના કેટલાએકો મારૂની રજા લઇને પોતાને સંસ્થાને ગયા. બાકીના મારૂની દરબારમાંજ રહ્યા. મારૂની દરબારમાં તેઓ કેવો કલ્લોલ કરે છે, એ વાત આસ્તે આસ્તે ચંપાવડમાં પ્રસરવા લાગી. ધીમે ધીમે જસાની કચેરીમાં ભંગ પડવા માંડયો અને લોકો ત્યાંથી નિકળી મારૂની દરબારમાં જઇ પડયા. અંતે.

આથી કરીને ચંપાધડની વસ્તી પણ કાઇ ઓછી થઇ. જસાજામની કચેરીમા કાગડા ઉડવા લાગ્યા, ત્યારે એક દિવસે જામે વજીરને પુછ્યું કે "કચેરીમા કેમ લોકો આવતા નથી?" વજીરે ઉત્તર આપ્યો કે "માહરાજ! તમે કચેરીની શું વાત કરો છો! લોકોની વસ્તીમાં કેવો ફેરફાર થઈ ગયો છે. કહી કહીને હું તો થાકયો પણ કાનેજ ધરે કોણ?" રાજાયે પુછ્યુ "છે શુ? બોલ તો ખરો! સર્વ દરબારિયો કયા જતા રહ્યા." વજીરે જવાબ આલ્યો "મને શુ પુછો છો? જરા વસ્તીમા તો નિધા કરો?" રાજા જરા ચિરડાયો–"વસ્તી વસ્તી શુ કર્યા કરે છેઃ પુછુ તેનો પાસરો જવાબ આપતો નથીને!" રાજાનો મિજાજ ગયલો જોઇને વજીર હાથ જોડીને કહે છે કે "માહારાજ! કચેરીની જેવી અવસ્થા તમે જુઓ છો, તેના કરતા વસ્તીની કાઇ ઓછી અવસ્થા થઈ નથી! તે તમે જાતે જઇને જોશો ત્યારે તમને ખબર પડશે" રાજા બોલ્યો–"વજીર! તુ મને કયા જોવા લઇ જવા માગે છે!" વજીરે કહ્યુ "પૃથ્વિપતિ! જરા ધીરજ રાખો તમારી વસ્તીના શા હાલ થઇ ગયા છે, ને હાલ આવકમા કેટલો ઘટાડો થયો છે, તેનો અનુભવ તમને પ્રત્યક્ષ દેખડાવુ છુ." એટલામા ચોબદાર અંદર આવી નકીબ પુકારી કહ્યુ કે "માહારાજ! સ્વારી તૈયાર છે–રાજઆગળે ઉભી છે." સાભળતાજ રાજા અને વજીર ઝટ ઉતરી પડયા અને ઘોડેસ્વાર થઇ ચોકે અને ચૌટે, સેરિયે અને ગલિયે મળી આખા ચંપાધડમા ફરી વલ્યા. રાજા જયા જુવે ત્યા પાચ પચીશ ઘરના કમાડ વાસેલા દીઠામા આવ્યા. રાજા નિશ્વાસ મુકીને બોલ્યો, 'વજીર મારી વસ્તીમા ઘર કેમ ખાલી પડયા?" વજીરે કહ્યું, "માહારાજ! મને તેની ખબર નથી, તેથી મોહલત આપો તો એની ખબર લઈ આવુ." "જા તને એક માસની રજા છે; શોધ કાહાડી મને જણાવ કે કિયો એવો ચડાલ ચોર પેધો પડયો છે, જેણે મારા રાજમા નુકસાન કર્યુ છે. બને તો તેને ગિરફ્તે કરી મારી હજુર લઇ આવ; ખરચને સારૂં કોઠાર ખુલ્લા છે."

પછી રાતને સમે વજીરે વેશ પાલટીને પ્રથમ પ્રજાની ચર્ચા જોવા નિકળ્યો. ભમતો ભમતો તે પાદર બાર ચડ્યો. અહીં દૂરથી વરઘોડાનો અવાજ તેણે સાભળ્યો. જે ગમથી પવન આવતો હતો તે બાજુએ તે વળી નિકળ્યો, એટલામા એક ઝુંપડી ઉપર તેનુ લક્ષ ખેચાયું નેથી તે ત્યા ગયો. ત્યા કોઇ ગડમથલ સાભળતા એક પથ્થર ઉપર જઇને બેઠો. ઝુપડીની આસપાસ લુગડા સુકવવાને દોરી એમે વાસડાની વચે બાધેલી અને બે પીપ તેના દીવામા હતા, તેથી તેણે જાણ્યું કે આ તો કોઈ ધોબીનુ ઘર જણાય છે. વજીર એવો વિચાર કરે છે એવામા તેને કાને નિચે પ્રમાણે શબ્દો પડયાઃ

"તુ માન કે ના માન' પણ હુ તો જવાનો '"

તેના ઉત્તરમા એક સ્ત્રીનો સાદ સભળાયો—"પિટયા મારૂં કહ્યુ માનતો નથી તો ખાજે લાકડો '"

મરદ બોલે છે, "આ તો કોઇ બુઢ્ઢુ ઢોર થઇ ગયુ છે તો ' એને જવા ગમતું નથી ને જવા પણ દેતી નથી. અહી રહીને ખાવુ કાકરા ' આખ્ખુ ગામ તો ખાલી થઇ ગયુ છે ' હવે રહ્યુ છે કોણ, કે લુગડા ધોવરાવે, રાજાની કચેરીમા કાગડા ઉડે છે તોપણ દેખતો નથી '"

બીજે દીવસે પ્રાત કાળના ઉઠીને વજીરે મારના મહેલનો રસ્તો ધર્યો તેને પાદરેથી બીજી સોબત મળી તેમના સાથમા તેણે આગાડી ચાલવા માડયુ એવામા ઘોડે બેસીને આવતો કોઇ એક ભાટ સામે મળ્યો ઝવાર ' ઝવાર ' કરી તે તેમનામા મળી જઇ પુછવા લાગ્યો "સામંતો, રાજા રાવણ કરે છે ?"

તેઓમાનો એક બગકબોલો બોલી ઉઠ્યો—ભાટ રાજાની કચેરીમા તો કાગડા ઉડે છે ? તમે તો બધાગણી જાણો છો, માટે કહું હુ કે ચપાવડમા હવે કાકરા ઉડે છે ' ભાટ સાંભળીને છકજ થઇ રહ્યો ' એટરે બીજે બોલ્યો—કે-ભાટ તમારો વેગ થયો છે ' માટે ચપાવડ જવાનું છોડી દઇ, અહીંથી ઉત્તરમા સીધા ચાલ્યા જાઓ !

રસ્તામાં તમને એક મોટો મેહેલ દેખાશે તેમા ગજાની અણુમાનિતી રાણીનો દીકરો ગજરામારૂ તમને ઘોડા પરજ કસુમો પાશે. આ સાંભળી ભટ હરખાયો અને ઘોડાનું મો ઉત્તર દિશા ભણી ફેરવ્યું. વજીર પણ પોતાનો સાથ છોડીને ભાટની પછવાડે ચાલ્યો.

કેટલીક વારે તેઓ મારૂની સરહદપર આવી પોહોચ્યા. મારૂના મેહેલના નિનાગ, પ્રવાસિયોને છાનામાના ઝાડોમા રહીને જાણે જોતા હોયનકે એમ એકાએક તેમની નજર તેનાપર પડી. અંતે તેઓ મેહેલ આગળ આવી પોહચ્યા. જ્યા બે જવાન હાથમા કસુંબાથી ભરેલા સોનાના જામના લઇને વટેમારગુની રાહ જોતા ઊભેલા તેમણે દીઠા. ભાટની અને જવાનની નજરો નજર એક મળી કે એક જણે અગાડી જઈને ભાટના હાથમા આપ્યુંજ. એક ખાલી થયુ કે બીજુ તૈયારજ તે પણ ભાટ હાસી ગયો પછી બીજે જવાને આવી દુધના બે ત્રાંસળની જોડ હાજર કરી કે ભાટ તેમી ગટ કરી ગયો. એટલે ત્રીજે જવાને હાથમા મેવા મિઠાઈ અને તંબોળ વગેરેની ત્રાસ તૈયાર કરી ભાટની હજુર આવી ઊભો. ભાટે ઘોડે બેઠા બેઠા, તેમાથી પોતાની રૂચી પ્રમાણે પેટ ભરીને કુગો કરી લીધો. તેમાથી તબોળ લઈ મો લાલચોળ કીધુ પછી આશિરવાદ દઇ જેવો તે ભાટ પાછો ફરવા મ . છે તેવામા પોગને નાકે, એક જણે ભાટના હાથમા નાણાંની ભરેલી એક થેલી આપીને ચાલતો થયો. ભટ પાછો મિમાડે આવી પાહચ્યો કે એક જણે અટકાવીને તેને ચડે ઘોડેજ પાવડીએ બચાવી કસુંબા ખમ ઓરાડ્યો. ભાટ તો આનંદમા ને આનંદમા આશિર્વાદનો વરનાદ વરસાવનો આગળ ચાલ્યો, અને મનમા બોલ્યો, વા ઈશ્વરે આવા પણ માણસ પૃથવીની પીઠપર પેદા કર્યા છે તો! અને તેનો જશ ગાતો ગાતો તેણે ચપાવતનો રસ્તો પકડ્યો.

વજીર દૂર સંતાઈને ઊભો ઊભો આ સઘળું તુન મુગે મોહોડે જોયા કરતો હતા. મારૂનો વૈભવ જોઇને તેને તો કંઇ આકળ વિકળ થઇ ગયું. તેથી તે પણ ભાટ પાઠળ તેને કોઇ જોય નહી તેની

રીતે નિકલિ ચાલ્યો. આગળ પાછળ ચાલ્યા ચાલ્યાં બન્ને ધડમાં આવ્યા. ભાટ ભાઇ તો ધડ જોતા જોતા જઇને દરબારેજ ઠેકયા અને વજીરે પણ તેની કેડ મેલીજ નહી.

મ્હેલને પાછલે માર્ગે થઇને વજીર દરબારમાં રાજાની પાસે જઇને બેઠો. રાજાની સાથે તે વાતચીત કરે છે એટલામાં પેલો ભાટ ત્યાંજ આવી પોહચ્યો. કચેરીમાં કોઇએ તેનો સતકાર કીધો નહીં, તેથી ભાટના ડોલા ફાટા અને મનમાં આવ્યું તે બોલવા લાગ્યો.

ખાંડિયે બેડિયેરે લુવે લંગડેરે,
જામે લજવી માર્યું બધું ધડરે—જામે.
ધનરે અણુમાનીતી તુજ કુખનેરે,
રેહશે નામજ તારૂ નવખંડરે—રેહશે.

ભાટને સાભલીને જસાજામ કોપ કરીને બોલ્યો—અરે ભાટુડા! તું મારી મારા સમક્ષજ અવગણનાં કરે છે! જા તને ભિક્ષુક જાણીને જીવતો મુકું છું, હવે જલદી તારો જીવ ઊગાર! નહિતર અહીં કાઇ નવીનજ જોઇશ'

ભાટે જામની કાંઇ ઉલટીજ રીતી જોઇને બોલ્યોઃ—

તેરે માગણ બોત હેં, મેરે ભુપ અનેક,
જસા જામ ન જાચિયે, યહ ભાટનકી ટેક.

એટલુ કહી ભાટ ત્યાથી નિકલી ચાલ્યો. જામનો મિજાજ વજીરના કહ્યાથી પ્રથમજ ગયો હતો, તેમાં વલી ભાટે અમરો મુકી બાણ માર્યા. એટલે તેના રદયમાં ભેસરા નિકલી આવ્યા. તેણે હુકમ કર્યો કે, "હમણાને હમણા અણુમાનિતીના કુંવરને જઇને કોઈ કોહો કે રાજા તને દેશપાર કરે છે, માટે જસા જામની આણ ફરે તેટલામાં તેણે રેહવું નહી. હુકમને માન આપશે નહી તો, જીવથી માર્યો જશે. એટલેથી સમજ, નહી તો મુશ્કેટાટ કરીને મારી હજુર લાવવો!" ૧

રાજાનો હુકમ તો થયો પણ જવાની હામજ બીડે કોણ? કચેરીમાં સર્વે કોઈ જોઇજ રહ્યું છે. આથી રાજાની આંખમાં વધારે ઝેર ઉત્પન્ન થયુ ને ક્રોધ આણીને બોલ્યો "કેમ! આજેજ સર્વે રજપૂત વૃંદલ થઇ બેઠા! કોઇ શરીર કચેરીમાં રહ્યોજ નથી કે! જેણે પોતાની માનું દુધ પીધું હશે, તે જ આ બિડુ લેશે!"

એક બે વાર કચેરીમાં બિડુ ફેરવ્યું પણ કોઇએ હામ ભીડી નહી, તે જોઇને એક ખુણામાં બેઠેલા કોઈ સામંતે બાહાર આવીને ત્રાંસમાંથી બીડુ ઉચકી, માથે ચડાવી ખાઇ ગયો. તેનો હાથ પકડીને રાજા તેને સાબાસી આપે છે–"વીરા! તેં આજે જામનું નામ રાખ્યું છે!" "પૃથ્વિપતિ! આપની આજ્ઞા માથે ચડાઉ છું. આ ઘટમાં પ્રાણ છે ત્યાંસુધી પાછો ફરનાર નથી!" રાજાને વંદન કરીને તે જાય છે.

સામંત રસ્તે ચાલતાં ચાલતા વિચાર કરે છે જે મારા બાપને એના મોસાળિયાએ માર્યો છે. માટે ભલે ઇશ્વર' આજે મારો લાગ અંતે આવ્યો છે. હવે જોઉં શું થાય છે તે' પૂર્વના વેર સંભારતો સંભારતો તે મેહેલને આંગણે આવી પોહચ્યો. ઘોડેથી તે ઉતર્ગે તેની અગાઉ ગજરાના સેવકો ત્રાંસ લાવી ઉભા. તેમનો ઇનકાર કરીને તે કચેરીમાં જઇને ઉભો. જ્યાં નજર ફેરવી જુએ છે તો સાઠી સાતસેં શરા રજપૂતોથી કચેરીનો ઠાઠ સોભતો હતો. દરએક સામંતના હાથમાં સિરોઇ, કેડે કટાર, ને વાંસે ઢાલ લટકતી હતી. સર્વેને માથે રંગ બેરંગીન બનારસી શિરપેચ આવી રહ્યા છે. સર્વેના કટાક્ષમાં ખુણુસ વરતાઇ આવે છે. સર્વેને મથાળે ઉંચા સિંહાસનપર બેઠેલો તેણે મારૂને જોયો. "આ રહ્યો મારો શિકાર! પણ તે હાથ આવવો દુર્લભ છે!" પછી પોતે હિમ્મત ધરી સભાની મધ્યસ્થમાં આવી ઘોર નાદે મારૂના તરફ નજર રાખી બોલ્યો:

"રાજમાન્ય મારૂ અને આ સભામાં બિરાજેલા સામંતો તમે સાંભળોઃ—

ન્યા

નિરખતી. તેમ પુત્રી હવે પરણુંવા લાયક થઇ છે તે સોચમાં તેનાં માતપિતાને ઉંગ પણ આવતી નથી. તેવામાં પેલો બ્રાહ્મણ ફરતો ફરતો રાજકન્યાની મેડી નીચે થઇને જાય છે, ત્યાં તેની નજર ઉપર જરૂખામાં ઉભેલી રાજકન્યા પર પડી. એટલે તે પાધરો સાંમે જઇ તેના સમક્ષ એકી નજરે મીટ માંડી ઉભો. થોડી વારમાં તે બેઉની નજરે નજર મલી. આ કોઇ પ્રદેશી જણાય છે માટે તેને બોલાવીને વર્તમાન પુછિયે, એવા હેતુથી તેણે પોતાની દાસી મોકલી બ્રાહ્મણને તેડી મંગાવ્યો. પુત્રિયે બ્રાહ્મણનો સારો સતકાર કરીને તેને પુછ્યું:—

કિયે રે મુલકથી તમે આવિયારે, કિયારે મુલકમાં તમે જાવરે—ક્યા.
કોની જુવો છો તમે વાટડીરે, તમો કોને સારૂં ખોટી થાવરે—તમો.

બ્રાહ્મણે જવાબ આપ્યો કે:—

ઉત્તરખંડથી રે અમે આવિયારે, કાંઇ મુલક જોવાને કાજ રે—કાંઇ.
જોયું રે નગર રૂડું શોભતું રે, તેમાં રૂડેરૂં ચાલે છે રાજ્ય રે—તેમા.

ચંપાદે મનમા કહે છે કે માન ન માન, પણ આ કોઇ રાજાની તરફથી કન્યાની શોધમાં આવેલો જણાય છે. માટે ગમે તે યુક્તિ કરી એનો પાર લેવોજ:—

સારે કામે તમે આવિયા રે; સ્વામિ સાચેરૂં બોલજો આપરે—સ્વા.
જાડું બોલો તો તમને સમ છે રે, તમ શીર સ્ત્રી હત્યાનું પાપરે—તમ.

બ્રાહ્મણને કન્યાએ સોગન આપ્યાં એટલે સાચે સાચું બોલવાની ફરજ પડી:—

...શું રે કેહેતાં કન્યા સત ચડે રે, મોહોરૂપી તમને વળગશે બાજરે,
ઘડ રે ચંપા થકી હું તો આવીઓરે, કાંઇ કન્યા જોવાને કાજ રે.
કો નથી રે જનીતાએ જન્મિયો રે, કે નથી એવો સાંભલ્યો કાનરે;
નામ રે સાંભળતાં નારી ઢલે રે, કાંઇ વાગે મોહોના બાણ રે.

બ્રાહ્મણને મ્હોડેથી ચંપાપડનું નામ સાંભળીને કન્યા મનમા વિચારે છે જે ગજરા મારૂ શિવાય ત્યાં બીજું કોણ હશે ? પણ એનેજ મોહોડેથી બોલાવવું:—

કઇ જનેતાયે પુત્ર પ્રસવિયો રે, કે કિયા રાજાને એ કુમાર રે—કઈ.
સાચું બોલો હું તમને કરગરૂં રે, આંલુ હું તો આ એકાવળ હાર રે.

કન્યાનો આગ્રહ જોઇને બ્રાહ્મણ કેહે છે:—

કુંવર છે રાજા જસા જામનો રે, એનું બધું ચંપા છે ગામ રે—એનું
અણમાનીતીનો એ દીકરો રે, એનું ગજરા મારૂજી નામ રે—એનું.
પુજ્યા હશે હરિ તે નારી પામશે રે, જેને ગજરા મારૂજી ભરથાર રે.
સફળ જન્મારો થાશે તેનો રે, જેના ભાગ્યતણો નહી પાર રે—જેના.

બ્રાહ્મણની અમૃત વાણી સાભળીને કન્યાનુ મન વિહ્વળ થયું:—

વચન સુણીને વિહ્વળ થઇ રે, મારે મનડે તે નવ રેહે ધીર રે.
ચીરમોળ ધાલુ એને હેતસુ રે, કરી થાપુ નણદી કેરા વીર રે—કરી.

મારે ઘેર બેઠા ગંગા આવી, તો હવે શીદ સેવુ નહી ? એવું ધારીને કન્યા બ્રાહ્મણને કેહે છે—" માહરાજ ! આણે માર્ગે થઇને તમે દરબારમા જઇને મારા પિતાને નિવેદન કરો, તો તરત વેવિસાલ કરશે. " પછી દરબારમા જઇને બ્રાહ્મણે સર્વે વૃત્તાત કહી સંભળાવ્યું. રાજાએ બ્રાહ્મણને શ્રીફળ આપી, પોતાની કુંવરી ચંપાદેનો વિવાહ ગજરા મારૂ સાથે કરી તેને વળાવ્યો, વાડવ ત્યાંથી ચાલ્યો ચાલ્યો પાછો ધડમા આવી રાણી દભાવતીને કહ્યુ કે વધામણી આપો પછી સર્વે ખુલાસો કરી સંભળાવ્યો.

બ્રાહ્મણના આવ્યા કેડે બે ચાર દિવસે જસા જામનો અનુચર મારૂની દરબારમાં આવ્યો હતો. તેને મારૂએ તો તરકડો જવાબ આપીને કાઢયો; પરંતુ તેને હવે બાપનું નામ સાંભળે ત્યા રહેવાને શોચ થયો, તેથી માને સર્વ હકીકત કહી પાછો દેશપાર જવાને તયાર થયો. પુત્ર વિયોગ દુસહઃ તેથી મા પાછી ગદ્ગદિત થઈ:—

તમેરે ચાલ્યા મારૂ પરદેશ રે, અમને કોનો છે આધારરે—અમને.
દુઃખનીરે વાતો કેને કીજીયેરે, મારી કોણજ કરશે વારરે—મારી.
(મારૂ) તમનેરે સોંપી સમરથ સાસરીરે, માતા સોંપી મહિયરીયાની વાટરે.
માતા જો અહિં ન રહો તમે સુખથીરે, પિયર ગયે મટશે ઉચાટરે.
(માતા) સાસરીમારે મારૂ મારે રૂસણુંરે, પિયરમાંરે મારે મોજઈ લાહરે.
રતન સમોરે કુંવર તું જાય છે રે, મારે જીવનરે ઉડી છે વાટરે.

વાદવિવાદ કરયા પછી પુત્ર રહેનાર નથી, એવો નિશ્ચય કરીને કાંઇ નવિન તદબીર કરવા રાણી શોચમાં પડી. પછી હિંમત પકડીને કેહે છે, કે હવે રાત્ર પડી ગઈ છે તેથી—

જામિનીરે વાસો રોહો મેહેલમારે, તમને વાણામાં દઇશું શીખરે.
નારે કહ્યા ઉપરાંત જો નીસરોરે, નિશ્ચે ઘોળી પીશ હું તો વીખરે.

મારૂ—પોતાની માતાનો આગ્રહ ઘણોજ હોવાથી તેને ના પાડી શક્યો નહી. પછી મેહેલમાં જઈ સાંજે મા બેગી ગુજારીને રાત્ર વેળા સુતો.

મારૂ સુતા પછી દંભાવની મેહેલના બાહાર આવીને આસપાસ જુવે છે, તો સર્વ સ્થળે અંધાર પછેડો પસરેલો છે. કાળા શિવાય બીજું કાંઈ નજરે પડતુ નથી, કોઇ આવતું કે જતું નથી તે જોઇને રાણી પ્રસંન થઇ. શકન વંદીને તે આગળ અંધારામાં ચાલી ચાલી રબારીવાડમા આવી, ત્યા એક ઝાંપા આગળ ઉભી રહી રબારીને બોલાવે છે:—

રૂડારે રબારી વીરા વિનવુરે, હુ તો તમથી નાનેરી લાગુ બેનરે—હું.
કામરે પડયું વીરા ઓપટીરે, માટે આવી છું માઝમ રેણરે—માટે.
ઝટપટરે જાગી તું ઉઠજેરે, લાવી મારા પર બહુ મેરરે—લાવી.
માગ્યારે મ્હોના મુલ આપશુંરે, જાયે તું તો અમદનગર શેહેરરે—જાયે.
કુંવર રે વિદેશે મારા સંચરેરે, જોને જોબન બાળે વેશરે—જોને.
સાલા સુલાને કેહે સધેસડોરે, તારો ભાણેજ જાયે પરદેશરે—તારો.

રબારી પોતાના કોઠારમાં સુતો હતો અને રબારણ તેના પગ દાબતી હતી તેવામાં તેણે કોઇ સ્ત્રીનો અવાજ સાંભળીને વિચારયું કે થાકેલો પાકેલો હવણાજ સુતો છે ત્યાં વળી મારા સ્વામિને કયી ભુંડી બોલાવે છે? તેના પોકારથી કદાચ તે જાગી ઉઠે માટે પોતે નીચે આવી રાણીને કેહે છે—

તેડીરે રાત્રે તું તો ટળવળેરે, બાઇ સોર તારો બંધ રાખરે—બાઇ.
રબારી ગયા છે એમને સાસરેરે, એમની ડાબેરી દુખે છે આંખરે.

રાણી ચેતી કે રબારી ઘરમાં સુતો છે ખરો, પણ તેને ઊંઘમાંથી ઊઠાડવો પડે માટે રાં—ના કહે છે. તેથી રબારણને કહે છેઃ—

રબારીને આપું માથા મ્હોલિયુંરે, તુને આપું નવસેરો હારરે—તુને.
ઝટપટ જગાડ તું તો તેનેરે, પડયુ છે કાંઇ કામ દરબારરે—પડયું છે.

દરબારનું નામ સાંભળીને રબારણ ઘભરાઈ કે આટલી રાત્રે સરકારનું તેડુ આવ્યું છે તે પિટયાએ કાંઈ કેર કરીને કોઇના ખેતર ખેતર બગાડયાં છે શું? એવા ભયથી સાદ મારી તેને પુછે છે—

કેણીમેરે ગાયું ભેસું ચારીઓરે, તેં તો કેણીમેર ચારી છે તેં—સાંડરે.
કેનાં ખેતર ખલાં ભેળવ્યારે, ભુંડા કેનો કર્યો ભંજવાડરે—ભુંડા.
કોનું આધું કે કોનુ ખોદીયુંરે, તું તો સાચેરી કેહેજે વાતરે—તું તો.
દરબારે તેડું તુજને મોકલ્યુંરે, ભુંડા ગળની માઝમ રાતરે—ભુંડા.

એટલે રબારી જાગી ઉઠયો ને બાયડીને ધીરજ આપી કે મેં તો મારી સીમમાં ભેંસ ગાય ચારી છેઃ—

ઉગમણિ ગાયું ચારિયારે, મેં તો આથમણિ ચારી છે સાંડરે—મેં તો.
કોઇના ખેતર નથી ભેળવ્યારે, કોઇનો નથી કરો ભંજવાડરે—કોઇનો.

એટલી ખાત્રી કરીને રબારી ઝાંપો ઉઘાડીને જુવે છે તો દંભાવતી રાણી એકલી ઉભેલી છે. કોઇ દાસ દાસી સાથે મળે નહી, તેથી મહેલો થઇને પુછે છે, "રાણીબા, પાયે લાગુ છુ—આ કાળી રાત્રે એકલાં કેમ પધાર્યાં? કહો એવું શું કામ પડયું છે?" રાણી બોલીઃ—

કામ પડ્યું વીરા ઓપનિનું રે, આણો મારા પર મ્હેરરે-આણો.
માગ્યાં મોંનાં મૂલ આપશું, જાવું તારે અમદાનગર શહેરરે-જાવું.

રાતને રાતે કોઈ પણ પ્રકારથી તું અમદાનગર પોંહચી આ લાખોટો મારા ભાઈ સાલા સુલાને આપી આવ્ય. રબારી રાણીને કોઠારમાં લઇ જઈ સાંગા માચી પર બેસાડીને પોતે હાથમાં ઘુઘરમાળા લઇને સાંઢશાલમાં આવી બોલ્યો:—

કેને પ્હેરાઊં સોના સાંકળા, કેને નાખુરે ઘુંઘર માળરે-કેને.

ત્યારે તેમાંની એક સાંઢને વાચા થઇ તે કહે છે—

મુજને પ્હેરાવ સોના સાંકળા, મુજને નાખ ઘુંઘર માલરે-મુજને.

રબારી-સાંઢને બાજુએ લઇને સજે છે—

સાંઢણીરે કોટે સોના સાંકળી રે, એને ઉર એકાવળ હાર રે-એને.
પાયે તોડા રેજો ને ઘુઘરા રે, થાયે ઝાંઝરાનો ઝમકાર રે-થાય.
સોના રૂપાનો એનો કાઠલો રે, માંહે રતન જડિત છે પલાણરે-માંહે.
હીરા જડિત છે એનું મ્હોઢિયું રે જાણે ઝળક્યા કીરણ ભાણરે.

એવી સાંઢ તૈયાર કરીને તે રાણી પાસે આવી પગે લાગ્યો. રાણીએ લાખોટો અને ખાંડું આપ્યું. રબારી તયાર થઇને ચાલવા માંડ્યું, ત્યારે રાણીએ તેને ભલામણ આપી—

રસ્તે જાજેરે જોઇ જાળવી રે, વીરા અંધારી રાતનું કામ રે-વીરા.
વ્હાલેસરી હતો તું તો મારો રે, માટે જવા કેરી ધાલી હામરે-માટે.
ગુણ રે નહિ ભુલું તારો રે, કાંઇ ગુણ ઓશિયાળ થાઉં રે-કાંઇ.
કડા, કંઠી ને સેલાં પાઘડી રે, સવા લાખ સોનૈયા દઊં રે.
રબારી-કસબી રે વાઘર લઈ હાથમાં રે, પછે રૂડિઓ થયો અસ્વારરે.
ગોળો છુટયો જાણે ગોફણનો રે, તેમ સાંઢ ચાલી સમકાર રે.

આવી રીતે રૂડિયા રબારિયે ઉગમણથી પશ્ચિમ તરફ સાંઢને ખેડી. સાંઢ સણુસણાટ કરતી વાયુવેગે ઊડી જાય છે. એક મહા બીયા-

આન જંગલમાં રહીને પોતાનો રસ્તો કાપે છે તેવામાં અકસમાત રૂડિયાની નજરે એક ચમત્કાર પડયો. જોત જોતામાં એક અપછરા સમાન પણ કાળી ધબ આકૃતિ તેણે સનમુખ આવતી જોઇ. રબારી જોય શું? એવામાં તેની નજર એક રમઝમ કરતી ચાલી જતી મહા તેજસ્વી યુવાન મુગ્ધા પર પડી. જોઇનેજ તે તો ડંગ થઇ ગયો. તે વિચાર કરવા લાગ્યો કે આ તે કોણ? ઇંદ્રાણી? રૂદ્રાણી? બ્રહ્માણી કે લક્ષ્મી? કે કોણ હશે? કે રખેને શક્તિ પોતે તો ના હોય? ગમે તે હો પણ ખાત્રી કર્યા શિવાય ખસવું નહી! એવા મનોમદથી તેણે સાંઢને નરમ પાડી. મુગ્ધાની અને રબારીની નજરો નજર એક થતાં રબારી નમ્રતાથી બોલ્યો "અરે આ અરણ્યમાં ભમનારી તું કોઈ દેવી છું? વળી અત્રે પ્રાપ્ત થવાનુ એવું શુ પ્રયોજન તને પડયુ છે?" મુગ્ધાએ કહ્યું કે તું કોઈ બડો મુર્ખ જણાય છે. તારે માર્ગે ચાલ્યો જા." ત્યારે રબારી આ સકુન સાંભળતાંજ ઓશિયાળો ભઠ્ઠ પડી ગયો. પણ ધીરજ આણીને ફરીથી બોલ્યો કે હું જાણુ તો ખરો કે તું દેવાંગના છે! મુગ્ધાએ કહ્યું "ના ના! હું તારા જેવી નવરી નથી. મને અશુર થાય છે, ને મને ઘણું કામ કરવાનુ છે!" ત્યારે રબારી બોલ્યો કે "હું જ્યાં સુધી તારા વૃતાંતથી વાકેબ થાઊં નહીં ત્યાં સુધી તું એક પાવલું અગાડી ભરવા પામનાર નથી!" એમ કહી સાંઢ વચ્ચે નાખી. મુગ્ધાએ રબારીનો આગ્રહ જોયાથી જણાવ્યું કે "મારે વિષે જાણવાનો આટલો તું ખંતીજ છે તો કહુ છુ. રજિની હું પોતેજ છુ. આ માર્ગે હવે હું વાંણુ વાવાના નિમિત્તે પશ્ચિમથી પૂર્વ જાઉ છુ." એ સાંભળતાંજ રબારીએ હાથમાનો ચાબક જમીન પર નાખી દીધો. "રિજની મા, કૃપા કરીને ચાબક ભોંએ પડેલો છે તે મને આપો, નહી તો મને ઊંટ પર બેશાડવો પડશે." રજનીમુગ્ધા ચાબક ઊચકીને રબારીના હાથમાં આપે છે તેવોજ તે કમ્મરમાંથી નિચો વળી જઇને ચાબક ઝાલવાને મીશે રાત્રનુ કાંડુ સાહીને તેને ઉપર ઊચકી લીધી. પછી તેને સાંઢણી સાથે કસીને બાંધી

ને સાંઢને હંકારી મેલી, ને માર્ગમાં તેણે વિચાર કર્યો કે શત્રને હું છોડીશ નહી, ત્યાંસુધી વાંણુ વાવાનુ નથી. એટલે તો અમદનગરને દરવાજે આવી પોંહોચ્યો. જોય છે તો દરવાજા બંધ, તેથી તે દરવાનને બોલાવીને કહે છે—

દરવાન વીરા તુંને વીનવું રે, જાવું છે મારે રાજાની પાસ રે—જાવું.,
ઝટપટ લેઈ મુજને શેહેરમાં રે, પછે દરવાજે તારો વાસ રે—પછે.

અંદરથી દરવાને અવાજ સાંભળી તેને જવાબ આપ્યોઃ—

બંધ દરવાજે નવ ઊગડે રે, સઉ રે કુંચીઓ પડી દરબાર રે.
જામિની નિરગમો શેહેર બારણે રે, પ્રભાતે ઊઠી આવજે અસ્વાર રે.

રબારી આ ઉત્તરથી વિચારમાં પડયો કે મારો નાયદો વાંણાનો છે, માટે રતોવધ મારે પાણુ ફરવું જોઇએ. વળી રાત્ર મારા પાસ કબજે પડી છે એટલે વાંણુ પણ વાવું કડણજ! એવું ધારીને એકવાર ફરીને દરવાનને બોલાવ્યોઃ—

લલિ લલિ લાગું તારે પાવલે રે, જઇ તું તો દરબારને જગાડ રે.
વહેલો લાવે વીરા કુંચિયોરે, કાંઇ કામ પડયું અવધડરે—કાંઇ.

દરવાન સુસ્તી હતો તેથી ચિરડાઇને બોલ્યો કે—દરવાજે બંધ થયા પછી રાજા પોતે કદાચ આવે તો તેના પણ મુકવણાં થાય! ત્યારે તારા જેવાની શું ગુજાસ? માટે કહું છું કે મુગો મુગો હાલ બાહાર પડી રહે ને વાંણે ચાલ્યો આવજે.

દરવાનની વાત સાંભળીને રબારીનાં તો હાજાં ગગડયાં અને સાગરમાં બુડયો. વાણું વાયા વગર આ ભઇયા કાંઈ દરવાજે ઉઘાડ તેમ નથી. હવે શો ઉપાય કરવો? કદાચ એકલો કોટજ હોત તો ઠેકાવી જાત. પણ કમ નસિબે કોટને ફરતી મ્હોટી ખાઇ છે. એમ નિશ્વાસ મુકે છે—હે ઇશ્વર! હવે ગોડિયાની લાજ તારે હાથ છે! પછી સાંઢને કેહે છે—

ફટરે ગોજારી ફટરે પાપણીરે, મેં તો તારો કર્યો વિસ્વાસરે—મેં તો
એપ કરી તે સઉ ખાલી ગઇરે, દામ મળવાની નથી કાઇ આશરે.

ધણીનુ મેણું સાભળીને સાંઢને વાચા થઇ તે બોલે છે—

મજરે છતા શી તને ગોચનારે, સ્વામિ આવડો દુખિયો શિદ થાઉરે.
અંહીથી ઉડીને જાઉં આકાશમારે, તેની ખબર એક ઘડીમા કહું રે.
તાણીને બીડ તગ તાજણોરે, કાઇ ઢિલેરી મેલજે વાઘરે—કાઇ
એતરથી પાછી એક ફેરવીરે, મુજને ઠેકાવજે જોઇ રૂડો લાગરે.
કોટના રે પાડું એના કાગરારે, ઠેકી જાઉં સમુદર ખાઈ રે—ઠેકી
અહીથી તળપીને હું તો ઉછળુરે, જરૂર જઇ પડુ શેહેરના માહી રે.

સાઢના ચેતાવ્યા પ્રમાણે હિમત રાખીને રબારિએ સાઢને લલકારી કે જોત જોતામા તે આકાશ માર્ગે ચાલી. કોટ અને ખાઇ ઓલંગી ગઇ અને શેહેરના મધ્યસ્થમા સાળા સુલાના મેહેલની પોળે આવી ઉભી રૂડિયો રબારી પણ હર્ષ પામીને હવે પોળિયાને જગાડવાને હાક મારી કેહે છે—

પોળિયા મારારે તું બધવોરે, ભાઇ સાળા સુળાને જગાડરે—ભાઇ.
કામ મારે છે ઘણુ ઓપગીરે, તુ તો ઝટપટ પોળ ઉગાડરે—તું તો

પોળિયાયે પોળ ઉઘાડીને રબારીને અંદર લીધો કે પેલો શયનગ્રહની બારી નિચે ઉભો રહીને બોલે છે —

ઘડરે ચપાથી હું તો આવિયો રે, મુજને વાર ઘણેરી થાય રે—મુજને.
સાળા સુળારે તમને વીનવુરે, બાપા લળિ લળી લાગુ પાય રે—બાપા.
આટે વેહેલેરા તમે ઉઠજોરે, ઝટ તત્પર થાઓ નરેશ રે—ઝટ.
દંભાવતીનો રે જે દીકરોરે, જાશે પરભાતે પરદેશરે—જાશે.
માટે રાણીયે મુજને મોકલ્યોરે, કેહેજે ભાણેજ જાય વિદેશરે.
તમો આવીને એને રોકજોરે, કુવર હજુ છે બાળે વેશરે—કુવર.

રબારીનો અવાજ સાભળીને સાળા સુળા બને બાઇયો જાગી ઉઠયા અને રબારીને મેડી ઉપર બોલાવીને સર્વે વૃત્તાંતથી માહિત

થયા. રબારી રાજાના હસ્તકમળમાં પત્ર આપે છે તે વાંચી ગજરાની સર્વ વિતક જાણી. સાળા સુળા બંને ભાઇયોમાંથી એક જણે પાધરા એનની પાસ જવાને તૈયારી કીધી અને બીજાયે ખાંડુ શણગારી, સાથે સાવ લશ્કર લઇને કમલાવતી નગરી તરફ ત્યાંનાં રાજાની કન્યા ચંપાદે સાથે પરણાવવાને અમદનગરથી જાન લઇને વાજતે ગાજતે ચાલ્યા.

મોટો ભાઈ સાંઢ પર સાબદો થઇને બેઠો કે રૂડિયાયે સાંઢ્ને લલકારી મેલી. જોત જોતામાં તેઓ એક ગામને સિમાડેજ્આવી પોહચ્યા, જ્યાં ભવાયા લોકો ભુંગલ વગાડીને રમત કરતા તેઓએ દીઠા. તે જોવાના હેતુથી રબારિયે સાંઢને જરા વિસામો આપ્યો. એટલામાં તેણે એક ત્રગાલાને બોલતા સાંભળ્યો કે આજે અમો આટલા ખેલ કર્યાં છતાં હજુય રાત ખુટતી નથી, તેથી રખે કોઇયે રાત બાંધી હોય ? આ શકુન ગોડિયાના કાને પડતાંજ તેને સાંભરી આવ્યું કે મેં રાતને બાંધી રાખી છે પણ તેથી ગરીબ ગુરબાને તો નુકસાન થવાનું. માલીના ફળ કરમાવાના, ને ભરવાડનાં દહી ખાટા થઈ જવાના ! એવું ધારીને ત્યાથી નિકલતી વખતે તેણે ત્રગાલાને પોતાના પગનો તોડો કાડી આપ્યો. સાંડને પાછી લલકારી અને રાતને રસ્તામાં છોડી મેલી. પછી ચંપાધરના તેઓ સિમાડામા દાખલ થયા. દાતણ પાણી કરવા સારૂં વાણામાં લોકો પાદરે એકઠા થયા છે તેમને જ્વાર કરીને તેઓ પાધરા દંભાવતીને મેહેલે ગયા. ભાઇ બેન મળ્યાં. પછી બન્ને જણા મારૂની દરબારમા ગયાં, જ્યાં માતા અને મામાને મલીને મારૂ ઘણોજ ખુશી થયો. તેમની સોબતમાં તેણે સુખચેનમા દિવસ ગુજારવા માડયાં અને દેશવટાની વાત ફરી ભુલી ગયો.

ગજરા મારૂનો બીજો મામો જે અમદાનગરથી ખાડું શણગારી જાન લઇને પરણાવવા ગયો હતો, તે કમલાવતી નગરી જઈ પોહચ્યો, અને રાજાને કહ્યું કે કન્યા ઝટ પરણાવો, કેમકે અમારો ભાણેજ

દેશવટે જાય છે. રાજા આ વાત સાંભળીને ઘણો જ શોચ ક લાગ્યો. પછી પોતે અંતઃપુરમાં જઇને રાણીને ચેતવી કે "ચં ધાડથી આંકું લઇને જાન આવી છે. લગ્નની ઉતાવળ કરે છે ? કુંવરને એના બાપે દેશવટો દીધો છે તેથી તે તો તર્તજ પર જશે." રાણી બોલી "ત્યારે દીકરીને કુવા ભુવામાં નાખવી છે કે ? એવી રીતે પુત્રી પરણાવાય નહી." પણ રાણીનું આવું સંભા સાંભળીને રાજાએ કહ્યું, "ના તો કેવાયજ નહી. કોઈ રેંગી પે હોત તો જુદીજ વાત હતી. જાન લઈને સાલો પોતે આવ્યો અને વળી સામે વેવાઈ જામની સાથે કામ છે." રાણ રાજાને કહ્યું કે "તમારી એવી મરજી છે ત્યારે હું લાર થઇ. પણ આપણે કુંવરીને પુછિયે." તે ઊપરથી ચંપાદેને બોલ તેને પુછે છેઃ—

જાન આવીરે ધડ ચંપારે, જેને પરણવાને હાલરે—જેને.
પિતા તેનાયે આપ્યો દેશવટોરે, જેને વિદેશે જાશે તે કાલરે—જે
રાજ કુંવર પરણી તે તુજનેરે, છાડી હવડાં જાશે વનવાસરે—છ
લખ્યું હશે ત્યારે તે આવશેરે, કુંવરી મુકો પરણ્યાની આશ
રાજ કુંવરને પરણ્યે તું જાણનીરે, બેડી મેહેલે ચાવીશ પાનરે-એ
રેહેશે તુજને તેનો ઓરિયોરે, અમ કહ્યું બેટી તું માનરે.

ત્યારે કુંવરી માતપિતાને શરમાઇને કેહે છેઃ—

કરમ લખ્યું હશે મારામાં જેરે, ક્યમે મિથ્યા નવ થાયે માબાપ
રૂડો ભુંડોરે જે કોઇ મેં વર્યોરે, બીજો કેહતાં બેસે મુજને પાપ

કન્યાનાં વચન સાંભળીને રાજા રાણીનાં મન ઝંખવાણાં ખર પણ એમાં કાંઈ આપણો ઉપાય નથી. ભાવી પ્રબળ છે! કોઇનું વાર્યું વળનાર નથી. એવું ધારીને રાજાયે લગ્નની તૈયા કરવા માંડી અને જાનને ચોરે ચોખડે ઊતારો આપ્યો. પ બ્રાહ્મણોને બોલાવીને કન્યાદાન આપ્યું.

પછી રથ જોડીને રાજાયે કન્યાને વિદાય કરી, ત્યારે તેની સંપત્ત પ્રમાણે તેણે દાસ દાસિયો વગેરે સમૃદ્ધિ કન્યાને આપી. જાનૈયા લોકોને પણ સારી વિદાયગીરી આપી. કન્યાને લઇને તેઓ ચંપાધડ આવી પોહચ્યા, જાન શહેરમાં આવે છે અને મારૂની દરબારમાં મામા અને માતા વગેરે સર્વે મળીને બેઠાં છે તેવામાં એકાએક જેમ પુનેમના ચંદ્રને રાહુ આવી ગ્રહે છે અને કાલુ. ધાબું થઈ જાય છે તેમ મારૂનો મુખારવિંદ સર્વની નજર આગળ શ્યામ થવા માંડ્યું. તેનું હૃદય જડ થઈ ગયું. તરત ત્યાંથી તેણે ઉઠીને પોતાની મા આગળ જઇને કહ્યું કે—

શીખ આપો તો માતા ચાલિયે, હમારે ભલ જાવા પરદેશરે–શીખ.

ત્યારે માયે તેને કહ્યું કે બેટા, એક વાર ફરીને તું કચેરીમાં જા! હોવ બાપ છે, એક વેળા ચુકયો હોય પણ હવે કડવાં વેણ તને કેહશે તો હું તને રજા આપીશ.

માની આજ્ઞા લઇને અગાઉની માફક સાજ સજીને હથ્યાર બીડી ઘોડાને નચાવતો નચાવતો મારૂ બાપની કચેરી આગળ થઇ નિકળ્યો. ત્યારે બાપને જોઇને ભાવથી કહે છે:—

પિતા આપણાં બજાર સેરી સાંકડાંરે, મજને ઘોડો ફેરવવાની બહુ ખાંતરે.

ત્યારે પિતાયે ક્રોધથી તિરસ્કાર કરીને મેણુ મારી કહ્યું કે—

તું તો કાળા ગોહડાંનો કાગડોરે, કે ફરીને આવ્યો તું દરબારરે.

પિતાનો તિરસ્કાર સાંભળતાંજ મારૂયે ઘોડાને લલકારી કહ્યું કે,

પિતા તમપુંઠે સો સામંત હોય, ને હોય ગજરો મારૂ એકલોરે લોલ!

એટલા સકુન બોલતાં બોલતાંમાં તો છઠા માળની બારીમાં મારૂના ઘોડાયે પુર ભેરવ્યાં. મારૂ હાથ ઊંચો કરી ભાલો મારવા જાય છે ને ભાલો લાગો નહી તે જોઇને, મારૂ નિચે ઉતરતાં પિતાને કેહે છે કે બાપા એક માલ રહી ગયો, નહીતર ઘાવ દેખાડત.

સાંકળી સેરિયે પિતા જે મળેરે, તો શિરોઇના જોત ધાવરે.

એટલું બોલી ઘોડાને ફેરવીને તે પાછો મા પાસે ગયો. આંગણે રહીને મા પાસે શીખ માગે છેઃ—

સકન આલોરે માતા મારીરે, મારે તો ભલ જાવા પરદેશરે.

હવે જેવો મારૂ માનાં કહેવા ઉપરથી બાપ પાસે ગયો છે તેવીજ ફુલાંદેની જાન આવી છે ને માએ રાણીને મહેલમાં ઉતારી છે તેથી ગજરાને કહે છેઃ—

સકન આલે તારી રાણીયોરે, સકન આપે શ્રી ભગવાનરે—સકન.

મારૂ કેહે છેઃ—

કડવાં વેણ ન બોલિયે માતા, કડવાં માથાને ઘાવરે—કડવા.

હું પરણ્યો નથી ને તમે મારી માતા થઇને આવું આળ મારે માથે શીદ ચડાવો છો? કેમકે મારૂને બાકું મોકલી પરણાવ્યો તેની એને ખબર ન હતી. તેવામા સાસુ વહુને જગાડે છે.

શું સુતીરે સુઘડ ગોરલીરે, તારી મેડિયે વહુદેલ રાયરે—તારી.

સાસુનો અવાજ સાભળીને વહુ ઝબકી ઊઠીને કેહે છેઃ—

મોતીયે વધાવું રાયના મોલ્યારે, કે રાયના ઘોરલાને વેણુ નાગર વેલરે.
મોજડી ઊતારો રાય ચોકમારે, પાગડી ઉતારો રાય મેહેલરે—પાગડી.

પણ મારૂને તો પરદેશનીજ લખ લાગી, એટલે બીજા કોઇનું સાભળે શેનું?

શીખ આપોની રાણી સતવતીરે, અમે જઇશુ હવે વનવાસરે.
બારે વર્ષે રે પાછા આવશુરે, મુકો તમો અમારી આશરે—મુકો.

ત્યારે રાણી કહે છેઃ—

રોહો તો રાધંરે ઠાકોર લાપસીરે, કયાઈ જાઓ તો ઓસાવું ઝીણી સેવરે
માટે મેહેલેર પધારો મારા વાહલડારે, છોડી દો છોકરવાદી રશીયા દેવરે.

સેવ કહી તેમા માન સુકન કહ્યા તેથી મારૂ રાણીને કરગરીને કેહે છે જે હવે તમે નકામા માન સકુન મા કહો; હવે હું રેહેનાર

નથી, માટે સુકન આપો. ત્યારે રાણી ચતુરાઇથી પાછા આન સુકન કહીને કહે છેઃ—

આટો કુટો ને રાજા ઘી ઘડોરે—કોઈ છુટે કેશે નારરે
એવે સુકને રાજા તમે ચાલશો તો, ફરી ના બાજો દરબારરે
દાભા જમણીરે તેતર બોલતારે, ગજા આડી ઊતરે મંજારરે
એવે સુકને તમે ચાલશોરે, મળશે તમને ઘાતક નિરધારરે.

ત્યારે રાજા કહે છેઃ—

કંકાસ મુકોરે તમે કામિનીરે, કાંઇ ધીરજ રાખજો અંતરે—કાંઇ.
સુકન ભલેરા અમને આપિયેરે, પળિયે અમે અમારે પંથરે—સુકન.

હવે રાણી મારૂને રાખવા માટે સુકન કેહે છે:—

કાદા ધંઊનીરે રાધું રોટલીરે, માંહે મેલવુ માળવિયો ગોળરે
કુર ઓસાવુંરે હું કમોદનોરે, રોહોતો રાધું ગલગલ્યો કંસારરે
ઘરત મંગાવું ગોરી ગાયનાને, જમોને તમે મજ નણદીના વીરરે
ઘોડો બાધુ હું ઘોડાલમારે, પગાણુ મેલું કાંઇ પરસાળરે
દંભાવનીનારે તું દીકરરે—દાસી ચંપાદેના સરદારરે
આજનો વાસોરે મારી મેડિયેરે, ઠાકોર પંથી પરણ્યા થાવરે
રાત રહોરે મારા મેહેલમારે, તમે વાહાણે સુખેથી જાવરે

રાણીનો ઘણો આગ્રહ જોઇને મેહેલમા જવાની તેને ફરજ પડી. સામી બારિયે ગજરા મારૂની મા દંભાવતી બેઠી હતી, તે પુત્રને મેહેલમાં જતો જોઇને વહુને હવે વધારે સાવચેત રાખવાના હેતુથી ઉંછેડે છે:—

ઓછારે કુળના વહુજી તમેરે, સેજ મનામણે માન્યો ઘર જાયરે
દીસેરે ગોરી તમે ધેલડારે, રખે છાકે જતી છને ઉચકાયરે—રખે.

વહુ ઉલટું સમજીને ઉત્તર આપે છેઃ—

ઓછાં કર્મનારે તમે જનમિયારે, કે તમ જાયો જાય પરદેશરે;
નારી તજી કો નથી ગયા વિદેશડેરે, લખ્યું લેખરે નવ ચળે મિન મેખરે.

નરનારી મેડીમાં એકલાં બેસીને વિનોદ વાર્તા કરે છે. પણ રાત્ર જતી નથી અને રાણીને બગાસાં આવવા માંડયાં તેથી તેણે સોકટાબાજી મંગાવી. રાજા અને રાણી રમવાં બેઠાં. રાણી હજુય નાદાનજ, એટલે તે રમતાં રમતાં ઊંઘી ગઇ અને પાસુ મરડીને ઘોરવા લાગી. એટલે મારૂયે જાણ્યું કે રાણી તો સુઇ ગઈ, ત્યારે જંજાલ મેટી. એવું ધારીને તે છાનોમાનો મેડી હેઠે ઉતરીને ઘોડાપર સામાન નાખે છે. અંધારામાં ઘોડાને સજ્જ કરતા મારૂને તેની માયે જોયો, તેથી તે વહુને સાદ કરીને કેહે છેઃ—

શું સુતી ગોરી ગોજારડીરે, તુજ મન માન્યો પંથે જાયરે—તુજ.
છકીછતે છેત્રાઇ છબીલડીરે, ઊઠી ઝટ પંથી પલાણ્યો સાહ્યરે—ઊઠી.

સાસુની વાણી સાંભળી કે તે ઝબકી ઊઠી જોય છે તો મેડીમાં મારૂ મલે નહિ. ચોમાસાની વિજલીની માફક તે નિચે ઊતરી કે અંધારામાં મારૂને ઘોડે ચડતો જોયો. તેવીજ મુગે મોંએ જઇને ઘોડાને બાથ ભીડી તેની ગરદનના વાલ પકડી લટકી રહી. મારૂયે ઘોડાની પ્રદક્ષિણા કરી, તેના કાનમા કાઇ બોલી સ્વાર થયો, કે ઘોડાએ પગ ઊંચકયા. ક્ષણ માત્રમાં ચંપાવડથી તે અદશ્ય થયાં:—

પુત્ર સરખુ રતન સાચવવાને સારૂં ગજરામારૂની માના દંભાવતી રાણિએ અનેક ઉપાય કર્યા, પણ તે સર્વે વ્યર્થ થયલા જોયા. પુત્ર ખોયો એટલુંજ નહી, પણ તેની સાથે વહુને પણ ગુમાવી. તેથી રાણીએ વિલાપ કરી રડવા માંડયું:—

સુનોરે સમરથ મારૂ ઢોલિયોરે, ઘોડા સુની તારી ઘોડારરે—ઘોડા
સુનીરે મેડી ને સુની માવડીરે, જોને સુના પડયા દરબારરે—જોને.
સુનારે દાસ ને સુની દાસિઓરે, સુના કર્યા સઉને તેં નિરાધારરે—સુના
સુનોરે બાગ ને સુના બંગલારે, બહુ સુના પડયા છે અવાસરે—બહુ

ઘોડાને એડ એડ કરતો મારૂ ઝડપથી વધ્યો જાય છે. ઘોડો દેવતઇજ, એટલે પુછવુજ શું ! તે અંતરિક્ષમાર્ગે પંખીની પેઠે

અંધારામાં ઉડાણ કરવા લાગ્યો. ઘોડાનો આવો અતિ વેગ છતાં તેની ખૂરીનો અવાજ કેમ સંભળાતો નથી, તેથી ચંપાદે મસ્તક ફેરવી નજર કરે છે તો અંધારાની કાળાસ શિવાય કાંઇ જોયું નહી, ને તેને તમર આવવા માંડી, તેથી ઝટ આંખો મીચીને ઘોડાના વાળ વધારે મજબુતીથી સાહીને પગ તેના કાંઠલામાં ભેરવી દીધા. અસ્વના આવા દુસહ ગમનથી પાછલી રાતના ચંડ પવનમાં તે ઠરીજ રહી; તેથી તેને માહાદેવનું સ્તવન કરવા માડ્યું. ઇશ્વરી પ્રેરણાથી અસ્વની છાતી સરસી ચોટી રહેવાથી તેને સુવાન થઈ. એ પ્રમાણે ચાલતાં ચાલતાં પરોઢીયું થવા આવ્યું છે અને ઘોડો તો સપાટાબંધ ચાલ્યો જાય છે, તેવામાં મધુર સ્વરે રાણી બોલી કે:—

હળવે રે ખેડો હાકોર ઘોડીલોરે, મારાં કાળજડાં કટકા થાયરે
હમેરે ફળિયો ચંપો છોડનીરે, તે તો નખ દીવે કરમાયરે.

સ્વર સાંભળીને રાજાએ પોતાની આસપાસ ચારે બાજુએ નજર ફેરવી જોયું, પણ કાંઇ નહિ દેખાવાથી પોતે વિસ્મય પામીને ઘોડાને તેજ ચાલથી અગાડી ચાલવા દીધો. 'આ પ્રાતઃકાળમાં આવા અઘોર અરણ્યની અંદર અને વળી આકાશમાર્ગે હું આવા વેગથી વહ્યો જાઉં છું, ત્યાં મારા કાનમાં આવે મધુર સ્વરે બોલી કોણ મને અચરત કરતું હશે? વળી મને તેના કેમ દરશન થતાં નથી?" એવા વિચારમાં પડ્યો છે, તેવામાં:—

ઉત્તરના વાયા હવે વાવડા રે, ઉડી ઉડી જાએ મારાં ચીરરે—ઊડી
હળવેરે રેવંત રાજા હાંકજોરે, મારી સગી નણંદના વીરરે—મારી.

વળી રાજા કોયલના જેવો સુશીલ સ્વર સાંભળીને ચારે બાજુએ જોએ છે તો તેને કોઈ દેખાતું નથી. આ તે શું કહેવાય! એટલું બોલી તે પાછો અચરત થઈ ચાલ્યો જાય છે, તેવામાં:—

દંભાવતીના રે દીકરારે, કયમ આવી રુજને આવી અધીરરે
કઠોર કાળજાંરે તમે કાં કરો રે, મારૂં સોસઇ જાય છે શરીરરે.

ફરીને એ જ સ્વર રાજાને કાને પડયો. પોતે બોલતો નથી તેથી હવે રાણીએ અદૃષ્ટ રૂપે તેને ટાણો માર્યો. પોતાની સ્ત્રી ચંપાદે જાણે બોલતી હોય એમ તેણે પ્રથમથી જ સાંભળ્યું; પણ ચંપાવડમા પોતેજ તેને મેડીમા સુતેલી મુકીને ચાલી નિકલ્યો છે, તો પછી આવા વગડામા તે ક્યાથી હોય? એ વિષેની ધુંમરીમાં ને ધુંમરીમા તેણે ઘોડાને આગળ જવા દીધો. રાજા કાંઈ સમજતો નથી તેથી રાણીએ કંટાળીને અંતે ઘોડાને સોગન આપ્યાં.

આઘેરે હિંડયાનીરે રેવંત આખડીરે, રૂડા મહાદેવની છે આણરે.
હેઠેરો ઊતરરે તું તો હોડલુ રે, આપે એટલું દૂને તું તો દાનરે.

ઘોડાએ મહાદેવજીની આણ સાભળી કે તર્તજ તે પૃથ્વીપર આની ઉભો. રાજા ચાબખા મારી મારીને થાક્યો પણ ઘોડો એકનો બે થયો નહીં. આ દેવતાઇ અસ્ત્ર છે એને એકાએક શું થયું, જે એ પગલુંએ માડતો નથી, તે તપાસવા સારૂ રાજા નીચે ઉતરીને ઘોડાની પીઠ દોરી તેની આસપાસ જોએ છે, તો પોતાની સ્ત્રીનું સબ ઘોડાની ડોકે વળગેલુ તેણે જોયું ! ત્યા એક ઝાડ નીચે ઘોડા પરથી સામાન ઉતારી ધામીયો બિછાવ્યો. પેલીએ ઘોડાને મીટ મારેલી અને તેના વાળ હાથમા પકડેલા તે મુશ્કેલીથી છોડાવીને તે નિંગડા જેવી થઇ ગયલી રાણીને બિછાનાપર લઈ જઇ સુવારી. પોતે આ નવી આપત્તિનો આવા વનવાસમાં ભોગ થયાથી ગભરાયાને બદલે ધીરજ રાખી કાઇ યોજના કરવા લાગ્યો. આમ તેમ ફરી લક્ષપૂર્વક અવલોકન કરતા એક અલૌકિક બુટી તેની નજરે પડી. મોટા આનંદથી તે ઊંચકી લઇને એક સિલા પર વાટી તેનો રસ કાઢીને તેના ચાર ચાર ટીપા મેલ્યા કે રાણી તરત ઊઠી બેઠી થઈ. રાજા પણ તેની પાસે આવી બેઠો. બેઉએ સાથે મળી કાઇ ટુંગો-પાણી કરી લીધો. ઠાકોર બોલ્યો "હું ચંપાવડનો રાજા ઘોડે અને તમે પગે ચાલો એથી જગતમા આપણી શોભાને કલંક લાગે છે,

માટે ઠકરાણી તમે પાછાં જાઓ. વાઘ વરૂ અને સર્પ રાક્ષસના ઘોર નાદે કરીને આ ગાઢ ગેહેના વનમા કાયર નરના પણ કાળજાં કકડીજ જાય! તમે એક તો રાજપુત્રી અને વળી બાળવેશ એટલે તમારી કોમળતામા પુછવુજ શુ? તમ જેવી સુકોમળ મુગ્ધાને સરજનહારે વગડાની વસમી વાટે જવાને સરજી નથી.”

રાણિએ ઉત્તર આપતા, એક દિશા તરફ આંગળી કરીને બોલી “જુઓ પેલો હાથી કેવો મગ્ન જણાય છે સૂર્યના ઉપર તે ધુળ ઉરાડે છે, તેમાથી એક રજ તેને અડી શકે તેમ નથી, પણ ઉલટી તેનાજ અંગપર ધુળ પડે છે. જુઓ આ તરૂવરને કેવી વેલ લપટાઇને નવ પલ્લવ થઈ રહી છે, તેનો બાગ ખીલવાથી આજે તે ફુલફુલોથી પ્રફુલિત થઇને દીપે છે આવા આવા રમણિક કુદરતના દેખાવોથી ખરેખર જંગલમા મંગળજ થઇ રહ્યું છે માટે ઠાકોર, તમારા સંગમા આવા સુખાનંદ ભર્યાં ઓચ્છવોનો લ્હાઓ તજીને પાછા પગલા હુ ભરનાર નથી ગરડ ગાદે, વિઘ્ન પાડે, અને સ્ત્રી સાથેજ જોઇએ એમાથી વિંદુ પડેલુ કોઇએ ઉપયોગમા આવ્યુ હવી વનવાસનીજ ઉમેદ તમને થઇ છે તો આજ વનની અંદર મેદાન બંધાવીને આપણે રહીએ.”

રાણીનો આવો આગ્રહ જોઇને અંતે રાજાએ લાચારીથી એક સુશોભિત દેવનાઈ મ્હેલ ત્યા ઉભો કરાવ્યો મેદાન તૈયાર થયો એટલે ત્યા આવી વસ્યા બીજે દિવસે રાણીની શીખ માગી —

સદન આપોરે રાણી રીયગવંતીરે, અમને ભલા જાવા પરદેશ રે
બારેરે વર્ષે પાછા આવીશુ રે, હાથ મુકો તમે અમારી આશરે.

રાણી કેહે છે—કે મારો બાપ બારસે ગામનો ધણી છે, તેમાથી અડધાનુ રાજ હું તમને અપાવું તેમાથી ખાઇ પી મોજ કરીને સાથે રહો ત્યારે રાજા ચિરડાઇને બોલ્યો —

બાલુરે તારાં બારસેં ગાંમડારે, કે માહે ઉઠંજો લાહજ રે
બાલુરે તારાં બારસેં ગાંમડારે, કે જાએ હમારા રાવળાની લાજરે
બાલુરે તારા બારસેં ગાંમડારે, કે મારી જાયે ધડચંપાની લાજરે
બાલુરે તારાં બારસેં ગાંમડારે, કે જાયે મારા જસાજામની લાજરે.

આવી અવસ્થામાં રાજાની કુકરાજી જોઇને તેની રાણીએ મેણું માર્યુઃ—

ઓછાંરે કરમના કાં ન જનમિયારે, તો મારે સરોવર નાખત જાળરે
તારી ગોરાડરીને માથે ટોપલોરે, તે લઈ વેચવા જાત તતકાળરે
આજનોરે વાસો વસો મેડિએરે, તમે વનવાસી પરોણા થાવરે
રજની નિરગમોરે આ મેહલમારે, તમે વહાણામા સુખેથી જાવરે.

રાણિએ રાડ માઠી તેથી ત્યાંજ રાતવાસો કીધો. પલંગમાં રાજા સુતો છે અને રાણી તેના પગ તલાસે છે. રાજા તો ઊંઘી ગયો છે, ત્યા બેઠી બેઠી રાણી ચાદાની પ્રાર્થના કરે છેઃ—

ચંદારે તુજને હું પુંજતી રે, વળી કરતી આદિતવારરે—વળી
ઘડીએક મોડો ઊગજેરે મારો પરણ્યો ચાલે જોહારરે—મારો

એવામા અર્ધી રાત થઈ એટલે મરઘાએ બાગ દીધી જેથી મારૂ ઝબકી ઉઠયો, ત્યારે રાણીએ કહ્યું કે હજુ તો મધરાત થઇ છે; એમ સમજાવી તેને પાછો સુવાડી દીધો. પછી રાણી ક્રોધ કરીને મરઘાને કેહે છેઃ—

મધરાતના રે મરઘો બોલિયોરે, મારા મારને પડાવ્યો ત્રાસરે
સુવા સવારમારે બોલાવુ વાઘરારે, તને પકડી મંગાઉં મારી પાસરે
ચોડે ચોડેરે ખેંચાવું તારાં પિછડાંરે, તારી ચાચડિએ દેવડાવું ડામરે
મારૂજી ઝબકીને જાવા જાગિયોરે, મારૂ બગડયું બગાડે તું કામરે.

મરઘાને વાચા થઇ ને તે રાણીને કહે છે કે હું તો રાતના ચોર ચકાર ભમે છે તેમને માટે બોલ્યો છું:

શીદને વધાવે રે રાણી મારી ચંચડીરે, રાણી શીદને પડાવે પાંજરે
પહેલીરે રાતનો મરઘો બોલ્યો, રે એ તો તસ્કર કેરે કાજરે
તમરે કારણ હું નથી બોલ્યો રે, તમે ભલે સુવોની મહારાજરે
પહેલીરે રાતનો મરઘો બોલ્યો રે, એ તો દેવનધરાંને કાજરે.

એમ કરતાં પાછલી રાત થઇ અને મરઘો પાછો બોલ્યો એટલે મારૂએ પાછી આંખ ઉગાડી રાણીને કહ્યું કે હવે સવાર થઇ, માટે વેહેલાં થાઓ. ત્યારે રાણીએ કહ્યું કે મહારાજ! હજુ રાતજ છે તમે સુઇ રહો. પછી રાજા ઊંઘાઇ ગયો. એટલે રાણીએ પાછો મરઘાપર ક્રોધ કરીનેઃ—

પાછલીરે રાતના મરઘો બોલિયોરે, મારા મારૂને પડાવ્યો ત્રાસરે
મુવા સવારમાં બોલાતું વાધરારે, તને પકડી મંગાઉ મારી પાસરે
ઘોડે ઘોડેરે ખેંચાઉ તારાં પિછડાંરે, તારી ચાંચડિએ દેવડાઉ ડામરે
મારૂજી ઝબકીને જાવા જાગિયોરે, મારૂ બગડયું બગાડે તું કામરે.

ત્યારે મરઘાયે કહ્યું કે રાણી સાહેબ તમારાં જેવાં સુખિયા લોકોને સારૂ નહી પણ રાતના જે ચોર ચકાર ભમે છે તેમને સંતાઇ જવા કહ્યા પછી ધંધારતી લોકને મેં જગાડયાઃ—

તમરે કારણ હું તો નથી બોલિયોરે, બોલ્યો છું ઘરપાદૂ ને કાજરે
પરઘરનો માનીધર ચાલ્યો જાય, ને ઘરનો ભલે રહે માનીધર ઘરમાજરે
શીદને વધાવે રે રાણી મારી ચંચડીરે, રાણી શીદને પડાવે પાંખરે
પાછલીરે રાતનો મરઘો બોલ્યો, પહેલાં ધંધારતી લોકોને કાજરે.

એમ કરતા સવાર થઇ ગઇ અને સુરજ ઉગ્યો. મારૂયે ઉઠીને રાણીને કહ્યું કે હવે તમે ખુશીથી મને રજા આપો—હું ઘડી રેહેનાર નથીઃ

ઘડીરે રહ્યાની મુજને આખડીરે, અન પાણી લેવું મારે વીખરે
ઝટ પટ હવે અમે ચાલિશું રે, રાણી ખુશી થઇને દોની શીખરે.

આની રીતના પ્રધાનની વાત સાંભળીને ગણિયે કલ્પાંત કરી મેલ્યો. "જેને સારૂં આટલી વિપત્તિનો હું ભોગ થઇ, મારા માત-પિતા, સાસુ સસરાનો ત્યાગ કરીને રાજાનો સંગ કીધો, ત્યારે મારા કરમે પાછુ પાનડું ફેરવ્યુ " એવો મનમા તે કલેશ કરે છે અને રૂદન કરતી રાજાને પુછે છે—

તમેરે ચાલ્યા રાજા વિદેશડેરે, અમારી કોને ભળાવણી દો છોરે
સુખ દુઃખ જોવા કોણ આવશેરે, તેની તમો કોને સુપરત કરોછોરે.

ત્યારે રાજા કહે છેઃ—

તમને સોપ્યારે મંદીર માળિયારે, ગણી સોપી હિંચોળા ખાટરે
ખાવો પિવો ને ખેલો મોજમારે, તમે ન્હાવો મહિયરિયાની વાટરે.

ગણી જવાબ આપે છે.—

મેહેલ બધિખાનુ મારિયુરે, હિંચોળા મારે સુલી સમાનરે
મોજે મુકીને રૂદન માંડયારે, ગજા મહિયર ઉજડ થયા વેરાનરે.

ગજા બીજી ભલામણ કરે છે—

તમને સોપ્યારે કળસી કોઠારે, તમને સોપી દુઝણી બે જોટરે
દુધ સાકર પિયો તમે દાડિયેરે, વસ્ત્ર ગણગારની નથી કાંઇ ખોટરે.

ગણી જવાબ વાળે છેઃ—

મેદરા ગજા મારે મન કોયલારે, દુઝણી જોટો ચામડિયાને દઉંરે
દુધ ને સાકરરે રૂધિર દેખિયેરે, વસ્ત્ર બાની રહ્યા ચોથી ગડુંરે.

ગજા બોલે છે—

તમને સોપ્યોરે સમરથ રેંટિયોરે, સોપ્યો છે તમને ભાર કપાસરે
સરખી સૈયર મળીને કાંતજોરે, તમો તેથી નહી થાઓ ઉદાસરે.

ગણી પ્રતિઉત્તર આપે છે—

રેંટિયો ભાગીને ગયુ ખાચડીરે, કાંઇ કપાસે લગાડુ લાહ્યરે—કાંઇ
સાહેલિયોનો સંગ નથી કામનોરે, ગજા મેં તારી ઝાલી બાંયરે—ગજા

રાજા બોલે છેઃ—

પલાસ પિપલારે તમને સોંપ્યારે, રાણી ગણજો પિપલિયાંના પાનરે
બારેરે વર્ષે અમે આવિશુંરે, તારે વાલિશું રાણી તમારા વાનરે

રાણી ઉત્તર આપે છેઃ—

સાથેરે તેડો મારા સાહબારે, મારા બાર વરસ કેમ જાયરે
વિજોગની ઘડિયો જાયે વેગળીરે, મુજને દાહાડો વરસસમ થાયરે
આવું જાણત તો નવ પરણતીરે, રાજા બાળકુંવારી હું રેહેતરે
હાથોરે હાથ મેં તો ઝાલિયોરે, મારા કરમને દોષ ના દેતરે
સાસરી જોયાનાં મારે ઓરતારે, સ્વામિ ઘુંઘટ તાણ્યાના રહ્યા કોડરે
તમેરે ચંપો ને હું છું કેતકીરે, મારે ભલી મળીની જોડરે
પેરી ઓઢીને ફરત સાસરેરે, તે હરખ સઉ થયા મારે ભંગરે
નથીરે છુટયાં મેંદળા હાથનાંરે, નથી ઉતર્યો મારાં પાનેતરનો રંગરે.

રાણી વિલાપ કરીને રાજાની સામે રડે છે:-

નર વિનારે નારી એખલીરે, તેનો પગલે પગલે વંકરે—તેનો
દીસે દીનમુખે બિહામણીરે, હું તો છું કરોડભરી કલંકરે—હું તો
આલોરે કેહેતાંમાં ચમકિયેરે, પુંઠ દીઠે કાંઈ જીવ જાયરે—પુંઠ
નેણાંરે મારામાંથી નીર વહેરે, જોને કાળજડાં કડકા થાયરે—જોને
ઢીમરે પડે ને ધરતી ગડગડેરે, કાંઈ એવું મારે છે દુઃખરે—કાંઈ
જ્યારેરે રાજા તમને દેખશુંરે, ત્યારે તો થાશે કાંઇ સુખરે—ત્યારે

રાણીને નરમ થયલી જોઇને તે બોલ્યોઃ—

સકન આલો તો રાણી ચાલિયેરે, ભામિની તમને લઈશું સંગાથરે.

રાજા હજુ તો બોલે છે એટલામા રાણી હર્ષાનંદથી બોલી ઉઠી કે:-

સકનરે આલું હું ફલવાડિયેરે, ભલે પધારો મારા પ્રાણ નાથરે
ડાબેરાં બોલે રાજા દેડકારે, કાંઈ જમણેરી ભૈરવ હોયરે
એવે સકને રે રાજા તમે ચાલશો રે, તમને વેરી ગાંજે નવ કોયરે

કોરે ધડેરે કુમારિકા રે, તેને ખોલે અખ્યાર્ણું જવ જાર રે
એવેરે સકને રાજા તમે ચાલશો રે, તમને મલશે ફુલંદે નારરે
અખંડ રે સૌભાગ્યવંતી માલણી રે, કાંઈ છે છાબે ભરેલા હારરે
એવે રે સકને રાજા તમે ચાલજો રે, તમે પરણુશો સુઘડ બે નારરે
વર કન્યારે પરણીને આવતાં રે, સામા મલે નિશાલિયા સારરે
એવે રે સકને તમે મારૂ ચાલજો રે, વરજો તમે માખલદે નારરે
દેવૂ સકળ શુભ સંગ જોગણી રે, જે માત પિતા કેહેવાય રે
રક્ષા કરે રે રાજા તે તમતણી રે, રાણી કેહે સુણો મારા રાય રે
ચોરે ચૌટેરે ચાર ચાવડીરે—જ્યાં મડદાં બલે મસાણરે
ત્યાં રક્ષા કરેરે મુજ માવડીરે—સકલ હજો તમને કલ્યાણરે
શેહેરવાડી ને રાય રણવિખેરે—જયા પરવત ને હોય પહાડરે
હુ રે આરાધું અંબા માવડીરે, આવીને પુરે તે તારા લાડરે
પશુરે પંખી ને ઇહત માનવીરે, સઉ નરનારીને પૃથ્વિના રાયરે
સર્વ વશ થાશે રાજા તમનણેરે, થઈ છે તુષ્ટમાન દુરગામાયરે
પરમુલક ને પરદેશમારે—વલી પરધરતી ને પરવાસરે—વલી
રેહશે જગદિશ્વર મહાદેવ સાહામારે, તે તો પુરી કરે સઉ આશરે
રાણી કેહે સુખે તમે સંચરોરે, રાજા ચલાવો ચતુર તોખારરે
કેહેતાંમાં સકન સાધિ ચાલિયારે—ગજરા મારૂને ચંપાદે નારરે.

રાજા ઘોડાપર અને રાણી પગે એક બીજા સાથે વાતચીત કરતાં ધીમે ધીમે ચાલ્યાં જાય છે. ચેનર વઇશાખનાં દહાડા છે, સુર્ય પ્રકાશે છે. ઉત્તર મારૂત વાઇ રહ્યો છે. મંદ મંદ સુગંધ આસપાસ ફેંકી રહી છે. ભ્રમરો ગુંજારવ કરતા આમતેમ ઉડે છે. વૃક્ષોપર મધમાંખીના ટોલેટોલાં ઉડે છે. ફલફુલોના ભારે તરવર નમ્ર અપ્ર રહ્યાં છે. પક્ષિયોના નાના પ્રકારના મધુરનાદે કરીને વન ગાજી રહ્યું છે. આવી રચના જોતાં, માહોમાહે વિનોદ વાર્તા કર્યા જતાં કેટલીક વારે એક આમ્ર વૃક્ષના પર બેઠેલી કોયલને બોલતાં સાંભળીને બન્નેનું લક્ષ તેનાપર ગયું. રાણી વાત કરે છે અને રાજા હુકારો

રે છે પણ તેનું ધરધ્યાંન હવે કોયલ કેવો સકન આપે છે તેના પર ગડ એટલે હુકારો બંધ થયો છે. તેથી રાણી કોયલને કહે છે કે મારા પતિએ તારા ટણકાપર લક્ષ લગાડ્યું છે માટે તું ધીમે ધીમે બોલઃ—

સરૂ આ સાદનીરે કોયલડીરે, વેરણ તું મધરી બોલે મધુરૂંરે—વેરણ.
નાગુંરે આંબાવન ઢુંકડુંરે, મારા વાલમના પંથ છે દુરરે—મારા,

ત્યારે કોયલ કહે છે કે "રાણી! તુંજ નગુણી છે કે આવા ઉનાલાના દાહાડામાં તને મુકીને, તારો ધણી પરદેશ જાય છે:—

ચૈતર વૈશાકના રે દાહાડલા રે, આંબે ઉધરલી છે શાખરે
નગુણી તજમાં ગુણ નહીં, જે તું પરણ્યો જાયે તજ પાંખરે.

એવું સાંભળીને રાણી સ્ત્રી જાત છે તે મેંણું લાગ્યાથી ઉથલો મારે છે કે જેમ ગાયને ગાંજરૂ વાહલું છે, તેમ મારા ધણીને પરદેશ વાહલો છેઃ—

મેઘને વાહલા ડાદુર રે, પ્રજાને વાહલા નરેશરે
ગાયાંને વાહાલા ગાંજરા રે, મારા મારૂને વાહાલા પરદેશ રે.

એટલે કોયલ પાછો ઉથલો મારે છે—અરે વજર છાતીની રાણી તારો ધણી જાય છે ને તું રડતી પણ નથી?

વજર હૈયાની રે એ રાણીજી, તારો વાલમ જાયે પરદેશરે
સંધ્યા ખીલીરે એ રાણીજી, તને આંસુ નહી લોચન લેશરે.

રાણી કોયલને પાછો બોલ મારે છે કે અરે મારાં આંસુથી મારી કાચલી ભીંજાય ને મારા ડુસકાથી તો તારા વડની ડાલો પણ ભાગેઃ

આંસુયે ભિંજાયેરે મારો કંચુઓરે, કાંઈ ડુસકે ભાંગે વડલાની ડાલરે
મારે હઇયે ઉંડો મેઘલોરે, તુ તો આંધલી ચડાવે આળરે.

કોયલ સાથે રાણી આવી ટાપાટાપી કરે છે તેમાં ઘડીભર તેણે પોતાના ધણીને વિસાર્યો. એવામાં ગજરા મારૂએ ઘોડાને તલપાવી મુક્યો. પલકારામાં તો તે જંગલની ઝાડીની અંદર કેથે અલોપ

રાઇ ગયો. રાજા તો ગયો અને રાણી ત્યાંજ રહી ગઇ ! રાજાની પુઠ દેખાઇ ત્યા સુધી રાણિયે જોયા કીધુ. ઘોડાના પગથી ઉડતી ધુળ જ્યારે દેખાતી બંધ થઇ ત્યારે એકાએક રાણીની છાતિએ ડુચો ભરાઇ આવ્યો, તે પુછવું જ શું ! રાણીએ તો અશાડ શ્રાવણ દેવી મેલ્યા !

કુવા રે ખોદાઊં વાવડીરે, એતો તરસિયા મારૂજીને કાજરે
આંબા રે રોપાઊં આંબળી રે, એતો રમિયા મારૂજીને કાજરે
શિયાળેરે ઠાકોર શીત ઢળેરે, ઠાકોર ઉનાળે લુ વાયરે
ચોમાસાનારે ચાર ચીકનાગે, ઠાકોર ચાકરિએ ના જવાયરે
નવારે દાહાડા ઠાકોર આવશેરે, ત્યાગે રાજા ગામ જવાયરે
દિવાલી દશરાનારે દહારલાગે, ઠાકોર તીરથ ગામે ફરાયગે
આજનારે તડકા છે કારમારે, રાયના મુખડા કરમાઇ જાયરે
કાં ન સરજી હું તો વાદલીરે, મારા પિયુડાને કરતી છાંયરે
કાં ન સરજી હું તો હંસલીરે, સકન ભલેરા દેત ગણુ ધીરરે
અમેરે પાનૈ ત્યા વડલો રોપિયોરે, વડ તો થઇ રહ્યો છે ઘોર ઘંભિરે
સરવારે સાદની કોયલડીરે, હવે તુ મધુરૂં મધુરૂ મા બોલરે
વિયોગ બાણુ મુજને સાલે ઘણારે, મારૂ કાળજડું તું શીદને છોળરે
તુજ આબાવન છે ઢુંકડારે, ભુંડી મજથી મારૂ જાએ દૂરગે.
રૂદનરે દેખી ગણીતણુ રે, વડલો સિંચઇ થયો ચકચુરરે
રાણી રે રડે છે જેને ડુસકેરે, તેથી તુટી પડે છે વડની ડાળરે
વિલાપ સુણી ચોભયા વનચરારે, કાઇ પડી છે હૈયામા તેને ફાળરે
આસુડે ભિંજાયે રાણીનો કંચુઓરે, જેને ભિંજ્યા છે નવ રંગચારરે
કલ્પાંત કરતી તે રાણી જોઇનેરે, થંભ્યા છે સવિતાના નીરગે.

ઘોડાને ખેડ ખેડ કરતો ગજરા મારૂ વધ્યો જાય છે, તેવામા માર્ગમા એક મોટી નદી આડી આવી, ત્યાહા ઢીમરને કહે છે કે—
ઢિમર ગામના હુ કેહુ તે આપુ જેરે, મજને ઘોડલામાહિત ઉનાર તીરરે !

ત્યારે ઢિમરે જવાબ આપ્યો—

અમર રેહે રે તમે રાજ્યારે, નામ ઠામ તમનાગું બતાવી ઊતરો વીરરે !

રાજા પોતાનું નામ ઠામ બતાવતો નથી અને માછી લોકો તેને નાવમા બી લેતા નથી. આ પ્રમાણે કેટલીક વાર રગજટ થઇ પણ કોઇ માનતું નથી, ત્યારે ઘોડો રાજાને કેહે છે કેઃ—

મજ જ્નાં શાને કરે વીરા સોચનાગે, આવડો ઓશપાળ શાને તું થાયરે
અહિંથી ઠેકી જાઉં જોને આભમારે, ત્યાંની ખબર તો પલકમાં લવાઉંરે
તાણીનેરે બાંધ તંગ તાજણેગે, કાંઈ ઢીલેરી મેલજે વીરા ત્યાંયરે
ભાલડીવા એક પાછોરે હકવીગે, મુને કેકાવજે જોઇ રૂડો લાગરે
નાવનાં પારૂરે હું તો નાગરારે, ઓળંગી જાઉં હું સમુદ્ર બાહરે
અહીંથી તલપીને હું તો ઊતપતુરે, રખે રેહેતો તું મજને સાહીરે.

ઘોડાની વાત સાંભળીને રાજા ખુશી થઇ ગયો. માછીઓનાં દેખતા તેણે ઘોડાનો તંગ ખેંચી બાંધ્યો. એક ભાલાવાર જમીન ઘોડાને હકાવીને તેને તલપાવ્યો.

તે જોઇને પેલા માછીઓએ વિચાર્યું કે આ કોઇ વીર પુરૂષ છે અને મોટાનું ફરજન છે. કાંઇ જનાવરનો વિશ્વાસ રખાય નહી. રખે એ મધ નદિએ પડે ને ખેંચાઇ જાય, એવું ધારીને ઢિમરોએ ભર નદિમા નાવ છોડી. નાવવાળાઓને પાછળથી આવતા જોઇને તેણે સોળ મોર કાહાડી આપી ને હવે નદી ઓળંગ્યા પછી પોતાનું નામ કહ્યુંઃ—

ધડ ચંપાનો રાણીઓ, દંભાવતીનો બાળ
જસાજામનો બેટડો, ગજરા મારૂ મારૂં નામ.

મારૂં નામ પુછતું કદાચ કોઇ પાછળથી આવે તેને તમે આ પાર ઉતારી મેલજો. હાલ તમને સોળ મોર આપી છે, પણ ફરીશ ત્યારે તમને ખુશી કરીશ, એટલું કહી ઘોડો હંકાર્યો. ચાલ્યો ચાલ્યો તે એક વનમાં નિકળી ગયો. જ્યાં તેણે દુરથી પાહાડની તળાટીમાં સાંઢ ચરાવનાર એક રબારીને દીઠો. તેની પાસે જઇને તેને પુછે છેઃ—

વિરા રબારીરે હું વિનવુંરે, તું તો સાચેરૂ ભણે નિરધારરે;
આરે મલકનો કોણ રાજીઓરે, ને કોની વરતે આણ આવારરે.

ત્યારે રબારીએ જવાબ આપ્યો કે અહીં મારા જોતામાં બારસેં ઉમરાવ થઈ ગયા તેથી હું જાણુતો નથી કે આ મુલકમાં કોની દુઆઈ ફરે છે. કેમકે રોજ મરે તેને કોણ રડે. તારે ગરજ હોય તો જા! મારી રબારણ પાછળથી આવે છે તેને પુછ! રાજકુંવરે ઘોડાને ફેરવ્યો. મહા મદભરેલી રબારણને માથે માટલું ને પછવાડે સાંઢનું બચ્યું ચાલતું તેણે જોયું. વગડામાંની રબારણને તેની લેંકાતી ચાલથી તેના ધનુષાકાર ભંમર અને તારા સરસા ચળકતા ડોળાથી, રાજકુંવરને મોહબાણ વાગ્યાં. તેથી તે ઘોડાને નચાવતો ને કુદાવતો ધીમે ધીમે આડે માર્ગે રંગીલી રબારણ તરફ ચાલ્યો જાય છે; રબારણ રેવંતને પોતા ઉપર આવતો જોઇને કેહે છે 'વીરા' હય હાંકે છે તો સંભાળીને હાંક! નહીંતર મારા માથાપરનું મહી ઝીંકાશે. એટલેથી તું નહી સમજશે તો, જોયું આ સાકનું બચ્યું' હમણાં જે તે તારા માથામા મારીશ, તો તું તારા હયસહીત આ ધૂળમાં રોળાશે."

રબારણે તેને વીરા કહી બોલાવ્યો, તેથી તેના મનસુબા રેલા માફક રેલાઇ ગયા. પછી તેણે તેને બેન કહીને એક મોર કાહાડી આપી તે લઇને રબારણ તેને માર્ગે ગઈ અને રાજકુંવર બીજે માર્ગે ચાલ્યો.

એક ગામને પાદરે ઉજડ પડેલા બગીચામા આવીને તેણે ઉતારો કીધો. ઘણા દીવસનો થાક ચડયાથી એક વૃક્ષનાં ઠુંઠા સાથે ઘોડાને બાંધીને પોતે એક કોરે જઇને સુતો. ને થોડીવારમા ઉંઘી ગયો. તે ગામના ગરીબ ગુરબાઓ લાકડાં વિણવા સારૂ નિત્ય ને વેરાનમા આવતા હતા. એકજ દિવશમા બગીચાના વાન ફરેલા જોઇને તેઓ આશ્ચર્ય પામ્યા. તેમાના કેટલાએક તો ત્યાથી ઝટ તેના માલેક પાસે દોડી જઈ વધામણી ખાધી કે ત્યાં કોઈ સુમાણસના પગલા થયા'

છે તેથી તારો બાગ લીલો કુંજાર થઇ ગયો છે. ત્યારે માલણે કહ્યું કે આજે તમને લાકડા મળ્યા નહી હશે તેથી મને ભમાવવા તમે આવ્યા છો. પોતાની ખાતર જમે કરવાને તેઓએ સોગનસપરા ખાધા; અને કહ્યું કે હમારા બોલવાનો તને વેહમજ હોય તો હમારી સાથે આવીને તારી ખાત્રી કર. એથી માલણ ત્યા જવા ચાલી તો બાગમા આવીને જોય શું ' ઝાડે ઝાડ અને પાને પાન લીલા છમ તેની નજરે પડ્યા. આ ચમત્કારનો કરનાર કિયો દેવતા છે તેની શોધમા તે આખો બગીચો ફરી વળી. અંતે તેની નજર એક ઝાડના કુંડે ઘોડાની સોડમા સુતેલા કોઈ પુરૂષપર પડી. તેના તેજથી માલણે સુરજને લજાવતો જોયો. એ દેવ પુરૂષને વધાવી લેવાને માટે માલણે ફુલના હાર ગજરા બનાવી તેની છાતીપર મુક્યા, તે થંડા લાગેથી રાજકુંવર જાગી ઉઠ્યો. માલણે ગળામા હાર આરોપીને પુછ્યુ —

કિયારે મુલકના તમે રાજવી રે, રાજા કિયુ તમારૂં ગામ રે,
નાની છે વયમા તમે નિસર્યા છે, એવુ શુ પડ્યુ તમને કામ રે;
તેજ ન માગે ત્રૈલોકમા રે, દિસો હજી રાજા બાળેવેશ રે,
શો દુખે છે તમે દુખિયા રે, કે કેમ વેઠો તમે પરદેશ રે

આરૂ માલણને જવાબ દે છે—

નથી રે અમે કોઇ રાજવી રે, એમ નથી ફરતા અમે ગાજરે,
પૃથ્વીરે પ્રદક્ષિણાને કારણે રે, નિકળ્યા મુલક જોવા કાજરે,
નામ ઠામ તો ત્યા બતાવિયે રે, જ્યા થતું હોય વિવા કેર કામરે,
આ શેહેર શોભિતું જોઇને રે, જઇશુ અમે બીજે ગામ રે.

ગજરાની વાત સાભળીને માલણ બોલી—" ભાઈ હાલ આ શેહેરમા કોઇ પરદેશીને જવા દેતા નથી, કેમકે હમારો રાજા રૂપસંગ ફુલદેને પરણવા સારૂ ગયો છે. પણ તે કાંઈ તેને દાદ દેતી નથી તેથી રાજા તેના મુલકની આસપાસ ફરયા કરે છે ને પરણતા જતો નથી, તેમ પાછો આવતો નથી. "

એ વાત એમ છે કે ચંપાવતી નગરીનાં રાજાની કુંવરી ફુલદે વરવા જોગ થઈ છે. તેમ ગજરા મારૂને વરવાનું વ્રત લઇને ગોરને ચંપાધડ મોકલ્યો. ગોર જ્યારે ચંપાધડ ગયો ત્યારે તેણે મારૂને દેશવટે કાહડેલાની વાત જાણી, તેથી નિરાશ થઇને પાછો ફર્યો. રસ્તે રૂપસિંહનો મુલક આવ્યો ત્યાં રાજાને જુવાન જોઇ ગોરે વિચાર્યું કે ફુલદેએ ગજરા મારૂને નજરે જોયો નથી તેથી તેને નામે રૂપસિંહને ઠોકી બ્રાડીશ તો એ કયાં જાણવાની છે ? ને મારૂ ઇનામ પણ પાડશે. ફુલદેના રૂપની ચર્ચા બધાય મુલકમાં પ્રસરી છે તેથી રૂપસિંહે ગજરા મારૂનું નામ ધારણ કરીને પણ ચંપાવતી જવા કબુલ કર્યું. જાન ચંપાવતી જઇ પોહોચી ત્યારે ફુલદેને વિચાર સુઝયો કે ગજરા મારૂ ચતૂર છે માટે પેહેલાં તેમનું પારખું લઉં. એમ ધારીને તેણે ધોળો, પિળો, રાતો, કાળો, લીલો, કાબરો, ને ફરતો એવા સાત પડદા બાંધ્યા ને કહાવ્યું કે રાણીએ પડદા બાધ્યા છે તેની સમશ્યાનો ખુલાશો કરીને વરવા આવવું. હવે રાજા રૂપસિંહને પડદાની વાત કાંઇ ખબર નથી તેથી મૂહરત જોઇને પડદા ખોલવા આવવાનો વદાડ કરીને આસપાસ ફરયા કરે છે. દરમિયાન ખુલાશો કરે એવો કોઈ ચતૂર પુરૂષ શોધી લાવવાને ચારે દિશાએ રાજાના અનુચર ફરી વલ્યા છે.

માલણને મોઢેથી ફુલદેનું નામ સાંભલતાંજ ગજરાને ચંપાદેયે સકન આપતી વેળા કહેલી વાતનું સ્મરણ થયું. પણ થાક્યો પાક્યો ને ભુખ્યો છે તેથી માલણને એક મોર કાઢી આપીને કહ્યું કે મને શેહરમાં કયાંઇ ઉતારો અપાવ. માલણ બોલી "વીરા ! રાજા નથી તેથી ગામમા કોઇ પરદેશી સ્વારને જવા દેતા નથી કે રખે રાજ ઝોટી લીએ. તારી મરજી હોય તો મારો ભાઈ દેશથી આવ્યો છે, એમ દરવાનને કહીને તને મારે ઘેર લઇ જઉ," એમ કહી માલણ તેને પોતાને ઘર લઈ ગઈ. ત્યાં ખાઇ પીઇને આનંદમાં દિવસ ગુજાર્યો. પછી ગોરસ વેળા ફુલદેનાં શેહર તરફ કૂચ કીધી. ત્યાં આવી એક ધર્મશાળામાં ઉતારો લીધો. રૂપસીંગ રાજાના એક છુપા

જાસુએ ગજરાને જોતાં જ તેને બત્રીસ લક્ષણો જાણી મજરો કરીને પાસે બેઠો. એક બીજાની ખબર પુછયા પછી રૂપસીંગના સેવકે તેને સાત પડદા છોડવા વિશે પુછયું. પરદેશિયે હા કહી, તેથી સેવકે ખુશીથી ફુલદે તથા પોતાના રાયનું વૃત્તાંત કહી સંભલાવ્યું. પછી નક્કી કર્યું કે રૂપસિંહ પોતાના વસ્ત્રાલંકાર મોકલે તે પેહેરીને ગજરા મારૂ ફુલદેનાં પડદા છોઠી આવે ને રાજા તેને અતુલ ઇનામ અર્પે.

અનુચરે રાજા પાસે જઇને સર્વે નિવેદન કીધું ત્યારે તે ખુશી થયો અને તેની સાથે ખાસ વસ્ત્રાલંકાર મોકલાવી રાણીને કહાવ્યું કે આજ સાંજરે રાજા પડદા છોડવા આવશે. તેથી શોલે શૃંગાર સજી અને નવરંગી ચીર પેહેરી બની ઠનીને સાંજ સમયે ફુલદે રાણી રાજાની વાટ જોતી ઝરૂખે બેઠી છે. તેવામાં તેની નજર એકાએક પોતાના મેહેલ તરફ આવતા અસ્વાર પર પડી ને તેને જોતાંજ તે છક થઇ ગઈ.

મહા મૂલ્યવાન વસ્ત્રાભૂષણ સજીને કોઇએક પરદેશી રાજમાર્ગે પોતાના રેવંતને નચાવતો ખેલાવતો ફુલદેના મેહેલ તરફ ચાલ્યો જાય છે. તેને જોવાને લોકોનાં ઝુથ બેઉ બાજુએ ભેગાં થયાં છે. સ્વર્ગમાંથી જાણે ઇંદ્રરાજા આવ્યો હોય એવો તે શોભતો હતો. તેની કાંતી જોઇને ભલી ભલી સતિ અને પતિવ્રતા નારીનાં મન પણ વિહ્વલ થયા, અને સર્વે લોક તેની પછવાડે ગાંડા થઇ ચાલ્યાં. અલૌકિક રીતે રેવંતને નચાવતો નચાવતો તે રાણીના મેહેલ સામે આવી પોહચ્યો. જેવા બન્નેનાં નેણે નેણ મળ્યાં કે તેણે તે જ વખતે એડ મારી તાખારને એવો તલપાવ્યો કે જે જરૂખામાં રાણી રાજાની રાહ જોતી બેઠી હતી ત્યાં જઇને તે પોહોચ્યો. જોત જોતામાં વિજલીની માફક તે સર્વે લોકોની નજર આગલથી ગૂમ થઇ ગયો. આ કૌતકથી રાણી ગભરાતની મારી તરત પડદામાં ગઇ. દાસી ચંચલ એટલે ઝટ આવીને ઘોડાને ઝાલ્યો અને વર—રાજાને ત્યાં એક કનક બાજઠપર બેસાડયો. હવે રાણીયે ત્યાં સાત રંગના પડદા બાંધ્યા

છે, તેનો જેમ જેમ રાજા ખુલાસો કરતો જાય છે તેમ તેમ દાસી તેને વેગળા ખસેડે છે.

પ્રથમ ધોળો પડદો.

પડદે આવ્યારે મારા વાલમારે, મને કોહોની પડદા કેરી રીતરે
ધોળોરે પડદો કહી દાખવોરે, વરમાળ આરોપું આણી પ્રીતરે.

રાજાનો ખુલાસો.

ધોળાંરે રાણી વનમાં ધન ચરેરે, જાણો ધોળા તે વન કપાસરે
ધોળી તે પુરૂષ માથે પાઘડીરે, જે શોભતી છે બારે માસરે.

પિળો પડદો.

ભલે કહો ને ભલે આવિયારે, કાંઇ ભલો ભજવિયો છે રંગરે—કાંઇ
પિળો પડદો કહી દાખવોરે, પોઢાડું તમને સેજ પલંગરે—પોઢાડું.

ખુલાસો.

ધોળોરે પડદો રાણી પાછો કરો રે, પછે પિળાની સુણજો રીતરે,
ઘડી એકમાં રે રાણી કહી દાખવું રે, પરણી લઈ જઇયેં ખચીતરે;
પિળો તે રાણી વનમાં પોપટો રે, વળી પિળી છે ચણાની દાલરે,
પિળો ગોરાદીનો છે કંચવો રે, કસી કસી પેહેરો આણી વાહાલરે.

રાતો પડદો.

ભલે કહો ને ભલે આવિયારે, તમે ભલો ભજ્યો છે રંગરે—તમે
રાતો પડદો કહી હવે દાખવો રે, તમને પોઢાડું સેજપલંગરે—તમને

ખુલાસો.

પિળો રે પડદો રાણી પાછો કરોરે, રાતાની પછી સુણજો રીતરે,
એક ઘડીમા રે કહી હું દાખવુંરે, રાણી પરણું આણી પ્રિત રે;
રાતી તે વનમાં ચણોઠડી રે, રાણી રાતો છે કસુંબો મજીઠ રે,
રાતો છે ગોરાદીનો ચૂડલો રે—બારે માસ પેરતો દીઠ રે.

કાળો પડદો.

ભલે કહો ને ભલે આવિયારે, રાજા ભલો ભજવિયો છે રંગ રે,
કાળોરે પડદો કહી હવે દાખવોરે, હું તો લડાવું તમને ઉચ્છરંગ રે.

### ખુલાસો.

રાતોરે પડદો રાણી પાછો કરોરે, પછી કાળાની સુણજો કહેણુ રે
પલક એકમાં ભાળીને દાખવું રે, રાણી સાચેરૂં જાણો મજવેણુ રે;
કાળો રે રાણી વનમા કોશિયોરે, તેથી કાળેરા ઉડે છે કાગ રે
કાળો ગોરાદીનો ચોટલો રે—જાણે શોભે વિશ્યલ નાગરે.

### લીલો પડદો.

ભલે કહો ને ભલે પાડવ્યારે, રાજા ભલો મલિયો છે સંગરે—રાજા
લીલોરે પડદો કહી તમે દાખવોરે, જોઇયે કેવો છે તમારો ઢંગરે—જોઇયે

### ખુલાસો.

રાણી કાળોરે પડદો તમે ખસવોરે, પછે લીલાની સુણવા ધરજો હોડરે
પલકારામાં તે તો તમને દાખવુંરે, કામિની કરીશુ પુરા તમારા કોડરે;
લીલો તે વનમાં પાલોળિયોરે, રાણી લીલો છે જવનો છોડરે
લીલો તે ગોરાદીનો સાલુડોરે, ઓડતાં પોહેંચે તેના કોડરે.

### કાબરો પડદો.

ભલે કહો ને ભલે સાંભળોરે, રાજા ભલો ભજવિયો રંગરે—રાજા
કાબરો પડદો કહીને દાખવોરે, પોઢાડું તમને સેજ પલંગરે—પોઢાડું

### ખુલાસો.

લીલોરે પડદો રામા ખેસવોરે, કાબરાની પછી કરશું વાતરે—કાબરાની
પલકમાંરે તેનો ભરમ ભાંગશું રે, ત્યારે થશે હમને નિરાંતરે—ત્યારે
કાબરાં રબારી ઘેર ઘેટડાંરે, વળી કાબરી ભાવસારની ભાતરે—વળી
કાબરી છે ગોરાદીની આંખડીરે, તે તો આંજતી માજમ રાતરે—તે.

### ફરતો પડદો.

ભલે કહોને ભલે સાંભળોરે, રાજા ભલો ભજવિયો રંગરે—રાજા.
હવે ફરતો પડદો તમે દાખવોરે, પોઢાડું તમને સેજ પલંગરે—પોઢાડું

ખુલાસો.

માપરીરે પડદો પદમણી હકવોરે, સુણજો પછી ફરતાને ધરી ઉલ્લાસ રે
જોનાંમારે તમને હું મિઝરું રે—પરણીને રાખું નિશ્ચે પાસરે;
ફરતો રે ઘાંચીઘેર બલદિયોરે—વળી ફરતો કુંભારઘેર ચાકરે
ફરતો ગોરાદીનો રે રેંટિયોરે—જેની સોના વરણી છે તાકરે.
સાત છોડયા ને વળી છોડશો રે, રાણી પુછો તે જવાબ દઊંરે
રાખું રખે હૈયામાં ઓરતો રે, અણ દીઠે પુછો તે હું કહું રે.

રાણી કહે છે.

રૂપ જોઇને રાચી હું છું સાહબારે, કથન સુણીને લાગ્યાં મોહબાણરે
પેલા ભવનાં રે પુન્યે પામિયેરે, સ્વામિ ચૌદ વિદ્યા ગુણ જાણરે;
પડદારે છોડયા મારા વાલમારે, હવે રેહેતી નથી હૈયે ધીરરે
વરમાળ આરોપું હું હેતસુંરે, કરી થાપું નણદી કેરો વીરરે.
ભલા કલા ને ભલા સાભળ્યારે, ભલો ભજવિયો રાજા રંગરે
ગડબડ પડદો ભણિને દાખવોરે, જેથી પોંહચે મનના ઉમંગરે.

રાજા ખુલાસો કરે છે.

પડદા પાછા કરો હવે કામિનીરે, તમે આવી બેસો સનમુખરે
ગડબડ પડદો ભણાઉં પ્રેમથીરે, પમાડું પરણીને મહા સુખરે;
ગડબડ રે રાણી ઘી ને સાકરૂં રે, ગડબડિયો જાણો કંસાર રે
ગડબડ રે રાણીની ફુલસેજડીરે, પોહોડે તેમાં ફુલંદે નાર રે.

રાજા પડદા છોડી રહ્યા પછી રાણિયે લગ્નની તૈયારી કરાવી. મારૂ પોતાને ઉતારે આવીને રૂપસીંગના સેવકને વસ્ત્ર ભુષણ સોંપી દીધા. રૂપસિંહ તે જ પોશાકમા પરણી આવ્યો ને મારૂ રાતો રાત નિસરી ગયો. રાજા રાણી પરણ્યાંને બીજે દિવશે જાન ચાલી. શહેરની લગભગ આવી પોંહચ્યા ત્યારે મારૂ સામે આવતો મળ્યો. દૈવયોગે તેનો ઘોડો ચમક્યો ને તેણે નાસવાજ માંડયું. મારૂ ઘણોયે તેને ખેંચી ધરે, પણ તે થોભ્યોજ નહિં. રાજાના લાવલશકરમાંથી તે ફલંગો ભરતો

ચાલ્યો. એવામાં મારૂના શીરપરનું મોડ્યું વાયુના વેગે ઉડી ચાલ્યું ને તેનો અંબોડો છુટી જઇને તેની પીઠપર વાદીગરના નાગની માફક નાચવા મંડયો.

પુલદે રાણીને અત્તરની સોરમ આવેથી તેણે દાસીને પુછ્યું:—

નથી રે સરૈયા ને નથી હાટડાંરે, અત્તર પ્રમલ મજને કયમ થાયરે
ચંપો મોગરો ને જુઇ ચંપેલડીરે, એથી ખસબો કહી નવ જાયરે.

ત્યારે દાસી આસપાસ જોઇને રાણીને કેહે છે:—

પડદા છોડી ગયા રાજવી જેરે, એવો સંદેહ મજને થાયરે
જાણે એજ ઘોડો એવો સાહબારે, જાણે ગજરો મારૂ ચાલ્યો જાયરે;
ચપલ -તોખાર છે એમનો રે, દીસે છે પોતે રાજા બાળેવેશ રે
સુગંધ આવીરે રામા ત્યાંથકીરે, વિખરાઇ પડયા છે શીરના કેશરે.

રાણી અને દાસીનું સંભાષણ ચાલે છે એવામાં એક જરકસી રેસમી મોડ્યું પવનના સપાટાથી ઉડતું ઉડતું આવીને રાણીના રથના મોગરામાં ભેરવાયું ને પતાકાની માફક ઉડવા લાગ્યું. તેનો ઓળો દાસીનાં ઉપર જોઇને રાણિયે તેને પુછ્યું કે, વળી આ શું કૌતુક ! સારથી પાસેથી દાસિયે મોડ્યું માગી લીધું અને રાણીના હાથમાં તે આપ્યું તો તેમાં એની એજ ખસબો હતી. રાણી હાથમાં લઈને જોતાજ રથમાં ઢલી પડી. દાસીએ તેની આસનાવાસના કરીને કેટલીક વારે સાવચેત કરી, ત્યારે પુલદેએ પુછ્યું કે પડદા છોડાવવા એ આવ્યો હતો ત્યારે મારી સાથે પરણ્યો તે કોણ ? દાસી બોલી કે રૂપસીંગ રાજાયે તમારો હાથ ઝાલ્યો છે ને હવે તમે એના રાજમાં આવ્યાં છો ! આ સાંભલતાંજ પુલદે રીશમાં ચડી ને તેણે નીમ લીધો:—

ઝટપટ દાસી પડદો ખોલજેરે, મજને મારૂ જોવાના ખંતરે
રાય રૂપસીંગ મારો બંધવોરે, હોય ગજરો મારૂ મારો કંથરે;
રાયરૂપનો ચુડો મેં ભાંગિયોરે, ગજરા મારૂનો ચુડલો હાથરે,
હવે શેહેર એનામાં નહીં સાંચરૂં રે, હું તો નહીં જાઉં રથની સાથરે.

એટલું બોલી રહ્યા પછી રાણી પડદો ઉચો કરીને જોય છે તો ગજરા મારૂને રાજા રૂપસિંગ સાથે વાત કરતાં જોયોઃ—

ક્યારે દેશના તમે રાજવીરે, વળી શું છે તમારૂં નામરે-વલી.
શારે કારણ પરદેશ નિસર્યારે, એવું શું પડયું છે તમને કામરે-એવું.
કોના દુઃખેરે તમે દુખિયારે, દીસો છો હજી બાળેવેશરે—દીસોછો.
રાજ તેજ મુખે તગતગેરે, કેમ છોડયો તમારો દેશરે—કેમ.

• રાજાની વાણી સાંભળીને મારૂ જવાબ આપે છેઃ—

અમે નથીરે રાજા રાજવીરે, છેટેરૂં છે મજ ગામરે—છેટેરૂં.
આવ્યો છું રે હું પરદેશમારે, રાજા સેર અન્ન મલવાનુ કામરે—રાજા.
નામરે મારૂં નથી પાડયું રે, ઠાકોર કેહે છે મજને સઉરે—ઠાકોર.
હેત કરીને મજને જે રાખશેરે, તેની નિશ્ચ હજુર રહું રે—તેની.

આવા ભોળા અને ખુલ્લા જવાબથી રાજા તેના પર વિશેષ મોહ્યો અને તેના વખાણ કરવા લાગ્યો. પછી તેને પગાર વિષે પુછયુ, ત્યારે મારૂયે માસના સવાલાખ સોનૈયા કહ્યા આથી રાજાના મોનો રંગ ફેરવાયો અને વિચારમા પડયો કે એ તો મારા લશકરની આખા વરસની ખરચી થઇ. કદાચ ના પાડું છ તો મારી આબરૂ જશે, અને રાખું છ તો મારો ખજાનો ખુટશે. રાજા ફીકરમા પડયો તેથી ઠાકોરે તેની મનોવૃત્તિ કળીને કહ્યું કે, "રાજા જે તારી મરજી હોય તે બોલી દેઃ—મારે ખાતર નકામો શોચ તુ ના કર!" ઠાકોરના આ બોલવાથી રાજા એકજ નિશ્ચય કરીને બોલ્યો—" ઠાકોર ભલે રોહો, આ રાજ તમારૂં છે!"

સેઠ સાહુકાર, અમીર ઉમરાવને સાથે લઇને રૂપસીંગ બહુ ધામધુમથી શેહરને દરવાજે આવ્યો, ત્યારે ફુલદે રાણીયે પોતાનો રથ બાજુએ રખાવ્યો. તેની ખબર રાજાને થતાજ તેણે આવીને રાણીને આમ કરવાનું કારણ પુછયુ. ત્યારે રાણિયે કહ્યું કે હાલ મારે બાર માસ સુધી શેહેરમા આવવાનો નિમ છે, માટે હૂં તો શેહેર બાર આ

સરોવરને તટે જે એક દંડી મેહેલ દેખાય છે, તેમાંજ રહીશ. પછી રાજાયે રાણીને તે મેહેલમાં રાખ્યાં.

મારૂ રોજ કચેરીમાં જાય છે અને રાજા સાથ એકાદ બાજી ખેલીને પાછો માલણને ઘેર આવીને રેહે છે. એમ કરતાં કેટલાક દિવસ વહી ગયા, પછી રાજાને મારૂનો ખરચ ભારે પડવા લાગ્યો તેથી તેણે એક દિવસે પ્રધાનને બોલાવી એકાંતમાં ઠાકોરનો કાટ કાહાડવાનો વિચાર કીધો. પ્રધાને કહ્યું કે કાલે એને પશ્ચિમ દરવાજે ચોકી ફરવાને મોકલિયે તો પેલો રાક્ષસ રોજ ત્યાં આવી માણસોનો ભોગ લે છે ને એને ખાઇ જશે એટલે બારાંપાણિયે ખસ જશે.

બીજે દિવસે જ્યારે ઠાકોરે કચેરીમાંથી ઘેર જવા માગ્યું ત્યારે તે રાત્રે પશ્ચિમ દરવાજે જઇ ચોકી કરવા તેને રાજાયે કહ્યું. ગજરો પાધરો ઘેર આવીને માલણને હકિકત કહી સંભળાવી. માલણ માથુ ધુણાવીને બોલી કે બેટા! "હવે તારાપર રાજાની નૈયત બિગડેલી જણાય છે. પશ્ચિમ દરવાજે તો રોજ રાક્ષસ આવી માણસને ખાઈ જાય છે, અને ત્યાં તારો ઘાત કરવાને રાજાયે તને તે મચકુર ન કળવતાં ચોકી સુંપી છે!" માલણને મોહોડેની આવી વાત જાણી મારૂ તો ઉલટો મદમાયો કે રાક્ષસની તે શુ બિસાદ છે? પલકમાં પાડીને પિંડ ચુકાડીશ! પછી સાંજ સમયે ઠાકોર શસ્ત્ર સજી સાબદો થઇને પશ્ચિમ દરવાજે ગયો. હમેશના રાબેતા પ્રમાણે દરવાજે બંધ થયા કેડે ડોકાબારી પણ બંધ કરતા હતા. પણ આ રાત્રે ઠાકોરે ડોકાબારી ખુલ્લી મુકી પોતે નાગી તરવાર ધરીને ઉભો. મધ્યરાત્રને સમયે રાક્ષસ ભુમબરાડા પાડતો આવ્યો. દરવાજાની બારી ખુલ્લી જોઇને તે મલકાયો કે આજ તો આપણા મોટા ભાયગ કે બારી ફોડવાની માથાકુટ ટલી. પછી તે બારીમાં માથુ ઘાલીને જેવો અંદર પેસવા જાય છે તેવામાં તો "ઉભો રહે કુતરા!" કહી ઠાકોર બરાડયો. બે ઘડી લડાલડી કરીને તેણે ગરદનપર એક ઝટકો ફટકાર્યો, જેથી તેનું ધડ અને શીશ વેગળાં થઈ પડયાં. પછી તેના નાક કાન કાપી લઇને માલણને ઘેર જઇ

સુઇ રહયો. રાક્ષસના મરણની અફવા સવારના ગામમાં તેમજ દરબારમાં ફેલાઇ ગઈ, ત્યારે તો રાજા અને પ્રધાન બન્ને ખુશી થઇને તેને મોટું નજરાણુ કર્યું

પેલા એક ટી મેહેલના સરોવરમા ઠાકોરના રેવતને ઢરરોજ તેડૂ રાવત પાણી પાવાને લઈ જાય છે ત્યા એક દિવસે ગેઈ બાઇયે રાવતને કહ્યું કે, “ તારા ઘોડાનો ૭ માસનો પિયાવો ચડયો છે તે ચુકાવી આપ, નહિતર કાલે લતો આવજે કદાચ તારો સરદાર પિયાવો આપવાને આનાકાની કરે તો તેનેજ રેવત લઇને મોકલજે” ઠાકોરે રાવતને મોડેથી આવો તગાદો સાભળીને, બીજે દિવસે પોતે સરોવર ગયો અને ઘોડાને પાણી પીવા સરોવરમા છોડયો ઠાકે ને પાણી પાતા જોઇને દાસી છછેડાતી આવી ને બોલી—

નથી ખણ્યા મા ને નથી ચણાવિયારે, નથી દાદે બધાવી પાળરે,
નથી ચમ્નુ આચજ મેળનુરે, પરદેશી પીનો તુરી તુ ખાળરે

ઘોડાને સરોવર છોગ મુખી દઇને ઠાકોર કહે કે કે મારે દાદે નવસે વિવાન સરોવર બધાવ્યુ છે, ને તુ આ ખામોચિયાને શુ ટુવા બેઠી છુ ?

નવસે ઊભા તળાવ મારા બાપનુરે, ગમા તુ કોને ચગાવે છે ગાળ
જે આવે તે પાણી જાય ત્યા નીરે, શુ ચ્વે ખોબની તલાવની પાળરે

તારા તો ભોપાળ તાળ ઓર તાલ તલૈયા
ઘડનો હે ચ તાલડ, ઓર વડ કેના વૈયા ?

પછી ઠાકોર ઘોડાને એથી રાખીને બોલ્યો

કેહેનામા તુરી તજે ખાગિયેરે, એથી ઝાની સુનેરી લગામ રે
પાણીથી થયારે ગમા પાતળારે, લોની નિરના મનગમના દામ રે

કદાચ તમારૂ પાણી મોઘુજ હોએ તો લ્યો આ એનુ મુલ !
એટલુ બોલી, હાથમાથી હેમનુ કડુ કાઢીને મેહેનમા નાખે છે—

એ વેળા દાસી રાણીને કેહે છેઃ—

આજરે મારી ચઢી નદાળજેરે—ખાઇ એ ગજરા મારૂ નિરધારરેઃ

ત્યારે રાણી તો ગજરા મારૂનું રૂપ લઇને બેઠી હતી તેથી દાસીને કેહે છેઃ—

સાચાં-મોતી જો હોય છોકરીરે, તો તને હું આપું એકાવલ હારરે.

એટલું સાંભળતાંજ દાસી ખડડડડડ કરતી ઉતરી મેડીલની બાર આવી ઘોડાની રાંગ સાહીને બોલી—

ઘણાં દીનો વિજોગડો ભાંગવારે, તેડે તમને કુંવર નારરે—તેડે.
મેડીએ પધારો મારૂ પાનવારે, રખે લગાડો કાંઇ વારરે—રખે.

દાસી ઘોડાને છોડતી નથી ને તેને મારૂ કેહે છેઃ—

સાચા-મોતી જો હોય છોકરીરે, અમે એમ ન આવિયે પરદ્વારરે
પર બુદ્ધિયે ખોઇ લાજનેરે, પેટ ભરી ખાઇયે પેજારરે

હજી મારૂ બોલે છે એટલામા સોળે શૃંગાર સજીને હાથમા જળની સોનાની ઝારી લઇને કુંવર રાણી ત્યાં આવીને ઉભી અને કેહે છેઃ—

સોળે શૃંગાર હાકોર મેં સજ્યારે, મજમા ખાપણુ દીસે તે ટાહડરે
તુજને જળ પાવા કારણેરે, હવે આવી હું તમે છોડોની રાડરે.

રાણી જમણે હાથે મારૂને જળની ઝારી આપતાં કેહે છેઃ—

લ્યો મારૂજી તમે જળ પિયોરે, મારાં જમણા હુખેકે અંગરે
મુકો હવે તમે મન મનામણાંરે, રખે રામાની કરો આશા ભંગરે.

મારૂ જળ લેતો નથી ને કેહે છેઃ—

જળ પિવાની મારે આખડીરે, મોડે બોલ્યાના મારે વ્રતરે
પર રોપાની પ્રિત રાણી પરહરોરે, જવા દો મજને તજી તમ હકરે;

પર મલક ને પર રાજ્યમારે, ગણી નથી બોલ્યાનાં લાગરે
માથા વઢાય ને ધડ રડવડેરે, આખો કોતરે કાળા કાગરે.

• ત્યારે રાણી કેહે છેઃ—

અગર ચંદનની રે કાડી મંગાઉંરે, ઠાકોર ખડકાઉં હું ચેહરે;
ગજરે કારણ તમને કોઇ મારશેરે, બળશું સંગાથે આપણ બેહરે.

રાણી હઠીલી થઇને ઉભી. સમજાવી સમજતી નથી. નથી પોતે ત્યાંથી જતી અને નથી મારૂને જવા દેતી. એ પ્રમાણે રગજક કરતા પોહોર વીતિ ગયો, પણ રાણી એકની બે થતી નથી. ગજરાને આટલી વાતચીતથી મોહબ્બત વાગી રહ્યા છે, પણ કોઇ ન જાણે તેવી રીતે જઇ મલવાને ઠરાવી હાલ તો લાગ જોઇને તે ત્યાંથી નાઠો. તેની જાળથી છુટીને શિકારને જ્યારે રાણિયે નાસતો જોયો ત્યારે —

ઘણારે દિવસનો વિયોગ ભાગિયોરે, મજને ઉમંગ ઘણો વાધ્યો અંગરે
મેહેલે પધારાવત પ્રિતમ પાતલારે, તમને પોઢાડત મેજ પલગરે,
ઠાકોર ડગલુ રે ભરો તો મારા સંમછેરે, રામ તણી છે તમને આણરે
સોના કુંડિયે રાજા જળ ભરૂરે, ધોડાને નિરૂ હું નાગર પાનરે.

રાણી બોલે છે એટલામા તો તે દરવાજામા તીરની માફક પેગી જઇને તેની નજરથી ગૂમ થઇ ગયો. ત્યાથી મારૂ નિકલ્યો તેવો પોતાને ઉતારે આવીને થોભ્યો. ઘરમા આવી તે માલણને કેહે છે કે "માડી! મને ભુખ લાગી છે તેથી ઝટ ખાવાનું કરી આપ!" તે વખતે માલણ રાણીને સારૂ હાર ગુંથતી હતી, તેથી તે રાધવા ગઈ ત્યારે ઠાકોર તેના ફુલ ગુથવા બેઠો. ચાદર ગુંથીને તૈયાર કીધા બાદ રાણીને સારૂ ચોળી ગુંથતા તેણે પોતાની અંગુઠી ગુઠી લીધી અને એક છાબમા ચોલી, ચાદર અને ગજરા તૈયાર કરીને મેલ્યા એટલે માલણ રાધી રહી અને ઠાકોરને જમાડીને પોતે છાબ લઇને ચાલી. માલણના હાથમાથી ચાદર લઇને રાણિયે ઓઢી લીધી, ચોલી પેરી, અને ગજરા હાથમા ઘાલ્યા પછી તેણે માલણને પુછ્યું "સાચું બોલ! આજે ફુલ કોણે

રૂચ્યા છે ?” ત્યારે તે બોલી કે દેશથી મારી બેન આવી છે તેણે રૂચ્યા. તેથી ગણીએ કહ્યું કે કાલે તારી બેનને સાથે લેની આવજે—નીશ તો ગરદન મરાવીશ !

ત્યાંથી નિકલીને માલણ ઘેર આવી ત્યારે ઠાકોર જુતે બેઠો બેઠો હુકો ગગડાવતો હતો માલણે પોતાની વિનકવાતી વર્ણવી સંભળાવી નિશાસો મુકીને બોલી, “હવે મારે બેન કે કોઇ નથી, તેથી આ જુદારાનો હવે શો ઉપાય કરવો તે સુઝતો નથી. મને તો કાલે ગરદન મરાવશે!” એટલુ બોલીને તે તો છાતી ફાટ રડવા બેડી ત્યારે ઠાકોરે બેનનો વેશ ધારણ કરીને સાથે જવાને કબૂલ કર્યું તેથી તેને ધીરજ આવી. બીજે દિવસે જવાનો વખત થયો ત્યારે ઠાકોર ઠકરાણીનો વેશ લઇ મની'નીને માલણ સાથે રાણીને મેહેલે ગયો.

ત્યા પેહેલે પોળગીરે માલણને પુછ્યુ કે એક માણુસને આવવાનો હમારનો હુકમ છે તો આજે તમે બે કેમ આવ્યા ? માલણે કહ્યું કે એ તો મારી બેન દેશથી મને મળવાને આવી છે, તેને બોલાવી છે, તે નહ જાઉં છુ એ પ્રમાણે છ પોળો વટાવી અને સાતમી આવી. ત્યા એક આવજો પોરેગીર હતો તેણે પુછ્યુ, “કોણ એ માલણ કે ? અને તારી સાથે બીજું કોણ છે ?” માલણ બોલી “કેમ ભાઇ ! બેરા છો કે ? એ તો મારી બેન દેશથી આવી તે છે.” આધજો બોલ્યો “બોન રા—નારા ભાઈ કે બેન !” માલણ બોલી—“હવે તમે ઘરડા થયા તોપણ તમે તેના તે જ રહ્યા. મજાક મુકતા નથી ?” આધજો બોલ્યો, “હુ કે તું તેના તે જ રહ્યા ! પગના અવાજથી તો પુરૂષ જણાય છે કે ને તુ કેહે છે કે મારી બેન આવી છે હવે એ કેમ મનાય ? વા, જોઉં, લાવો તમારા બન્નેના હાથ !” તે ચાર હાથ પોતાના હાથમા ઝાલીને તપાસી જોઇ ઠાકોરનો હાથ પકડીને બોલ્યો “નિશ્ચે આ પુરૂષ છે !” તેની આવી પરિક્ષા જોયા પછી તેના હાથમા સો રૂપિયાની કોથળી મેલી કે તે લેવાયો ! “જાઓ જલદી પાછા આવજો—હુ તો આધજો થઇને સુઇશ, પણ પેલા દેખતાઓની શી વલે

થશે !" પછી માલણ તેની સાથે હમી બોલીને મેહેલમાં દાખલ થઇ. ત્યાં ઠાકોરે પોતાનો મરદાની પોશાક પરિધાન કરી લીધો. પછી રાણીને મલ્યો અને તેની સાથ હાસ્યવિનોદમાં રાત્ર ગુજારી. વાંણુ વાતાં પહેલાં પોતાને ઘર આવે છે ત્યારે માર્ગમાં તેનો રાવત મળ્યો, જે તેને પુછે છે કેઃ—

આજની રે આંખો રાતડીરે, ઠાકોર દિસે ઉજાગરાનું ઘેનરે
કિયેરે મેહેલે રંગ માનિયો રે, જાગ્યા હો ઠાકોર સારી રૈનરે,

રાવતને ઠાકોર જવાબ આપે છેઃ—

અમે ગયાતા રાયની વાડિયેરે, ભુંડા સાથી મલ્યા દસવીસરે
કેસર કસુંબા રૂડા ઘોલિયાજે, ત્યા પાવાની મચી રહી ગીસરે.

રાવતને વેહેમ પડેથી પાછું પુછે છેઃ—

અમલની લહેર મારે ખારીરે—ઠાકોર કયા રમીઆ મધરાતરે
તમારે અંગે બહેકે ફુલ વાસનારે, કહોને કંઇ સાચી વાતરે.

ઠાકોર બોલ્યો—

હમેરે ગયાતા ફુલવાડીએ રે, ત્યા મચી અમલ કસુંબાની ગીસરે
પીધુ ને પાયું બાંધવોએ હેતસું રે, પછી લીધા ગજરા દસ વીસરે.

રાવત પાછો બોલ્યોઃ—

અમલની કેફો ઠાકોર ઘેરિયોરે, આનો માર્યો સોરંગીના બાણરે
નેણ ચલકે છે નારી નિરખ્યાનાજે, શું સમજાવો ચતુર સુજાણરે ?
જુદા બોલનાં જે મારા મારૂજી જે, તમે જુદાં કેમ બોલો છો વેણરે
તમે મલ્યાના ફુલહેની મેહેડીએરે, તમારાં ફુલભર્યા મ્હેકે અંગરે.

રાવતની વાત સાંભલી ઠાકોર ડોલા ફેરવી ચાલી ગયો કે પછી રાવત પોતાને રસ્તે પડયો. પછી ગજરાએ માલણનાં ઘરથી તે મ્હેલ સુધી ભોંયરૂ ખોદાવી નિત્ય રાણીની પાસે આવજા કરવા માડયું. એમ એક દિવશે તેઓ બન્ને બેઆ છે—તેવામાં રાજા આવી પુગ્યો

કે રાણીએ ગજરાને એક ઓરડામાં સંતાડયો. રાજા આમ તેમ જુએ છે એટલામાં તેની નજર એક મંદીલપર પડી. તે મંદીલ રાજાયે ઓળખ્યું. એવામાં રાણી રાજાની પાસે આવીને બેઠી ત્યારે રાજા પુછે છેઃ—

રાજા કેહેરે રાણી સાંભળોરે, કાંઇ પુછી પામું હું પાર રે
સાચું બોલોરે સતવંતી રે, રાણી કેટલા પુરૂષ ઘેર નાર રે.

ત્યારે રાણી જવાબ આપે છેઃ—

સાચું કહું રે રાજા સતવંતારે, સુણજો તમે સઘળો સાર રે
પતિવ્રત અમે પાળિયે રે—છિયે ચાર પુરૂષ ઘેરનાર રે.

રાજા પાછું પુછે છેઃ—

પતિવ્રતા નારી છે એકની રે, તમે કહ્યા ચાર તે કોણ રે
પર પુરૂષ સાથે તે તો બોલનાં રે, પ્રથમ ગણે ભાઇ બેન રે.

રાણી એનો જવાબ આપે છેઃ—

પલંગ મારામાં રાજા પોઢતી રે, તેમાં પ્રથમ પાયા નર ચારરે
તેની વચમાં રે સુવું મારે રે, માટે ગણયા મેં ચાર ભરથારરે;
સાચું કહે રાજા શક પડયો રે, હવે સુણીને પામજો પાર રે
જીવતાં લગી જે એક જંપિયેરે, અમે તો તે પુરૂષ ઘેર નાર રે.

રાણી તમે કહો છો કે અમે એક પુરૂષની નાર છૈયે, તે બતાવો કે કોની? રાણી (મંદીલ તરફ આંગળી કરીને) કેહે છે કે આ મંદીલ પેરનારની! રાજા પુછે છે એ મંદીલ કોનું? રાણીયે જવાબ આપ્યો કે—એ મંદીલ તમારા નામનું છે. આ સરોવરને તરે ને વળી એકાંત વાસમાં મંદીલને જોઇને જાણે આજ હમારા સ્વામિ એવી રીતે સમજીને હમારા મન વાળિયે છે. રાજાએ પુછ્યું, વારુ, એ બાંધ્યું કોણે? રાણી બોલી "અહીં હમારા શિવાય બીજું કોણ છે, જે મંદીલ બાંધે? તે જેના તમારે ખાત્રિજ કરવી હોય તો હમણા હમે બાંધી આપિયે? પણ મરદના દેખતાં બાંધિયે નહી, માટે તમારી

મરજી હોય તો લ્યો એ તમારે હાથે છોડી નાખો ને પણે ઓરડામા જાઓ. પછી જુઓ અમે કેવું મંડીલ બાધિયે છે તે !" રાણીનાં એ સુકન સાભલીને રાજા મનમા રિઝાયો, અને બારથી તેવુજ ડોલ ઘાલીને બોલ્યો, "ના ના રાણી ! તમારી ચતુરાઇ હમે જાણિયે છિએ." રાજાનો ભાવાર્થ લઇને રાણી કટાક્ષથી બોલી કે—" રાજા તમે છોડશો નહીં, તો હુ તમારા સમક્ષ મડીલ છોડીને તમને પટનરે રાખી બાધી લાઉછું". રાજા ભોળો એટલે આ સ્રીચરિત્રને તે સમજ્યો નહી અને મુગે મોડે રાણીના દર એક વાક્યપર તે ભોળવાઇને મનકાયા કીધો. પછી રાણિયે જોત જોતામાં રાજાની રૂમરૂ મંડીલ છોડી નાખ્યુ રાજાને ત્યાજ બેસાડીને પોતે એક ઓરડામા ભરાઈ કમાડ વાસ્યા, અને અગાઢીના જેવુ મડીલ હાથમા લઇને તે જ દરવાજે પાછી બાર નિકળી રાજા જોઇને જ વિસ્મય પામ્યો. રાણી સાથે વિનોદ વાર્તા કરીને તે તો પછી પોતાને મેહેલે પધાર્યો બીજે દિવસે કચેરીમા ઠાકોરને માથે તે જ મંડીલ જોઇને રાજા આશ્ચર્ય થયો. તેના મનમા તે જ વેળા ખરખરો પેઠો કે રખે આનામા કાઇ કાવતરૂ હોય ! તેથી નક્કી કર્યું કે હવે એનો કાટ નિકળે તો સારૂં. ઠાકોર ચતૂર એટલે તેણે પણ રાજાના પેટનો ડંખ વર્તી લીધો. પછી તે ધીમે રહીને બોલ્યો—" મહારાજ ! આજે તમે શા શોચમા પડયા છો કેમ તમારી મુખમુદ્રા મ્લાન માલમ પડે છે ? અમારા છતા તમને એવડું કિયુ કષ્ટ નડે છે તે કહો ! શેને નકામા ઝૂરાયા કરો છો ? ઈંદ્રાદિક દેવતાએ કદાચ તમારી પ્રશસા કરી હોય તો આજ્ઞા કરો તેમને તમારી સામે લાવી ઉભા કરૂ."

ઠાકોરને આ પ્રમાણે બોલતા સાભળીને રાજા ઉલટો ગભરાયો અને વધારે કરડી નજરથી તેને જોવા લાગ્યો પણ તે સારી પેઠે સમજતો હતો કે તે ઠાકોરને જિત્યો જાય તેમ નથી પછી રાજાએ તેને એક દુતનો લાખોટો દેખાડીને કહ્યુ કે "આ . . .

દરબારમાથી આવ્યો છે. દેવીને ભોગ આપવા સારૂં કોઇ બત્રીસ લક્ષણાની શોધ ત્યા થાય છે, તેવામા કોઇયે તેની પાસે તમારી પ્રશંસા કરેથી તેણે તમારા બદલ મારાપર આ લાખોટો બિડયો છે. માટે

એના નીમિનસર હું તમને મોકલી શકતો નથી, તેમજ તેનો ઇન્કાર કરી શકતો નથી. તેથી તમે હાલ ને હાલ કોઈ વિગ્ગે નિકળી જાવો. તમારો હિસાબ ચુકાવી આપવાને તથા રસ્તા ખરચને સારૂ મેં ભંડારીને આજ્ઞા કરી છે, તે તમારે ઉતારે લઇ આવશે." રાજાએ તે જ વખતે તેને વિદાયગીરી આપી વળાવ્યો. છુટા પડતી વખતે ઠાકોરે રાજાને કહ્યું કે "તમારૂં આપેલું સર્વ ધન હું માલણને સોંપુ છુ, તેમાથી તે મારા નામનું સદાવ્રત ચાલતું કરશે, તેની તમે રક્ષા કરજો અને આ એવી વખત છે તેથી જણાઉં છુ કે હું ચંપાવડના રાજાનો દીકરો થાઉં ને મારૂ નામ ગજરા મારૂ છે!" એટલું કહી તે નિકળી ચાલ્યો.

આ સાભળતા જ રાજાના હાજા ગગડી ગયા. હવે પુષ્પદેને મારૂ જરૂર લઇ જશે એવો વિચાર આવેથી તે તેની પાછળ માલણને ત્યા ગયો. ગજરાએ માલણને અહીંની સર્વ સંપત્તિ સોપીને કહ્યું "માઇ! આમાથી મારા નામનું સદાવ્રત ચાલુ કરજે' અને એની સંભાલની રાજાને મેં ભલામણ કીધી છે તે જ્યા પણ કોઇ તારા કનેથી ખુંચી લેવા આવે તો તુ ચંપાવડમા જમાજામના બેટા ગજરા મારૂને જાણ કરજે, એટલે તે તારી સાહ્ય કરશે " પછી માલણની રજા લઇને તે ત્યાથી નિકલ્યો. રાજા લાવ લશ્કર લઇને મારૂને વળાવવા દશેક ગાઉ સાથે ગયો. એક બીજાને પ્રેમથી મલી ભેટીને તેઓ છુટા પડ્યા. રાજા ગામ તરફ વળ્યો અને મારૂ અગાડી માર્ગે ચાલ્યો પણ ખાજ પડી કે મારૂએ પોતાના ઘોડાને પાછો ફેરવી ઠેકાવ્યો તે પુષ્પદેના મેહેલ આગળ આવી ઉભો. રાજા મારૂને વિદાય કરી આવીને વેગાસર મ્હોલમા સુતો, એટલે તેને સ્વપ્ન થયાથી તે ઝબકી ઉઠ્યો અને નજીકના ઓરડામા તેની મામી સુતી હતી તેને જગાડીને કેહે છે —

ગજા કેહેછે મામી સ ભળોરે, મજને અજંપો બહુ થાયરે,
ચેહેલા પ્રહરના સ્વપ્ના આવિયારે, દિઠો મેહેલે ચડતો રાયરે; ૮

બીજારે પોહોરના સ્વપ્નમાં દેખિયાંરે, જાણે સોગઠાં માંડયાં સોળરે,
એહાં બિડલાં ચાવે પાનનાંરે, અધર દીઠાં મેં રાતાં ચોળરે;
ત્રીજા પ્રહરને સ્વપ્ને નિરખિયેરે, મામી સાચો સમજજો સારરે,
ભમર પલંગપર તો પોઢતાંરે—છે ટુટયો નવસેરો હારરે;
ચોથા પ્રહરના સ્વપ્ને ભાળ્યાંરે, મારૂને દીઠો થયલો તે સ્વારરે,
ચપળ રેવંત તેણે પલાણિયોરે, હરી ચાલ્યો તે ફુલદે નારરે.

ત્યાં રાજાને તેની મામી સમજાવે છેઃ—

સમણાં પડેરે સુકે લાકડેરે—સમણાં સમુદ્દર બેટરે,
સમણાં સાચાં ન હોય રાજવીરે, સમજ સમણાં વંધ્યાનાં પેટરે;
સમણે નિર્ધન પામે ધનરે, વળી વંધ્યાતો પ્રસવે પૂત્રરે,
સમણે મૂરખ વિદ્યા ભણેરે, દરિદ્રી સારૂં પાલે ઘરસૂત્રરે;
સમણે ભુખ્યો ભોજન જમેરે, કાંઇ તણાયે બહુ તેની કુખરે,
જાગીને જુવે તે સવારમારે, ભાલે પેટમાં ભુખની ભુખરે.

એ પ્રમાણે તેની મામિયે બહુ રીતે રાજાને સમજાવ્યો તેથી સુવો; પણ તેને કાંઇ જંપ વળી નહી. ફુલંદે ને તેની દાસી ગજરાની વાટ જોઇને બેઠાં હતાં, તે પાછલી રાત્રે આવી પોહોચ્યો, ત્યારે ત્રણે સ્વાર થઇને ચાલવા માંડયું. સવારનો પોહોર ફાટતાંજ રાજા રૂપસિંહ ઘોડે ચઢીને ફુલદેના મ્હોલે જઈ જુએ છે તો રાણી મલે નહિ. વળી તેણે ભીંત ઉપર એક દુહો લખેલો વાંચ્યોઃ—

બેનીને મ્હોલે ભાઈ આવ્યારે, તમે જાઓને મારી માડીજાયા વીરરે,
રાય રૂપાનો હમે સુડલો ભાંગ્યોરે, ને ઓઢીઆ ગજરામારૂજીનાં ચીરરે.

આટલું વાંચતાં જ રાજા રૂપસિંહ સેન તયાર કરીને ગજરા મારૂની પુંઠે પડયો. ઘોડા એક એક કરતાં અડધો દિવસ થયો, ત્યારે સેનની દ્દષ્ટિએ તેમનો શિકાર પડયો. હવે ગજરાની સામે આડી નદી વહે છે ને પાછળ દોડદોડ કરતું લશ્કર આવે છે, તે જોઇને ગજરાએ ફુલદેને કહ્યું કે "લોક કહે છે કે સતિ વહેનાં નીરને

ચોભાવે છે, માટે જો તું સતિ હઉ, તો નદીનાં નીર ઉતરી જાએ ત્યારે રાણી ફુલદે બોલે છે—

એક માસ્તો ને એક ભરથારરે, તિર્થ દેવી આપો ઉતારરે,
સતીનારે સત જો ફળેરે, માતા માર્ગ દો જવા પારરે.

એટલું કેહેતામા સરિતાના બે ભાગ થઈ ગયા, અને વચે આફ સપાટ રેતાલ જમીન નિકળી આવી. તે ઉપર થઇને ગજરા મારૂ ને રાણી ઉતરે છે તે જોઇને પછી પાછળથી તેજ માર્ગે શત્રુના સેને ઉતરવા માડયું, ત્યારે મારૂએ કહ્યું કે તું કહેની કે માગ્યા મેઘ વરસાઉ તો હવે વરસાવ. ફુલદે રાણી બોલે છે.—

ભાઇ મેઘલા તજને વેનવુરે, વિજળી કર મોરી બેનરે—વિજળી.
ગાજ્યા કયાં ગિરિ ગવ્હામારે, હવે વીરા વરસોની આ દનરે—હવે.

હજુ રાણી ફુલદે બોલી તો રહી નથી, એટલામા વર્ષાદ મુશલ-ધારાયે વરસવા લાગ્યો. જોત જોતામા નદીની રેલછેલ થઇ ગઇ, તેથી નદીમાં સામેનુ જેટલું લશ્કર ઉતરી રહ્યું હતુ તે તણાઇ ગયુ. તે જોઇને ફુલદે સામે પાર રાજા રૂપસિંહ ઉભો છે તેને કહી સભળાવે છે—

બેનીને વળાવવા વિરા એટલેરે, હવે પાછા વળી જાઓ ઘરરે,
બેનીને સાસરવાસો એટલોરે, તમે માનીને પધારો શેહેરરે.

ભાઇએ બેનને સાસરે વળાવવા ઘણે દૂર જવું નહિ અને તે છતા આટલું લશ્કર નદીની તાણમાં ખેંચાઇ ગયું એ કાંઇ ઓછો સાસરવાસો કેવાય નહિ, માટે હે રાજા હવે જા પાછો તારે ઘર. એટલું કહી ગજરા ને ફુલદેએ ઘોડા હંકારી મુકયા ને રૂપસિંહનાં સ્વારો મો વકાસી રહા.

રાજા રૂપસિંહ પોતાને મ્હોલે જઇ મામીને સર્વ વિતક કહી જણાવી. રૂપસિંહ ખાલી હાથે પાછો ફર્યો તેથી મામીએ તેનો તિરસ્કાર કર્યોઃ—

મોળિયું મુકીને મોડ મુદડીરે, તેં લજ્યું કુળ કપુતરે,
ભાલો ભાગીને ઘડાવ રેંટિયોરે, બેસીને કાંતો ઝીણુંસુતરે;

તેની વણાવ તું ઝીણી પામરીરે, જઈ મેલ મારૂજીને તું બેટરે,
જનાવર પાલેછે તે જેમ બહુરે, તેમ મારૂ તે ભરશે પેટરે.

હવે મારૂ ચાલ્યો ચાલ્યો ગયો તે કાશી નગરીમાં આવ્યો ને એક વાણિયાને ત્યાં ઉતારો કીધો. કાશીના રાજાની કુવરી બેગલદેએ ગજરાને વરવાનો નિમ લીધો છે. કુવરી કોઇ વરને પસન કરતી નથી તેથી રાજપિતાએ તેને ઇચ્છાવર પરણવા સારૂ સ્વયંવર રચ્યો ને દેશ પ્રદેશના નાના મોટા રાજાઓને કંકોત્રી લખીને તેડાવ્યા છે. એ સર્વ રાજા મંડપમાં જઇને બેઠા છે, ત્યાં ગજરો પણ જઇને ઉભો. સોળ શૃંગાર સજીને કુંવરી હાથિણીપર બેઠી હાથમાં વરમાળ લઇને મંડપમાં આવી. હાથિણીએ બધાય રાજાને પડતા મુકી ગજરો ઉભો છે તે ઉપર કળસ ઢોળ્યો. બધાય રાજા બકારો કરી પડયા કે આ તો પરદેશી કોઈ ગરીબ માણસ છે, માટે હાથિણી ભુલી. પછી હાથી શૃંગારી લાવ્યા કે તેણે પણ ગજરા મારૂ ઉપર કળસ ઢોળ્યો, એટલે કુંવરીએ તેને તરત વરમાળા આરોપિને પુછ્યું:—

'કિયેરે મુલકથી આવ્યા ઠાકરારે, તમે કિયા મુલકમાં જાવરે
કેઇ જનિતાને પેટ જનમિયારે, કેઇ ગોરીના છો તમે નાવરે;
સાચું બોલો રે રાજા સતવંતા, વદો કીયા છે તમારા ગામરે
કુંવર છો કોણ રાજા તણારે, વળી શા છે તમારા નામરે?

રાજ પુત્રીની આવી વિનયવાણી સાભળીને તે પ્રદેશી તેને પ્રેમથી જોવા લાગ્યો. નખથી શિખાપર્યંત નજર ફેરવીને રહ્યા પછી તે હસીને કેહે છેઃ—

ઉત્તર દેશથી અમે આવિયારે, કાઇ પશ્નનો છે અમ ભાવરે,
ભૂમંડળના થઇએ અમે રાજિયારે, રાણી મંછાગોરીઆંના નાવરે.

પેહલાં તો ભૂમંડલ એટલે પૃથ્વિનાં રાજાને જે રાણી જોઇને મોહી જાય તેનો સ્વામિ એમ કહ્યું તેથી વરની ઓળખાણ થઇ નહી, એટલે રાજાઓ પાછા બરાડી ઉઠયા; પણ કુંવરીએ કબુલ રાખ્યો તેથી વર-કન્યાને મોતિયે વધાવી બડી ધામધૂમથી નગરમાં ઉતારો આપ્યો.

ફુલદેને પણ બોલાવીને સાથે રાખી. એમ ત્રણ દિવસ રહીને મારૂ બંને રાણીઓને લઇને ચાલવા નિકળ્યો. ત્યારે રાજાએ લશ્કર સહિત વિદાય કર્યો. ત્યાંથી કૂચ. કર્યો તે ફુલદેનાં. બાપનાં નગરની પાદરે પડાવ નાંખ્યો. ફુલદે સુખપાળે ચડીને બાપને મ્હેલે ગઇ ને ત્યા તેની આગળ પોતાની હકિકત કહી જણાવી.

ફુલદેના સાત ભાઈમાંથી એક મ્હેલે હતો ને છ શિકાર રમવાને ગયા હતા. મ્હેલ માંહેના ભાઇએ બેનની વાત જાણી ગુસ્સો કર્યો કે મારી બેનને વગર પરણ્યે હરણ-કરીને એ ક્યા મુખે અહીં આરી પડયો છે, તેથી બાપને વગર જણાવવે લડવા ચાલ્યો. એટલામાં છ ભાઈ પણ શિકારથી પાછા ફર્યા તે બધાય મળી ગજરાનાં પડાવને ઘેરી લીધો. એવો મામલો જોઇને ગજરો પોતાની સેનને સાંમે થવાને વકારે છેઃ—

હક્ષા કરો રે મારા સાથિપોરે, હક્ષા માટે બાંધો હથિયાર રે
હક્ષા ચોડોરે તમે શત્રુનારે, વીરા મરવું છે એકજ વાર રે.

પછી લડાઇ ચાલી તેમાં હજારેક માણસ કપાઈ મુંઉ, ત્યારે ફુલદેને ખબર પડી કે તરત તેણે બાર આવીને દુવાઇ ફેરવી ને લડાઈ બંધ કરાવી. પછી વાજતે ગાજતે ગજરાને શેહેરમાં લઈ ગયા. તે જ વખતે રાજાએ ઘડિઆળાં લગન લઈ ફુલદેને મારૂ સાથે પરણાવી આપી. રાજાએ જમાઇને પેરામણીમાં અગાધ લક્ષ્મિ દાસ દાસિ ને લાવ લશ્કર આપ્યાં, ને એક મહિનો સુધી નગરમાં ઉત્સાહ મનાવ્યો.

હવે ગજરાની પટરાણી ચંપાદેએ તો બાર વરસથી જંગલમાં સ્વામિનાં વિયોગનાં આવેશમાં જોગ સાધ્યો છે. ધણીને આવ્યાની મુદ્દત પુરી થઇ છે તેથી તે વનમાં સોચ કરતી બેઠી છે—વનનાં પવન ને તેમાંની વેલી ને પશુ પક્ષિની સાથે તે મારૂને સંદેસા કહાવે છેઃ—

વનનાં વાવડા વીરા વીનવુંરે—તું દે સંદેસડો, મારૂ લાથરે,
ચંપાદે તમને વળખે ઘણુ રે—મારા મારૂજીને કર મુજ સાથરે.

વનનાં વાલાં વનચરારે—તમે ઉડીને જુઓ ગજરા નાથરે,
એની મારી વન વેળડીરે—રખે ભેરવી બેડીઃમારા પતિને બાથરે.

તળાવમાં કુંજરીઓ કલ્લોલ કરે છે તેમને કહે છેઃ—
સુખવાસી કુંજરયાં તમને વીનવુંરે, તમે મારી ધરમની માઈ જાઇ બેનરે
સરોવર છોડી તમ જાંવરે; નહી તો ગજરા મારૂને જઇ કહો કહેણુરે.

એટલે એક કુંજરી રાણીની પાસે આવી. તેની કોટમાં રાણીએ કાગળ લખીને બાંધ્યો. પછી દસ પનર કુંજરી ભેગી થઇને ઊડી ચાલી, ને ગજરાનાં મ્હોલની સામે એક ઝાડ હતું તે ઉપર જઈ બેઠી. તે એક દિવશ થયો, એવા બે ને ચાર ને પાંચ થયા, તોય ગજરા મારૂ બારીએ દીસ્યો નહિં. પણ છઠે દિવસે ગજરાએ તેમને જોઇ ગલોલ લઇને મારવા ગયો કે કોટમાં બાધેલા કાગળવાળી કુંજરી ઝટ આવીને તેના હાથ ઉપર બેઠી. કાગળ વાંચતાં જ તેણે ચાલવાની તયારી કરી. બંન્ને રાણીઓનાં લસ્કર સહિત તે ખેડ ખેડ કરતો કેટલેક દિવશે ચંપાદેનાં જંગલમાં આવી પહોંચ્યો. પછી ત્યાંથી ચાલી બાપના રાજમાં ગયો કે બાપે સુખ માની તેને પોતાની ગાદી સોંપી.

# દેવડો મેહેપાલ.

---

પૂર્વે પાટણ નગરમાં બે ભાગનું રાજ્ય હતું. એક ભાગમાં દેવડો, મેહેપાલ તેના પાંચસો મેહેપાલા સાથે રાજ કરતો હતો; અને બીજા ભાગમાં મેગરો બાબરિયો અને ઓથા બાબરિયો તેના પાંચસો બાબરિયા ભૂતો સાથે રાજ કરતો હતો. મેગરાને ચાંપલદે નામની મહા સ્વરૂપવાન અને તેજસ્વી દીકરી હતી. એક દિવસે મેગરાયે દીકરીના નામથી દાંડી ફેરવી કે તે દિવસે કોઇ મરદે બાહાર ફરવા નિકલવું નહિં, કારણ કે રાજકન્યા સાહેલિયોને સાથે લઇને સરોવર પર નાહવા જનાર છે! દેવડાની કચેરીમાં પણ મેગરાના અનુચરે આવી દાંડી પીટી ત્યારે દેવડો કે બોલ્યો મરદની મના તો હોય, પણ બૈરાંની આણ તે કેવી? એ ઉપરથી તેનો મામો વાઘજી, જે પ્રધાનવટુ કરતો હતો, તેણે કહ્યું કે એ બાબરિયણ પદ્મિની છે, ને ચંદ્રસૂર્ય એના રૂપ આગલ થંબી રેહે એવી છે, માટે સર્વેને બાહાર જવાની બાબરિયાયે મના કરી છે તે વાજબી છે. હવે આણ ફરિયાને ઘડી બે ઘડી થઇ ના થઇ, એવામાં દેવડાએ પોતાના મામાને કહ્યું કે આજે શિકાર રમવાનું મને મન થયું છે, માટે ચાલો આપણે જઇએ. મામાયે જવાબ દીધો જે આજે બાહાર જ નિકલાય નહિં, તો શિકારે કેમ જવાય? ત્યારે દેવડો બોલ્યો, જે તરફ ચાંપલદે ગઇ છે તે તરફ નહિં જઇએ ને બીજી તરફ જઇશું, તેમાં શું હરકત છે? મામો બોલ્યો, ભુંડા બાબરિયા સાથે કામ છે, તેનો વિચાર કર્યો? ત્યારે દેવડાએ કહ્યું, મામા આવવું હોય તો ઉઠો, નહિતર હું એકલો જ ચાલ્યો. પછી બને મામા ભાણેજે ઘોડા તયાર કર્યા. દેવડાયે પોતાનો અમુલ્ય ઝળકતો પોશાક પેહર્યો, રત્નજડિત શૃંગાર સજી લીધો, હાથમાં પોંચી ને કડાં, બાંહે બાજુ બેરખા, ડોકમાં હિરામોતીની માળા અને માથે

નવા લાખનું નવઘરૂં ધર્યું ને તે ઉપર સૂર્યસમ તેજના ભળુકા જેવો શિરપેચ નાખ્યો. આ પ્રમાણે વસ્ત્રાલંકાર સજીને દેવડો છેલછબીલો બનીને બાહાર આવ્યો, તેને જોઇને મામાએ પૂછ્યું, શિકાર રમવાને વગડામાં જવું છે, ત્યાં આ બધું કોને દેખાડશો? દેવડાએ જવાબ વાળ્યો કે આપણે રજપૂત બચ્ચા છિયે, એટલે પેહેરી જ લેયે તો. મામો અને ભાણેજ ગેલછેલ કરતા આગલ ચાલ્યા. કેટલીક વાર સુધી આડા અવળા ઘોડાને વગડામાં દોડાવ્યા, એટલે મધ્યાન વેળા થઈ, ત્યારે દેવડો બોલ્યો; મામા! હવે કકળતી મધ્યાનવેળા થઇ છે, ચારે બાજુએ ફરતો કાળસમો લુ વરસી રહ્યો છે, બલબલતા બપોરના તડકાથી આપણાં મોં લાલ સુરખ થઇ ગયાં છે અને હવે ગલામાં કાંટા પડે છે, જનાવરોની પણ તેવીજ અવસ્થા થયલી છે, માટે ચાલો ઘોડાને પાણી પાઇને આપણે કોઇ વૃક્ષ નીચે આરામ લઇએ. મામાએ પૂછ્યું, ક્યાં પાણી પાવા જઇશું? ત્યારે ભાણેજે ઉત્તર વાળ્યો કે-ચોપટ સરોવર પર જઇશું, કેમકે ત્યાં ઝાડી ગીચ અને રળિયામણી છે. મામાએ કહ્યું ના, આપણે પાણી પાવા જવું નથી. ગામમાંથી રાવતને મોકલીશું. ભાણેજે ઓહસ કરી કહ્યું કે આપણે જ પાણી પાતા જઇએ-વળી રાવતને નકામો ફેરો શને આપવો જોઇએ? ત્યારે મામો બોલ્યો, ચોપટપર સ્ત્રીઓ નાહાય છે, માટે ત્યાં આપણાથી ના જવાય. દેવડાએ ઉત્તર આપ્યો, એમાં શું હરકત છે? બૈરાં તો માંહે નાહાતાં હશે ને આપણે પાળ ઉપરથી પાણી પાઇ વળીશું. એ પ્રમાણે રીગજીક કરતા બંને સરોવર કિનારે આવી પોહચ્યા. ત્યાં બૈરાંને જોઇને, મામો પાળે રહી પીઠ ફેરવીને ઘોડાને પાણી પાવા મંડયો. એટલામાં દેવડાયે આઘો પાછો ખસી જઇને ઘોડાને ફેરવતાં જોસભેર એડ મારી લગામ તંગ રાખીને પાણીમાં ઝોકાવી દીધો, ને ચાપલદેની સામે આવીને પાણી પાવા માંડ્યું!

નાગણના જેવા લાંબા કાળા ચલકતા. વાળથી મુખકમળ ઢાંકીને ચાંપલદે પાણીમા બેઠી છે. તેની પછવાડે દાસ્યે સાંદલિયો

છે, તેમાંથી એક બે તેને મરદન કરી સ્નાન કરાવે છે. તેની આસ-પાસ મધુર ખુશબો મઘમઘી રહી છે અને પાણીની સપાટીપર તેલ જેવી છારી પ્રસરી રહી છે. તેની સાહેલીમાંથી કેટલીએક માંહોમાંહે એક બીજાપર પાણીની છાલકો ઉરાડે છે, અને માછલાંની માફક નહાસભાગ કરે છે. કેટલીએક મધુર સ્વરે કરી ગાનની ધુન મચાવી રહી છે, તેથી જાણે આખું સરોવર સજીવન થઇને તેમની સાથે વિનોદથી હાસ્ય કરતું હોય એમ લાગે છે. આ પ્રમાણેના જળ-વિહારમાં તેઓ સર્વે મદાંધ થઇ રહ્યાં છે, તેવામાં એકાએક કોઈ પશુના પાણી પીવાના સડકારા તે કુંવરીને કાને પડ્યા. તેણે પોતાના મોંપરની એક લટ ખસેડીને જોયું તો ઘોડાપર સ્વાર થયલો કોઇ વીર પુરૂષ સામે જોતો તેની નજરે પડયો. તેનો પોશાક, રૂપ, કાન્તિ અને છટા જોઇને તે વિવ્હલ થઈ. લોકમર્યાદા અને કુલાચારની અવગણના થાય નહિં, તેથી નાચાર થઇને દાસીપર ચિરડાઇને બોલી, અહી કયા નફ્ટ મરદે આવવાની હિંમત ધરાવી છે? બાબરિયાને જાણ થશે તો આજ ઠેકાણે એનું ધડ માથાવોણું પાણી પીશે! દાસી આંફલીફાંફલી થઈ આસપાસ જોઇ ઘોડાપર બેઠેલા સ્વારને તેણે ઓળખ્યો, ત્યારે બોલી, ચાંપલદે! મોડે આવે તેમ બક માં.! એ તો આપણાં અર્ધ નગરનો ધણી દેવડો મેહેપાલ છે. કન્યા બોલી, રાજા છે તો એના રાજમાં, અહીં આવવાનું એનું શું પ્રયોજન? આજે જ બાબરિયા શાન્ત થયા શું? દાસી બોલી, બાઇ! આમ છેક છોકરવાદી ના કરીયે! હવે તમે મોટાં થયાં છો, માટે કાંઇ વિચાર રાખો. ચાંપલદે તપી તોરમાં બોલી, લુચ્ચી, પેચારણ કહુંની! શાનો વિચાર રખાવે છે? એટલે દાસી તો ઓશિયાળી થઇ-પડી ગઇ. આટલી વાર સુધી દેવડો જે દૂર મુગો ઉભો ઉભો આ સર્વે ચરિત્ર જોયા કરતો હતો, તે હવે લાગ જોઇને નજીક આવીને ઉભો. ત્યારે ચાંપલદે છેક લજવાઇ ગઈ, અને નજીકની એક સાહેલીને ધામેથી કહ્યું કે મારા વસ્ત્ર ઝટ લાવ, નહિંકર મારે કુંવારાસ્તે ભંગ

ચમે. દાસી શરમાઇ નિચું નિહાળીને બોલી, બાઇ હમે પણ તમારાં સમાનના છિયે ને તમારા જેવીજ અમે મઉની સ્થીતિ સમજજો, માટે બાહેર કેમ નિકળાય ? ત્યારે કન્યાયે દાસીને કહ્યું કે તું એ અસ્વારને પુછ કે તે પોતાનો સથવારો મેલીને અહીં એકલો આવ્યો છે માટે એના મનમા કાઇ છે. ત્યારે દાસી પુછે છેઃ—

જળ તરસ્યો જવાન, જળ દેખી જવાન ગરયો;
• • એને મોહે દીજીયે માન.

ત્યારે દેવડો જવાબ આપે છે કે —

તમે ડોડસેની મરદાર, જળમા મારે જામક,
તેને દૌ ધરની આથ.

એટલે ડોડસેની મરદાર જે જળમા ક્રિડા કરે છે, તે માને તો મારા ઘરની આથ એટલે ગરાસચામ સોપુ, વળી મારી અર્ધાંગના કરીને સ્થાપુ. એ સાભળીને ચાપલદેના મનમા વિશેષ વહાલ આવ્યુ અને તેનાપર મોહીને બોલી —

દુ ડોડમેની સરદાર, રમુ હુ જળમા જામક,
વાળે તુ મુજ આપિડું વેર, તો આથવિના આવુ

એ પ્રમાણે અરસપરસ વાતો થાય છે, તેવામા મામાયે જોયું કે આટલી વાર થઈ તોપણ ભાણેજ પાણી પાઇ પાછો કેમ આવ્યો નહિ. તેથી મામો મો ફેરવીને જોય છે તો ભાણેજને ચાપલદે સાથે વાતમા મચેલો જોયો ! તે નિશ્વાસ મુકે છે એવામા ઘોડો ફેરવીને દેવડો મામા સાથે આવી મલ્યો પણ તેનું ધ્યાન તો ચાપલદેયે ચોરી લીધુ હવે મેહેપાળા ને બામરિઆઓને વંશ પરંપરા વેર ચાલતું આવેલુ છે, તે વાળવાને માટે દેવડો ત્રીજે દિવસે મામાને સાથે લઇને મેગરાની કચેરીમા આવ્યો ત્યા આમનસામન જવાર કર્યા બાદ બામરિયાએ મેહેપાળને માનથી પોતાની પાસે બેસાડ્યા. વાત પરથી વાત નિકળતા મેગરાની આસપાસ બેઠેલા સાગ અને માગ તેના બે કુંવરોયે ત્યા ચોપાટ આણી પાથરી. મહેપાલ અને બામરિયા રમવા

બેઠા. બાજી શરૂ કરતી વેળા મેહેપાળે પૂછ્યું, રાજ! લુખ્ખી કે ચોપડી બાજી રમશો? એટલે સાંગ બોલ્યો કે સાત બાજી અમે હારિયે તો અમારા પાંચસે બાબરિયા હાર્યા અને તમે સાત બાજી હારો તો તમારા પાંચસે મેહેપાલા હાર્યા. એ પ્રમાણે સરત પરઠીને બને ભાઇઓએ રમવા માંડયું. તે સાતે બાજી બાબરિયા હાર્યા તેથી બને ભાઇઓ અનમનામણા થઇને બેઠા. એ વાતની ખબર અંતઃપુરમાં ચાંપલદેને થઈ ત્યારે દાસી સાથે તેણે મેહેપાલને કહાવ્યું કે મારા ભાઇઓ હજી નાના છે અને તેમને તમે જીત્યા તેમાં મોર માર્યો કેહેવાય નહિ; પણ મારી સાથે રમીને મને હરાવે, ત્યારે હું ખરૂં માનુ! તેથી ત્રીજે દિવસે ચાંપલદે સાથે રમત રમવાનું મુકરર કરીને દેવડો પોતાના દરબારમાં આવ્યો. એ દરમિયાનમાં ચાંપલદેએ પાંચમો પખાલી રાખીને પોતાના મેહેલથી મેહેપાલની કચેરી સુધી એકજ માણસ જાય એટલો માર્ગ કોરો રાખીને આખા શેહેરમાં પાણીની એવી રેલછેલ કરાવી મેલી કે જ્યાં ત્યાં ગુઠણપૂર કાદવ થઇ રહ્યો, કે તેથી એકાએક જંગ ઉકે નહી. પછી ત્રીજે દિવસે દેવડો મેહેપાલ ચાંપલદેના રંગમેહેલમાં પોતાની સરત પ્રમાણે આવ્યો. ત્યાં દાસિયે તેને આદરમાન આપીને સિંહાસનપર બેસાડયો. પછી ચાંપલદે નવરંગી ચીર પેહેરી અને સોલે શૃંગાર સજીને રૂમઝૂમ કરતી બાહાર મેહેપાલ પાસે આવીને બોલી—"રાજ! હવે આપણે બાજી માંડિયે, તેમાં સરત કરવી કે, "હું હારૂ તો મારૂં અરધું જમણું અંગ તમારે ત્યાં ઘરાંણે મુકું. પછી તે ઉપર તમારા શિવાય બીજા કોઇનો દાવો નથી; અને તમે હારો તો ગામ વચે તમે એકલાયે કુંવારા રેહેવું!" આવી સરત કરીને તેઓ બંને બાજી માંડીને રમવા બેઠાં. રમતાં રમતાં ચાંપલદે હારી, ત્યારે તે દેવડાના સામી હાથ જોડી બોલી, હવે આ જમણું અંગ તમારૂં થયું છે, તેથી મારો પિતા કોઇ બીજા સાથે મને પરણાવશે તોપણ એને હું કોઇ પુરૂશને આંગલી લગાડવા દઈશ નહિ. પછી રાજકન્યાયે રાજાનું માથું દુધ ને ખાંડથી ધોયું ને બાર

બત્રીસી રસોઇ કરીને જમાડયો. એટલે સાંજ પડી ત્યારે સુખસેજ્યા બિછાવીને તે પર ફૂલની ચાદર પાથરી રાજાને પોઢાડી પોતે તેના પગ તલાસવા લાગી. એમ કરતાં ત્રણ દિવસ આનંદમાં વહી ગયા. ચોથે દિવસે હજામે ચાંપલદેની બારિયે દેવડાને ઉભેલો જોયો, તેણે તોરે જઇને બાબરિયા આગળ ચાડી ખાધીઃ સાંગ ને માંગ ચાપલદેનાં ભાઇઓ, મેહેપાલ સાથે પોતાની હારથી પ્રથમ જ ચિરડાઇ રહ્યા હતા, તે ગાંયજાની વાત સાંભળીને કેવળ અગ્ની થઇ ગયા, ને હથિયાર બીડીને દોડયા. દૂરથી દાસિયે ક્રોધભેર બંને ભાઇને આવતા જોઇને ભયાકુલ થઇ ભિત્તર ખબર કરી. તેવોજ દેવડો બારિયેથી બાગમાં રહીને ગૂમ થઈ ગયો. બંને ભાઈ મેહેલમાં આવી આમ-તેમ તજવીજ કરતાં એક ઓરડામાં પોતાની બેનને ભરઊંઘમાં દીઠી, એટલે તેને ધઢોળીને જગાડી. તે ઉઠી બેઠી થઇને પુછ્યું, વીરા! તમે કેમ આવ્યા છો? તે બોલ્યો—આપણાં ઘરની કાંઇ નબળી વાત સાભળીને આવ્યા છિએ; પણ હમને તે ખોટી માલમ પડી છે. ત્યાથી ફરીને રાજા પાસે આવી ભાઇઓએ સર્વ વૃત્તાત નિવેદન કીધુ, ત્યારે રાજાએ રાજપુત્રીને ખોટુ આળ ચડાવ્યું માટે ગાયજાને કુટુંબસહિત ઘાણીમા પિલાવી નાખ્યો!

એક દિવસે બાબરિયા કચેરી ભરીને બેઠા છે, ત્યા એક વૃદ્ધ બ્રાહ્મણ ગુંગર ગઢના રાજાના દેવલદે સારૂ ચાલ્લા લાવ્યો. રાજા બોલ્યો, મારી છોકરીને પુછ્યા વના મારાથી કહેવાય નહિં. બાપ પુછવાને અંતઃપુરમાં ગયો ત્યારે ચાપલદે બોલી, બાપા! મારે ડોઢસે સાહેલી છે, તેઓ જે પરણાવે તેની સાથે વરવાનો મેં નિમ લીધો છે. વળી જે મને પરણે તે ડોઢસે ભેંસ, ડોઢસેં મણ લવિંગ અને ડોઢસે લીલાં કપડાં લઈ આવે; તેની સાથે મારો અંબોડો બાંધવા મારૂ સવાલાખનો દોરો જોઇએ, મારા ભાઈઓને માટે સવાલાખના બે ઘોડા સગાઈમાં આપે તો તેની સાથે હું પરણું. બાપે જઇને પોતાની પુત્રીનો ઠરાવ બ્રાહ્મણને કહી સંભળાવ્યો. ત્યારે બ્રાહ્મણ

બોલ્યો, મારા જજમાનનું એટલું ગજુ નથી. બીજા ઘણા રાજાના માંગાં આવ્યાં પણ તે સર્વે કન્યાની માંગ સાંભળીને વિલે મોડે પાછા ફર્યા. છેલેસરવાલે છાપરવાળા નગરના ઠાકોરે તેનું માગું કરવા સારૂ બ્રાહ્મણને તૈયાર કર્યો, ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે રાજા! તમે માગું તો મોકલો છો પણ તે કુંવરીએ આડ નાખી છે, એમ કહી રાજાને વિસ્તારપૂર્વક માંગણી કહી સંભળાવી. ત્યારે ઠાકોરે તે કબુલ કરીને છાપરવાલા ઢોલરા રાજાનું વેવિશાલ કીધું. બ્રાહ્મણે પાટણથી પાછો ફરીને ઢોલરાને કહ્યું કે ડોઢસો ભેંસ, ડોઢમે મણ લવિંગ, ડોઢસે લીલા કપડાં, સવાલાખનો દોરો અને સવાસવા લાખના બે ઘોડા એટલી સામગરી સિદ્ધ કરીને આજથી સવા મહિને પરણવા સારૂ જજો. ત્યારે રાજાએ પ્રધાનને તેડીને આજ્ઞા કરી કે આપણાં ડોઢસે ગામો છે, તેમાંથી એકેક ભેંસ, એકેક મણ લવિંગ અને થોડું થોડું કાપડ લગનવેરામાં લેવું, બાકીનું ખુટે તે આપણા ખજાનામાંથી કહાડવું. એ પ્રમાણે લગનની તૈયારી કરીને સર્વે સામન અગાઉથી રવાના કીધો; ને પાછળથી જાન લઇને રાજા ચાલ્યો. હાથી ઉપર રાજાની બેન લાખણદે તેના માથા ઉપરથી લવિંગ ઉડાડતી (બલા કાહાડી નાખવા) ચાલીઃ ધામધુમથી વાજતે ગાજતે પાટણ નગરમાં જાન આવી પોહચી. નગારાં ઢોલ, શરણાઇ વગેરે નાનાપ્રકારનાં વાજિત્ર વાગી રહ્યાં છે ને તોપ બંધુકોનાં ધડાકા થઇને આખું પાટણ ગાજી રહ્યું છે. ચાંપલદે હિંડોલા ઉપર બેઠી બેઠી ઝુલા ખાય છે, તેણે આ નિર્ઘોષ સાંભળીને દાસીને પુછ્યું કે આ કોલાહલ શો છે? દાસી બોલી, જાન આવે છે. કન્યાએ પુછ્યું, કેની જાન? દાસીએ કહ્યું, ચાંપલદેની. ત્યારે કન્યા બોલી, મારા શિવાય બીજી કેઇ ચાંપલદે છે, જે જાન આવે છે? દાસી બોલી, એ તો તમેજ પરણો છો! તો મારે સારૂં જાન આવી તે વાત તેં કેમ જાણી? ત્યારે દાસિયે કહ્યું કે તમારી સરત પ્રમાણે સર્વે સામગ્રી સરગસમાં આગળ કરેલી છેઃ— જુઓ પેલું ભેંસનું જુંદ, વળી લવિંગ, લુગડાં અને પેલા બે તુરી

કેવા હનહન નાચતા જાય છે !—ને હવે પાછળથી છાપરવાળા નગરનો રાજા ઢોલશા તમને પરણવાને આવે છે એ વાત સાંભળતાજ ચાપલદે મુર્છા પામી ધરણે ઢુટી પડી. દાસીની આગતા સ્વાગતાથી પાછી સાવધ થઇ કે તેને ભોય ઉપર લોટવા માંડ્યું. પછી આખે પાટા બંધાવીને બોલી, કે મારી આખો દુખવા આવી છે ! જાન ગામમા આવી અને ચાપલદેના બાપે જમાઇને સામૈયું કીધું. પછી ઉતારા દેખાડીને બાબરિયા સરદારે છાપરવાળાને પુછ્યું કે તમે પહેલાં પરણશો કે જમશો ? ત્યારે જમાઇએ પહેલાં પરણવાને કહ્યું. તેથી ચાપલદેને પીઠી ચોળી નવાડી તૈયાર કરવા કહેવડાવ્યું અને બીજી બાજુ ચોરી રચાવી. ચાપલદેએ બાપને કહાવ્યુ કે હાલ હું માંદી મડું છું માટે જોશીને પુછાવી સમુહુર્તે મારા લગ્ન કરો તો ઠીક. ત્યારે બ્રાહ્મણ બોલ્યો, ના, આજે સુયોગ છે, માટે આજેજ લગન નિરધાર્યા છે; વળી રાજપિતા મંડપમા બિરાજ્યા છે, માટે વહેલા આવો. એટલામા એક બે દાસિઓ તેલ ફુલેલ અને પીઠી વગેરે એક થાલમા લઈને આવી અને તે ચોળી ના ચોળી કે ચાપલદેને ઝટ નવાડીને નવા વસ્ત્રાલંકાર પેરાવીને માયરામા લાવી બેસાડી. પણ તેની આખોનો પાટો એમનો એમ રહી ગયો. ચોરીમા બેઠા પછી દાસી સાથે તેણે દેવડાને કેહેવડાવ્યુ કે તું વેહેલો આવીને મારી સાહ્યતા કર, નહિ તો કાગડો દહિથરૂ લઈ જશે. દાસી ચોગ ઉપર જઇ જ્યાં મેહેપાલ બેઠા હતા, ત્યા ચાપલદેનો સંદેશો કહ્યો. તે સાભળી દેવડો હસીને બોલ્યો "જો, રા–અર્ધું અંગ મને સમર્પ્યું છે ને હવે બીજા સાથે ચાલી ! પણ જોઇએ હજુ એ કેટલા પાણીમા છે ?" એવો વિચાર કરી તે મામા સાથે મંડપમા જઇને ઉભો. એટલે દાસિયે ચાપલદેને હલુમે ચેતાવી ત્યારે ધીમેથી જમણી આખનો પાટો ખસેડીને તેને સત્કાર દીધો ને બન્યોએ નેણના સાનથી વાતો કરવા માંડી. ઢોલરાની બેન લાખણદે ત્યા બેઠી બેઠી ભાભીના આ ચાળા જોયા કરતી હતી તે અંત્યે બોલી, આ શા ઢંગ માંડી બેઠા છો ?

ચાંપલદે સમજીને શરમિંદી પડી ગઇ. પછી હાથેવાળાનો વખત થયો, ત્યારે બ્રાહ્મણે કન્યા પાસે હાથ માગ્યો કે તેણે ડાબો હાથ આગળ કર્યો. બ્રાહ્મણ બોલ્યો, બાઇ તમે ભુલો છો. તોપણ તે જ હાથ તેણે પાછો આપ્યો. પછે, બ્રાહ્મણે ખિજવાઇને કહ્યું—આમ કેમ કર્યા કરો છો, જમણો હાથ આપોની? ડાબો હાથ પાછો આગળ કરીને તે, બોલી કે એ પણ હાથજ છે કેની! બ્રાહ્મણે જવાબ આપ્યો, હાથ તો ખરો, પણ તે ખોટો હાથ કહેવાય. તે બોલી વરસાદ આવે છે ત્યારે હલ ડાબે હાથે ખેડાય છે ને ખેતરમાં અનાજ પાકે છે, માટે ખોટો જ હાથ હોય તો અન્ન કેમ ઉગે છે—ત્યારે તો કોઇ ખોટો ખરો કેહતા નથી? એટલું છતાં પણ બ્રાહ્મણે ડાબા હાથને ખોટો કહ્યો, ત્યારે તે પાછી બોલી કે ડાબો હાથ તો શૂરો કહેવાય અને જમણો હાથ કાયર છે, કારણ, ડાબો હાથ લડાઇમાં શત્રુ સામે ઢાલ ધરીને આગળ ધસે છે ને જમણો હાથ તો બીકનો માર્યો પાછે પગલે હઠે છે. પણ બ્રાહ્મણ કન્યાની કોઇ વાત કબૂલ કરતો નથી, તેથી છેક્ષાં તે બોલી, માન ન માન મારે જમણો હાથ નથી તે તો વ્યાજે મેલેલો છે. પણ તેનો મર્મ કોઇના સમજવામાં આવ્યો નહિં, તેથી હાથેવાળે મેળવ્યો ના મેળવ્યો કરીને માયરાંમાંથી પરણી ઉઠાવ્યાં; એટલે કંસારની વેળા થઇ. ચાંપલદેને કંસાર ખવડાવવાને કહ્યું, ત્યારે નાની ના કહી. ઘણી ઓહ્લમ થઇ, ત્યારે તે બોલી કે હું થોડીજ એને પ્રીતથી પરણી છું કે કંસાર ખવડાવું—ચાર મંગલ ક્યાં ફરી છું? કંસાર ખાઊં તો દેવડાનું મન દુખાય! દેવડાને પણ પેલીગમ અસર થઇ તેથી તે બોલ્યો, કોઇ એવો વીરપુરૂષ છે જે અમને કંસાર જમાડે; ચાંપલદે પરણી તો પછી મારે મનથી આખો સંસાર પરણી ગયો, અને જગતમાં કુંવારો તો ફક્ત હુંજ રહ્યો. બીજે દિવસે જાને જવાની તૈયારી કીધી. જમાઇ દિકરીને બાબરિયાએ વિદાય કીધાં. એક રથમાં ચાંપલદે અને લાખણદે સાથે બેઠાં. તેઓ ગાઉ બે ગાઉ ગયાં ના ગયાં એટલે, પાછળથી તેના રથ પાસે દેવડો બોલ્યો, ચાંપલદે તને

મેહેપાલના ઝવાર! તેણે અંદરથી કહ્યું કે રથમાં આવો તો ઝવાર કરૂં. પછી રથમાં ત્રણે જણાં સાથે બેસીને વિનોદ વાર્તા કરી, ત્યાંથી લાખણદેની પ્રીતિ એના પર ચોટી. રસ્તામાં સરોવર આવ્યું તેની પાળે ઉતરી ત્રણે જણે ભાતું ખાધું. વાત કરતાં કરતાં દેવડો ચાંપલદેનાં ખોળામાં માથું અને લાખણદેના ખોળામાં નવઘરૂં મેલીને સુઇ ગયો. ત્યારે ચાંપલદેયે પોતાના માથાનો સવાલાખનો દોરો છોડીને તેના માથામાં ગુંથી વીંટયો. ઉંઘમાથી ઉઠયો તેવુંજ નવઘરૂં માથે મેલી બેઉ કામિનીને ઝવાર કહીને મેહેપાલ ચાલતો થયો. જે સરોવરને કિનારે લાખણદે અને ચાપલદેની સાથે બેસીને મેહેપાલે ભાતુ ખાધું હતું, ત્યાં તે આવ્યો ત્યારે જુએ છે તો બે નાજુક સ્ત્રીના નાનાં પગલાં આડાં અવળા પડયા છે. તે જોઇ બોલ્યો, અરે! હમણાં તો આ બે અબળાઓ અહીં હતી, ને હવે કયાં જતી રહી હશે? એ વિચારમાં તે ત્યાજ નવઘરૂ પોતાના ખોળામાં મેલીને બેઠો. વાળ દુરસ્ત કરવાને તેણે માથામા હાથ ઘાલ્યો ત્યારે દોરો જણાયો. કદાચ આ દોરો મારા વાળમા લપેટાઇ આવ્યો હશે માટે ચાલ પાછો આપી આવું—એમ વિચારી તે ઘોડેસ્વાર થઇ ચાલ્યો. તેને દૂરથી આવતો જોઇને દાસી ચાપલદેને કેહે છે કે, બાઈ માનો ન માનો પણ પેલો સ્વાર પાછો આવે છે. એટલામા દેવડાએ નજીક આવીને કહ્યું કે ચાપલદે લે તારો આ દોરો, નિકર નશામાં આળ ચડાવીશ. તે બોલી–આપવો હોય તો માહે આવીને આપ. ત્યારે ઘોડાને રથની પાછળ બાધીને તે રથમા જઇ બેઠો. એવામા ઢોલરાને ચાંપલદેનું મોં જોવાનું મન થયું, તેથી તે ઘોડો મારીને પાસે આવ્યો, તેને દૂરથી જોઇને દાસીયે ચાપલદેને અને દેવડાને ચેતવ્યાં કે રાજા પાછળથી આવે છે. એટલે મેહેપાલ રથની બાજુએ થઇ બેઉના હાથમાં તાળી દઇને ઘોડા ઉપર કુદી બેઠો. ઢોલરાયે તેને જોયાથી હાથમાં ભાલો પકડીને વિજલીની માફક ધસમસી આવ્યો અને બેઉ સ્વારો આગળ પાછળ વંટોળની પેઠે ચક્કર ફરવા લાગ્યા.

પછે ઢોલરાયે મેહેપાલને કહ્યું કે ઘા કર ! ત્યારે દેવડો બોલ્યો, ના પ્રથમ ઘા તું કર, કેમકે તારા ઘરમાં મેં ખાતર પાડ્યું છે. અને ઢોલરાયે ક્રોધથી દેવડાને ભાલો માર્યો કે તેણે તરતજ પોતાની પંજામાં તે પકડી લીધો, ને સામો ઘા કરવાને બદલે ઘોડો મારીને ચાલી નિકળ્યો. તેની પુઠે ચાંપલદેએ તો તેના જ નામનું લવણ કરવા માંડ્યું. તેથી ઢોલરાએ વિચાર્યું કે એની આસપાસ મારા ખુબસુરત માણસને ફરતા કરૂં, કે જેથી કરીને એનું મન સ્થીર થાય ને દેવડો ભુલી જાય. ત્યારે ઢોલરાએ રજપુતની ખુબસુરત છોકરીઓને મરદનો પોશાક પેહેરાવીને રથની આસપાસ મોકલી. તેઓ આ કોરથી પેલી કોર ને પેલી કોરથી આ કોર ફેરા કરવા મંડી. પણ ચાંપલદેએ તો તેઓના ઉપર ફટકાર નાંખીને કહ્યું કે એમાં દેવડાના જેવો કોઇ પણ નથીઃ—

ઘાટ ઘીનાનાં ઘણાં, અણગમતાં પાસે ફરે,
એક દી મને મોં દાખવે દેવડા.

ચાલતાં ચાલતાં એક નગર આવ્યું તેમાં મહાદેવનું શુશોભિત દેરૂં હતું, ત્યાં આરસની ફરતી મુરતીઓ હતી. ઢોલરાએ વિચાર્યું કે કે આ દેવળમાંની મુરતીઓની ખુબસુરતી જોઇને તે દેવડાને ભુલી જશે. ત્યારે દેવળમાં લઇ જઇને તેને પુછ્યું—કાંઇ દીઠું ? ત્યારે તે બોલી કે એ દેવળમાં શું બલ્યા પથરજ છે—પણ માંહે દેવડો નથી. પછી ઢોલરાના નગરમાં ગયાં. ઘેર આવીને પાટલા ઉપર છેલ્લું મંગલ કરવા બેસે છે, ત્યારે ચાંપલદે દૂર જઇને બેઠી. બ્રાહ્મણ બોલ્યો, બાઇ, પાસે જઇને બેસો, નહીં તો ખેતરપાળ પરણી જશે. ત્યારે જવાબ દીધો કે ખેતરપાળ કયારનોએ પરણી ગયો છે ! કંસાર લાવ્યા ત્યારે બાઇ ભુખી થયલી તેથી તે ઉનો ઉનો નહિ પણ માંહે બીજું ઘી નખાવી ટાઢો કરીને ખાધો. સાંજપડે ખાટલો પાથર્યો ને બધે દીવેદીવા મુકયા ને પછી નણંદ આવીને તેને સુવાનો ઓરડો બતાવી ગઇ. ત્યારે ચાંપલદે હેઠલ બેઠી ને ઢોલરો ઢોળિયા ઉપર બેઠો.

તંબોળ લઇને દોલરો બોલ્યો કે, મારા છાપરપલંગનાં તંબોળ કેવાં છે ? જવાબ દીધો કે આ તારા ટકીઆ આગળ જે પાણ છે તેવાં પાસુને તો દેવડા સાથે રમતાં એક વખત લાત મારી નાંખી દીધાં હતાં, અને દાસી આવી ભરી જાજરૂને ઉકરડે નાંખી આવી હતી ! પછી એ લે બરજોરાવરીથી દોલશે ચાંપલદેને ખીજવવા માંડી કે કટારી કાઢીને કહ્યું કે જો જોર કરીશ તો કટારી મારી મરીશ તે તને હત્યા લાગશે.

ચાંપલદે નીચે બેઠેલી અને રાજા બીછાના ઉપર જઇ બેઠો રહ્યો. એ પ્રમાણે આખી રાત વીતી ગઈ. સવારનો પોહોર થયો કે નણંદ ભોજાઇ ભેગાં થયાં, અને સોના રૂપાનાં બેડાં લઇને પાણી ભરવા ગયાં. ત્યાં દેવડો આવીને ઉભો હતો. તે બન્ને કુંવરીઓને ઘોડે બેસાડીને હરી ગયો. એટલે દોલરો લશ્કર લઇને પાછળ ગયો, પણ છેવટે વાટી કરી દેવડાને લાખણદે ને ચાંપલદે સુપીને લગ્ન કર્યા, ને દેવડાની બે બેન માણેકને મયર દોલરાવેરે પરણાવી આપી, તેથી સર્વનાં મનને સંતોષ વળ્યો.



# નજીવાં પુતલી.

`ધરમ રાજા કાશીનો ધણી, ઘર ઘર પુજાયા લક્ષ્મી ધણી;
અગર ચંદન સોનાના અવાસ, નગરમાં વસે સોડલદા સાંતીદાસ.'

મુક્તિ પુરી જે કાશી શેહેર તેમાં ધરમ રાજા રાજ્ય કરતો હતો. ત્યાં સોડલદાસ અને શાન્તિદાસ બે મોટા ગ્રહસ્થ વસતા હતાં. તેઓ ઘણા ધર્મિષ્ટ હતા. એક દાહાડો આ બે ભાઇઓએ દ્વારકાની જાત્રાએ જવા મોટાં સંઘ કાહાડવાનો વિચાર કરયો. ઘણો ધન ખજાનો સાથ ભરયો અને હસ્તી ઘોડા ઇત્યાદિ ઠાઠ લઇને દ્વારકાની જાત્રા કરવા નિકળ્યા.

એમ કરતાં કેટલેક દાહડે ઉજ્જયનુ નગરીમાં આવી પોહોચ્યા. નગર ઘણું મોટું હતું તેમાં રાજા વિક્રમ રાજ્ય કરતો હતો, જે શુરવિર અરજુંન જેવો અને દાનેશ્વરી રાજા કરણના જેવો હતો. તે રાજાને ખબર પડી કે કાસીનો સંઘ આવ્યો છે તે આ નગરની સફરા નદિને કાંઠે ઉતરયો છે અને દ્વારકાની જાત્રા કરવા જાય છે, તેથી રાજાએ પણ દ્વારકા જાત્રા જવાનો વિચાર કરયો. પછી રાજપાટ મનસાગર પ્રધાનને સોંપી પોતે સંઘની સાથે જવાને રાણી પાસે રજા લેવા ગયો ત્યારે રાણી જનેયા કહે છેઃ—

કહુ જનેયા વિક્રમ સુણો, આપણો વડો તીરથ ઘરનો આગણોઃ
એવા ફેરા પંડીતા જોગના ફરે, જેને ન માથા ન ઘર મળે.

હે રાજા તમે ૯૨ લાખ માળવાના ધણીને તિર્થ જાત્રા ના શોભે. ત્યારે રાજા બોલ્યોઃ—

મેલીયો ૯૨ લાખ માળવો, મેલીયા સીંહાસન પાટ '
મેલીજનેયા ને મનસાગરા, હમે વહીએ તીરથ વાટ.

રાજા તો સંઘ ઉપાડીને ચાલ્યો. તે જ્યાં રાત પડે ત્યાં વાસો રહે છે, અને શંઘવીર પોતે લોકો ભુખ્યા તરસ્યાની તથા તેમનાં સુખ દુઃખની ખબર લેછે.

એમ ચાલતાં ચાલતાં વૈરાટ નગર આવી પહોંચ્યા. તે નગર ઘણું સોહામણું હતું. તેમાં કપરવણુ અને ચકલી નામે બે શરોવર હતા, ત્યાં આવીને સંઘે પડાવ નાંખ્યો. આ નગરની કીર્તિ સાંભળીને સંઘનાં લોકોને મન થયું કે અહીં પાંચ સાત દાહાડા રહીને નગર જોવું, અને પછી દ્વારામતી તરફ ઉપડવું. એવો નિશ્ચય કરીને તેઓએ શંઘ જમાડયો, અને સર્વ નગર જોવાને માટે નિકળ્યું. નગરમાં જોયું તો ઇન્દ્રાપુરી જેવું દીઠું. રાજમેહેલ તથા દેવનાં દેવળો જોયાં. બીજાં નવાઈ જેવાં જોવા લાયક ધામ હતાં તે જોતા જોતાં ઘાચી, મોચી, તાઇ તંબોળી લોકોનો બજાર જોયો. પછી તેઓ સરૈયા એટલે અત્તરીઆની દુકાને આવી પહોચ્યા. તે વેળા સામળશા વ્યવહારીઆની દીકરી જેજેવંતી ત્યા મોગરેલ લેવા આવી. એ કુંવરી ઘણી રૂપાળી હતી, તેથી રાજા વીર વિક્રમ એના ઉપર ઘણો મોહિત થઈ જઇને બોલ્યો—જો આ બાયડી સાથે લઇએ તો સારૂ. એવું બોલતા જ તે શબ્દ કુંવરીને કાને પડયો, એટલે તે બોલી કે હું કુંવારીને તેં કલંક ચડાવ્યું, એમ કહીને તેણે પોતાના હાથમા કટોરો હતો તે નાખી દીધો, અને ભોંયપર આળોટવા મંડી ગઈ. રાજા ઝંખવાણો પડી જઇને પુછ્યુ—એમ શું કરવા કરે છે? ત્યારે તે બોલી કે મને બાયડી કેહેનાર તું પૃથ્વિ ઉપર કોણ? મને બાયડી કરે એવા માએ થોડા જ દીકરા જણ્યા હશે. ત્યારે રાજાએ પુછ્યું એમ કેમ? ત્યારે કુંવરી બોલી કે જે જાણશો હું કહું તે અને આણી આપે તે જ પુરૂશને હું વરૂં. પણ તે લાવી આપે એવો કોઈ નથી. ત્યારે રાજા બોલ્યો એટલુ બધુ તે શું છે? કઇ કઇ જાણશો તે મને તું કહે. ત્યારે કુંવરી બોલી:—

હુ હામ કામ ઈદ્રાશન હતી, અહીં શામલશા પેટ જેજેવંતી:
મારે મરઝીવા શહેર ને નઝીવા પુતલી, તે કારણસર વૈરાટ ઉતરી.

એ અંતર પટ,ધરતીનુ છત્ર (ક્રેડા), મારી ચાર જણસ લાવે તેને વર.
તેલ–ફટોરો ને દળ–દરપણ, વળી કાંગશી, દોરો વાએ,
વીસ વસા જાએ કે ન જાએ, આવતાંગે ઉજેણનો રાય.

તેણે કહ્યું કે હું ઇન્દ્રના ઘરની અપ્સરા છું; મારૂં નગ્ગવા પુતળી નામ ને નગ્ગવા શહેર છે, અને અહીં શામળશાને ત્યાં જન્મી છું. તેલ-કટોરો, દરપણ, દોરો ને કાંશકી, એ ચાર જણશો જે કોઇ લઈ આવે તે મારો સ્વામિ અને હું તેની સ્ત્રી થાઊં. મો વસા રાજા વિક્રમ જાય કે નહીં જાય પણ એક વસો જાય એવું લાગે છે. પણ રાજા વિક્રમ મને મળવો દુર્લભ છે. એટલે તે બોલ્યો, રાજા વિક્રમ તો હુંજ અને હું તારૂં દુઃખ ભાગું, એમ કહીને ત્યાંથી ગયો. પછી રાજા સરોવર ઉપર પોતાને મુકામે આવ્યો, અને ત્યાંથી સંઘને છોડીને પોતે ઉત્તર ભણી ચાલી નીકળ્યો. એમ કરતાં કરતાં છ મહિને સેવાણું ગામ આવ્યું. તે ગામ બહુ રળિઆમણ તથા શ્રિમંત લોકોથી વસેલું છે. ગામમાં જોયું તો લોકોને ઘેર કમાડે હિરા, મોતી, માણેક જડ્યા છે, લોકો લીલો પેહરવેશ પેહરે છે તથા જનાવર પણ લીલાં, ધરતી પણ લીલી તથા મનુષ્ય પણ લીલા સ્વરૂપનાં છે. લોકો રત્ન જડિત વાસણ તથા સોનાના દાગીના વાપરે છે, અને દેવળમાં જોઇએ તો સોનાના રત્ન જડીત ઝુમર ટાંગેલાં છે. આવું ધન્યવાન તથા અલૌકીક માણેકવાળું શેહેર જોઇને તે આગળ ચાલ્યો. ચાલતા ચાલતાં એક વન આવ્યું ત્યાં સાક્ષાત દેવીનુ સ્થાનક હતુ. ત્યાં મેઘનાથ પુતળી કોઇ મોટા પુરૂષને વરવા માટે હરરોજ દેવીની પુજા કરતી હતી. જ્યાં રાજા આવી પોહચ્યો એટલે તરતજ મેઘનાથ પુતલી આવી રથથી હેઠે ઉતરી. ત્યાંથી સરોવર ઉપર જઇને પોતે સ્નાન કીધું અને પુજામાંની વસ્તુઓ લઇને માતાજીનાં મંડપમાં ગઇ. માતાજીની પુજા કરીને તેને વિનવી, હે માતાજી અજીત તથા પરદુઃખ ભંજન રાજા તારા દેવળમાં આવ્યો છે તેની સાથે મને પરણાવ. કદાપિ રાજા જશે, તો ફરી આવશે નહિ અને ફરીને એવો વર પણ મને મળશે નહિ. ત્યારે માતા બોલી—

બાઇ! હું શું કરૂં! ત્યારે તે બોલી, હે માતા! તમે રાજાનો ઘોડો મારો કે તે અહીં અટકી રહેઃ—

પછી જુગતંબા પોતે ખડક ઢાલ લઇને નિકળ્યાંઃ—

વાઘશારી વાઘનું રૂપ ધરે, કરે રેવંત માથે ઘાવ,
દેવળ બાહરો નીકળી, રાજાએ મુકી ધાય.

અને રાજાના ઘોડા ઉપર ઘા કર્યો, એટલે તે દેવલોક પામ્યો. પછી રાજા પોતે રડવા લાગ્યો એટલે મેઘનાથ પુતળી ત્યાં આવી અને બોલી, હે રાજા તું મારો ભરથાર અને હું તારી સ્ત્રી. તું રડતો નહિ. તારો ઘોડો મરી ગયો તો કાંઇ ફીકર નહિં. આપણે અહીં ખાઇશું અને મઝા કરીશું, માટે રાજાધીરાજ તું દીલગીર થઇશ નહિ. પછી રાજા બોલ્યો, બાઇ! અમારે નજીવા પુતળી વરવા જવી છે, માટે હું હમણાં અહીં રહીશ નહિં, પણ આવતે તને પરણીશ, એમ કહીને પોતે પગ રસ્તે ચાલવા માંડ્યું. ચાલતા ચાલતાં એક ભયંકર પર્વતોનુ વન આવ્યું. વનમાં રાજા બીજા ભયને ન ગણકારતાં ૭ મહિના અથડાયો, પણ જ્યા ચાલે ત્યાં પર્વતો દીઠા, તેથી કંટાળીને પર્વતોને પુછ્યું, હે પર્વતો! નજીવા પુતલી ક્યાં છે તે મને દેખાડો! ત્યારે પર્વતોને વાચા થઇ ને બોલ્યા રાજાધીરાજ અમે અહીં જુગનાં જુગ થયા પડ્યા છીએ, પણ હમે નજીવા પુતળી દીઠી નથી અને તેનું નામ આજે તારા મોડે સાંભળ્યું છેઃ—

હમે અસંખ્ય જુગથી અહી છીયે, આ ઠેકાણુ આ ઠામ,
આજ કાને તો સાભળી કામની—જે નનુ નજીવા નામ.

પછી રાજા ત્યાંથી આગળ ચાલ્યો. રાજા ચાલતાં ચાલતાં થાકી ગયો. પણ શું કરે? વચનથી બંધાયલો છે અને સત્યવાદી છે, તેથી કંટાળ્યો નહિં ને હિમ્મતથી ચાલી ગયો. જતા જતાં ગોરક મઢીએ જઇ પહોચ્યો. હવે જ્યારે રાજા વીરવિક્રમ નાનો હતો ત્યારે ગોરકનાથ અને રાજા વિક્રમ એક નિશાળે ભણતા હતા, ત્યાં બન્નેને 'એક' દિવશ કજીઓ થયો તેમાં ગોરકનાથે તેને પાટી મારી હતી. તેથી તે બીનો કે

વિક્રમ આજે વેર લેવાને આવે છે. તે ઉપરથી ગોરકનાથ રાંજાની સામો આવી તેની આસનાવાસના કરવા લાગ્યો, ને રાજાને બેસાડી પોતે વનફલ લેવા ગયો. થોડીક વારે વનફલ લાવીને રાજાને જમાડી પુછ્યું કે શી ઇચ્છા છે? કહે, જે માગે તે આપું. પછી રાજાએ વિચાર કરીને કહ્યું—મહારાજ! પગે ચાલ્યો આવું છું માટે કંઇ, વાહન બેસવા આપો તો સારૂં. એટલે જોગીએ પોતાની તીતર ઘોડી જે એક દિવસમાં વીસ જોજન ચાલે તે છોડી આપીને ઉપર, પલાણ બાંધી આપ્યો. પછી ગોરકે ઘોડીને કાનમાં કહ્યું કે રાજાને કોઈ ઠેકાણે નાખી દઇને સાંજે પાછી આવજે. રાજા પોતે સ્વાર થઇને ત્યાંથી ચાલી નિકળ્યો. જતાં જતાં ઘોડીને રાજાએ ચાબખો માર્યો કે ઘોડી તો અધ્ધર હવામાં ઉડી ચાલી. પછી ઘોડી જેવી સાત સમુદ્રો ઓલંગીને બેટમાથી ચાલી જાય છે, એટલામાં તે બેટમાં હંસ, ગરૂડ, પોપટ ઇત્યાદિ પક્ષિઓને જોયાં તેથી તે ભડકી અને રાજા નીચે પડી ગયો, અને બેટમાં જઇને ઉભો. ત્યાં આ સતવાદી રાજાને પેલાં પક્ષિઓએ જોયો એટલે તેમને વાચા થઇ ને બોલ્યા હે રાજા! તમે શું કરવા આવ્યા છો? ત્યારે તે બોલ્યો ભાઇ! હું તો અહીં દુઃખનો માર્યો આવ્યો છું—કહો, તમે નજીવા પુતલી દીઠી છે? ત્યારે તેઓ એક એકને પુછવા લાગ્યા. ગરૂડે પુછ્યું, કહે ભાઈ હંસ તેં દીઠી છે? હંસે કહ્યું ના. પછી હંસે અનળને પુછ્યું તો તેણે પણ ના કહી:

હંસહંસલા ભેગા થયા, કહો તે વીક્રમ કરીયે કામ,
કાને તે સાભળી કામની, જેનું નજીવા પુતલી નામ.

હવે આ ટોળીમાં જે ગરૂડ હતો તેના માબાપ આંધળાં હતાં. એક દાહાડો ગરૂડ અને તેની સ્ત્રિ બન્ને ઇન્દ્રની સભામાં ગયાં, ત્યાં આગળ એક નાગ હતો તેની પછવાડે ગરૂડ ગયો. નાગને એકે દીસા સુઝી નહિં એટલે ઇન્દ્રરાજાને વિંટળાઇ ગયો. ઇન્દ્ર સભામાં બેઠો હતો, અને તે નાગ વિંટળાઇ ગયો એટલે તેને ક્રોધ ચહડયો તેથી ગરૂડને શ્રાપ દીધો કે જાઓ તમે બે નર નારી આંધળાં હવો. ઇન્દ્ર બોલ્યો કે

તર્તજ તેઓ આંધળાં થઇ ગયાં. પછી તેઓએ પ્રાર્થના કરી એટલે ઇન્દ્રએ કહ્યું કે જ્યારે તમે રાજા વિક્રમનાં દર્શન કરશો ત્યારે તમારા ચક્ષુ હતાં તેવાં થશે. પછી તેઓ ત્યાંથી ગયાં. હવે જે ગરૂડ વિશે આપણે પેહેલાં વાત કરી તે તેમનો છોકરો હતો, તેને જોયું કે આ રાજા વિક્રમ છે તેને જો હું મારાં માતપિતા પાસે લઇ જાઉ તો તેઓનાં ચક્ષુ સારાં થાય. એવું ધારીને તેણે રાજા વિક્રમને પોતાની પાંખો ઉપર બેસાડ્યો; અને ઉડીને મેરૂ પર્વત ઉપર પોતાના માબાપ પાસે લઇ ગયો:

ઉડયો ગરૂડ આકાશ જાય, છનર પાંખની કરે છાંય:
કરે પાંખો તનો તો ઘેર, મંડલીક રાજાને પોંચાડયો મેર. (મેરૂ.)
છેકે કે અંધી અંધાં લાગો પાય, પાપના પડળ તે પડાં જાય.

ત્યાં રાજા ગયો એટલે તેને આસન બેસવા આપ્યું. પછી તે અંધાઓ ઉઠી રાજાને પગે લાગ્યાં. રાજાએ હાથ મુકયો કે નેત્ર હતાં તેમ થઇ ગયાં. એટલે તે ગરૂડનો બીજો છોકરો વેદગરૂડ આવ્યો, તેને પુછ્યું ભાઇ તમે ક્યાંથી આવ્યા? તે બોલ્યો, હું દ્વારામતીથી આવ્યો. પછી પુછ્યું, ત્યાં કેવી રચના છે? તે બોલ્યો કે ત્યાં શાંતિદાસ અને સોડલદાસ નામે બે શેઠીઆઓ શ્રી ભગવંતની જાત્રા કરવા આવ્યા છે, તેઓ ઘણી ધામધુમથી પુન્યદાન કરે છે અને રાજા વીર વિક્રમને યાદ કરી તેની જય બોલાવે છે. મધ્ય રાત્રે ત્રીજો છોકરો શામગરૂડ આવ્યો, તેને પુછ્યું તમે કયાથી આવ્યા? ત્યારે તે બોલ્યો કે હું ઉજ્જણ નગરીથી આવ્યો છું. તેને પુછ્યું કે ત્યાં કેવી રચના છે? ત્યારે તે બોલ્યો રાજમાં અંધેર વળી ગયું છે. પ્રજાની કોઇ ખબર લેતું નથી, લોકો પોતાની ખુશીમાં જેમ આવે છે તેમ કરે છે. પણ રાણી તથા બીજાં રાજાના સગાં સર્વ સુખી છે, અને રાજા વિક્રમની વાટ જુવે છે. એટલામાં ચોથો ગરૂડ આવ્યો. તેને પુછ્યું કે ભાઇ તું ક્યાંથી આવ્યો? ત્યારે તે બોલ્યો કે હું ઉત્તર પંથમાંથી આવું છુ. ત્યાં કેમ છે? તો બોલ્યો કે એ મુલક કદાપી સારો હોએ તો શું થશે?

હમે ઉતરા પંથથી આવ્યા, સારો દેશ શુધટ,
એક નગર નજીવું દીઠું, તે તો વડુ કુકંટ.

મે એક નગર દીઠું, જ્યાં નજીવા માણુશ તથા નજીવો રાજા, નજીવાં જનાવર, ઇત્યાદી, સઘળું મેં નજીવું દીઠું. એ રાજા વીરે સાંભળ્યું એટલે તે બોલ્યો—ભાઇ, એને માટે હું આવ્યો છું; ને, અમુલ્ય જાત્રા મુકીને ત્રણ વરસથી પૃથ્વિ રખડતો રખડતો મર છું, માટે તું મને ત્યાં લઇ જાય તો મોટી મેહેરબાની થાય. એટલે ગરૂડે તેને પોતાની પાંખો ઉપર બેસાડયો, અને ત્યાંથી તે નગર ભણી લઇ ચાલ્યો. તે ગામમાં ગયો એટલે નગર બાહાર એક ઝાડ હતું ત્યાં વિક્રમે ગરૂડને બેસવાનું કહ્યું અને પોતે નગર ભણી ચાલ્યો. જુએ છે તો આદમી ઊભાં ત્યાં ઊભાં ને બેઠાં ત્યાં બેઠાં એવી રીતે જોયું-કશામાં જીવ તો મલેજ નહિં. આગળ ચાલ્યો તો એક સોનાનો મેહેલ દીઠો, તેને સોનાની બારીઓ, સોનાના ચોકીદારો, સોનાના માળા, એવું જોયું એટલે તેણે વિચારયું કે આ રાજ-મેહેલ હશે. તેવો વિચાર કરીને પોતે મેહેલ ઉપર ચઢયો અને માંહે ગયો તો સુનેરી પલંગપર એક મુવેલી રાણીને સુતેલી જોઇ, અને પાસે ગોખલામાં કાંસકી, દોરો, ચલાણું ને આરસી એ ચાર જણસો દીઠી એટલે રાજાએ તે લીધી. હવે જ્યારે પણ કોઇ માણુસ પેલી જણુસો લીએ ત્યારે જેજેવંતીને પણ વેરાટમાં ખબર પડતી, તેથી જેવી વિક્રમે જણુસો હાથ કીધી તેવી જ જેજેવંતીને ખબર પડી, એટલે તે બોલીઃ—

વીર જણુસો હાથ કરે—નગરમાં જેજેવંતી ફુલકો ફરે;
ઘડાવો કનક સોનાના હાર, ને પરણવા આવજો વીર પરમાર.

એટલે ત્યાં તો લગનની ધામધુમ થઇ ને પીડીઓ ચોળાઇ. રાજાએ જણુસો હાથ કરીને વિચારયું કે આ કોણ સુતેલું છે તે પણ જોઉં. પછી સોડ ઊઘાડીને જોયું તો તેને મોહબાણુ વાગી ગયાં.
૨ કામ વ્યાપી ગયો એટલે રાજાએ તેના ભેગાં પોઢવાનો નિશ્ચય કરયો. પણ જેવો પોઢવા જાય છે તેવી વૈતાલને ચીંતા થઇ કે રાજા પોઢશે તો મડદુ થઇ જશે. એટલે વૈતાળ ત્યાં આવ્યો ને રાજા જેવો સુંતા

જાય છે, તેવીજ તેને ઠોકર મારીને બોલ્યો—રાજાધીરાજ તે તો મડદુ છે, ને જો બેગા સુશો તો તમે, પણ મડદુ થઇ જશો. એટલે રાજા સુતો નહિં, અને તેમાં જે લીલી, પીળી, રાતી, કસુંબી, સફેત તથા કેસરની તેના ઉપર ૭ સોડો હતી, તેમાંથી એક છેલ્લા રંગની સોડ ખેંચી લીધી; અને પેલી ચાર જણુમો તેમાં વીટાલીને પોતે ખોલામાં લઇ ચાલી નિકળ્યો. ગામ બાહાર ગરૂડ તેની વાટ જોઇને બેઠો હતો, તેણે પોતાની પીઠ ઉપર બેસારયો, અને તેને હુકમ કર્યો તેથી રાજાને વૈરાટ નગરમા લાવી ઉતાર્યો. પછી રાજા કુંવરીના મેહેલમા ગયો. જોયું તો કન્યાને પીઠી ચોળેલી છે, અને મેહેલમા હિંચોળા ખાટપર બેઠી છે. રાજા બોલ્યો, કન્યા ઝવાર, રાજા વીર વિક્રમના' પેલી મહા ખુશી થઇને બોલી, લાવો, તમે જણુસો લાવ્યા? પછી રાજાએ તેને લાવેલી જણુસો દેખાડી. એટલે કેસરની સોડ જોઇને બહુ ગુસ્સે થઇને બોલી —આ શું કરવા લાવ્યો? શું મને નગરમા માર્ ઓડણ ઓઢુ કરી નાગી મેલીને આવ્યો છુ કે? રાજા પોતાને ઉતારે ગયો કે પેલીએ વિચારયુ કે રાજા મારી કેસરની સોડ લાવ્યો છે તો હવે હું નજીવા નગરમાં જઇને રહું, એવો નિશ્ચય કરીને તે કેસરની સોડ તાણી સુઇ રહી. તેણે સોડ ખેંચી એટલે નજીવા નગરમા બધા લોકોને જીવ આવ્યો અને વૈરાટમા આતું નજીના જેવું મડદુ થઇને પડયું. દાસીઓએ જેજેવંતીને મુએલી જોઇને રોવા માડયુ, તે રાજા વીરને ખબર પડી ત્યારે તે સમજ્યો કે રાણી મને છેતરી ગઇ. એટલે તેના બાપને કહ્યુ કે મારા આવ્યા વીના એને બાલશો નહિં. પછી પોતે ગરૂડને બોલાવ્યોઃ—

વીરે ગરૂડને તેડાવ્યા—ગરૂડ પડા તમારા કાજ,<br>
પાત્રીશ માસની મારી પગથોડ, એજે ગઇ છે આજ.

ગરૂડની પાખો ઉપર રાજા પાછો સ્વાર થઇને ઉડયો. ઉડતા ઉડતાં નજીવા નગર પહોચ્યો ને ગરૂડને નગર બાહર રાખીને પોતે અંદર ગયો. જુએ છે તો એણે જ્યા પ્રથમ જીવ વગર જોઉ હતુ, ત્યાં હવે સર્વ ખાય છે, પીવે છે ને ફરે છે, ને મેહેલમા તો રાણી હિંચોળા

ઉપર હિંચકા ખાય છે. રાજા સામે જઈને બોલ્યો, ઝવાર, કન્યા, ઝવાર! ફટ! ભુંડી, તેં મને ફેરો પાડયો. ત્યારે તે હશી પડીને બોલી કે તેં મારી કેસરની સોડ શું કરવાને લીધી—શું મને નાગી રાખવી હતી કે! તેથી મને ઝાંઝ ચઢીને હું નાશી આવી. રાજાએ કહ્યું, જે થઉ તે થઉ પણ હવે ચાલ. ત્યારે તેણે પુછ્યું—બોલ રાજા બધાંયને પાછાં નજીવાં કરીને ચાલુ કે કેમ! રાજાએ કહ્યું—છો રણાં જીવતાં—ભુંડી, શું કરવાને હત્યા લે છે! પછી રાણી રાજા ગરૂડ ઉપર સ્વાર થઈને ઉડયાં તે ગોરકનાથની મઢીએ ઊતર્યાં. રાજાએ ગોરકને કહ્યું કે ભુંડા દગો કર્યો—લાવ ઘોડી! ગોરકે ઘોડી આપી તેને પણ ગરૂડની પાંખ ઉપર ચઢાવીને રાજાએ કહ્યું—ગરૂડ ચાલો કાળકાના દેવળમાં! ત્યાં મેઘનાથ પુતલી બેઠી છે તેને ઝવાર કર્યો ને પછી મેઘનાથે માતાનો આર્જવ કરીને રાજાનો ઘોડો સજીવન કરાવ્યો. તેને પણ ગરૂડે પોતાની પાંખ ઉપર લીધો ને રાજા ને બને રાણી વૈરાટ આવીને ઉતરી ગરૂડને વિદાય કર્યો. હવે રાજા તો જેજેવંતીના બાપનેવદાડ આપી ગયો હતો કે હું આવું ત્યાં સુધી મડદું પડી રહેવા દેજે, માટે તેના મ્હોલે ચાલ્યો. ત્યારે નજીવા બોલી "હે રાજા મારો જીવ એક, ને ખોળિઆં બે છે માટે જો જેજેવંતી સજીવન કરાવીશ તો મારૂં તેજ વહેંચાઈ જશે ને નજીવા જેવું મારૂં રૂપ તને મલશે નહિ."રાજા બોલ્યો તમે બેમાંથી એક તો જ્યારે મરેજ ત્યારે મને કલંક લાગે. રાજાનો આગ્રહ જોઇને કોઇ વાણીઆની દીકરી તે વેળા મુઈ હશે તેનો જીવ સ્વર્ગમા જતો હતો, તે નજીવા સતી છે તેણે જોયો, જેથી તે ખેંચી લઇને જેજેવંતીનાં ખોળીઆમાં પ્રવેશ કર્યો ને સહુને આનંદ થયો. પછી ત્યાં પીઠી પાછી ચોળાઇ ને માંડવા ધાલ્યા, એવામાં શાંતીદાશ સોડલશાનો વળતો સંઘ પણ આવી ચઢયો. બંને વણિક ભાઇ રાજાને પગે લાગી બોલ્યા—હો હો! રાજા તમે હજી અહીંજ છો!" રાજાએ કહ્યું "હા–પણ સોડલશા તમે દુવારકાંમાં મારા નામની જય બોલાવી તેથી, લ્યો આ વાણીઆની દીકરી, જયજેવંતી તમને પરણાઉં છું ને આ બે પુતલી હું પરણું છું." એટલે ત્યાં ત્રણે સ્ત્રીઓનાં લગ્ન થયાં ને પછી વાજતે ગાજતે બધાય ઉજેણુ પાછા ગયા.

# કોયલા રાણી.



દિલ્હીમાં પાદશાહી રાજ હતું. ત્યાં સિત્તેર ખાન ને બોત્તેર ઉમરાવ, તેની સાહેબીમાં રહેતા. પાદશાહાને બત્રીશ લક્ષણો એક શાહજાદો હતો. તેનું વય વીસેક વરસનું હતું. તેને બે ત્રણ રાણીઓ પણ હતી. એક દિવસ તે શાહજાદો શેહેરની બહાર ત્રણ કોસ ઉપર ફુલવાડી હતી, ત્યાં વજીરના છોકરા સાથે સેહેલ કરવા ગયો. વાડીની શીતળ છાયામાં બન્ને આરામમાં બેસીને વાતચીત કરે છે, તેવામાં એક ભાટ દિલ્હી જતો હતો, તેણે આ રળિયામણો બાગ જોઇને બે ઘડી વખત ગાળવાનો વિચાર કરીને અંદર ગયો; કે પેલા બેઠા હતા તેમને સલામ કરીને નીચે બેઠો. શાહાજાદાએ ફરમાવ્યું તે ઉપરથી તેણે વાતો કરવા માંડી. એક બે વાત સંભળાવ્યા પછી તે બોલ્યો, હે શાહાજાદા! રાણી કરવી હોય તો અહિંથી સાતસેં કોસ દૂર એક પચરંગી નદી છે, તેને પેલે પાર નવરંગી ગઢ છે, તેમાં કોયલા રાણી રહે છે તેને કર. તેની સાથે હાથેવાળો મેળવવા માટે મોટા મોટા તપેશ્વરીઓ તપ લઇ બેઠા છે. એ વાત સાંભળીને શાહજાદાને મોહ બાણ લાગ્યાં ને સાંજ પડતાં શેહેરમાં આવ્યો પણ તેનું ચિત્ત કોયલા રાણીમા ભરાયલું તેથી રાત્ર ઉદાસીમાં ગુજારી. બીજે દિવસે શાહજાદાએ વજીરના છોકરાને કહ્યું કે "ભાઈ હું તો કોયલા રાણીને શોધવાને જાઉં છું." ત્યારે પેલાએ કહ્યું કે, "ભલા માણસ, એ તો ઠંડા પોરના ગપ્પાં, ભાટની વાતમાં તે ભલીવાર શી? એ તે સાચી વાત હોય? દિલ્હી જેવાં રાજની સાહેબી મેલીને કંઇ જવાય? એમ બન્ને દોસ્તદારો વચ્ચે દસ બાર દિવસ સુધી તો રકઝક ચાલી. પણ આખરે શાહજાદો એક દેવાંસી ઘોડો લઇ કોયલા રાણીને શોધવા નિકળી ચાલ્યો.

શેહેરની બહાર નિકલ્યા પછી ઘોડાની કાનસરીપર વાઘ મેલી દઇને શાહજાદો બોલ્યોઃ–હે દેવાંશી ઘોડા ! મને તો કાંઇ રસ્તો માલમ નથી; પણ તું મને નવરંગી ચંદ ને કોયલા રાણી છે, ત્યાં લઇ જા. ઘોડો તો ઝટાં ઝટાં કરતો ચાલ્યો તે કેટલેક દિવસે એક અઘોર વનમાં આવ્યો. ત્યાં ધુધનીમલ કરીને બાવો અખંડ ભભૂત લગાવીને બેઠો હતો. તે બાવો તપેશ્વરી અને ત્રિકાળજ્ઞાની પુરૂષ હતો. તેણે એને જોતાંજ બોલાવ્યો —"આવ, દિલ્હીપતિ પાદશાહ ! દિલ્હીની સાહેબી છોડીને તું આ અરણ્યમાં કેમ આવ્યો છું ?" શાહજાદો હાથ જોડીને બોલ્યોઃ —"હું કોયલા રાણીને મળવાને જાઉ છું." બાવાએ કહ્યું, બચ્ચા! નવ્વાણુંએ તો સુંદનો સ્વાદ ચાખ્યો ને તું સોમો વળી ક્યાં કારાગૃહની કોટડી ભાડે રાખવા જાય છે ! જા, પાછો ફર. ત્યારે ક્યાં રાણીઓની ખોટ છે ! એ વગર મરણ જી વેદના તારે શાને માથે હોરી લેવી ? શાહજાદો બોલ્યો, મહારાજ મારા પ્રારબ્ધમાં જે લખ્યું હશે તે થશે, પણ દિલ્હી તો હું પાછો જનાર નથી. બાવાએ બહુએ સમજાવ્યો પણ એ તો એકનો બે ન થયો. ત્યારે બાવોજી બોલ્યા કે વારૂ આજની રાત અહિં રહે ને કાલે સવારે જજે. રાત્રે શાહાજાદાએ તો બાવાની ખુબ ખિજમત ને ટેહેલ ટકોરા કર્યો તેથી બાવાજી તેના પર પ્રસન્ન થયા. તેથી વાણું વાતાં શાહાજાદાને પુછ્યું કે કેમ બચ્ચા, હજી પાછો ફરે છે કે તારે નક્કી ત્યાં જવાનોજ વિચાર છે. " શાહાજાદાએ કહ્યું કે, કૃપાનાથ ! મારૂ ધડ રઝલે તો કાંઇ ચિંતા નથી, પણ એક વાર મારે તેને મળવું એ તો નક્કી. માટે તમે મને મયા કરી આશીશ આપશો તો હું ખાતરીથી કહું છું કે મારો બેડો પાર થશે ને સહુ સારાં વાનાંજ થશે. પછી બાવાએ એક ગુટકો (પોથી) ને ભભૂતનો ગોળો આપી માથે હાથ મુકી આશીશ આપી કહ્યું કે અહિંથી દશ દિવસના રસ્તાપર એક નદી આવશે તેને આ પાર એક હનુમાનજીની મુર્તિ છે, તેની આગળ બેશીને આ ગુટકાનો પાઠ કરજે એટલે હનુમાનજી હુંકારો દઈ આજ્ઞા આપશે. ત્યાંથી જતાં સાત મેહેલ નજરે પડશે. તેમાં કોયલા સમેત

સાત અપ્સરા રહે છે, તે તારી સાથે હારજીતની બાજી રમશે તેમાં જો તું હાર્યો તો તારા ભોગ ફરી વલ્યા જાણજે. એટલા માટે તને કહું છું કે જ્યારે રમતમાં તારી બાજી હારપર આવે ત્યારે આ ભભૂતનો ગોળો ધરતીપર પછાડજે કે પેલીઓ આંધલી ભીત જેવી થશે અને તું જીતશે." શાહજાદો બોલ્યો, "મહારાજ! તમારી શીખ માથે ચઢાવું છું." એટલું કહીને પોતાનું ભાથું પોતું લઇ ઘોડાપર ચઢયો, અને બોલ્યો—"ચાલ દેવાંશી ઘોડા જ્યાં હનુમાનની મૂર્તી છે ત્યાં." ચાલતાં ચાલતાં તે ધારેલે ઠેકાણે આવી પોંહોંચ્યો ત્યાં હનુમાનની આગળ એક દિવસ પાઠ કર્યો, બે કર્યો પણ કાંઈ હુંકારો ન આપ્યો. ત્યારે ત્રીજે દિવસે તે અન્નપાણીની આખડી લઇને બેઠો. એમ કરતાં બીજા ત્રણ દિવસ થયા, ત્યારે હનુમાને બોલાવ્યો—"કેમ આવ્યો પાદશાહ! કોયલા રાણી લેવાને?" પછી હનુમાને ચેતાવ્યો કે જા પણ ખબરદાર રહેજે. જ્યારે ત્યાથી પાછો ફરે ત્યારે ખાલી હાથે ફરીશ નહીં—નહીં તો તને જીવતો આવવા દેશે નહીં. પછી શાહજાદો નદી ઉતરીને ચાલ્યો; તે દશ દિવસે નવરંગી ગઢ પુગ્યો. ગઢની અંદર ગયો તો સાત મેહેલ, તેમા છ આસપાસ ને એક વચમાં હતો. હવે એણે તો વચલામાં જઇને અડાવ્યાં. ત્યાં એક દરવાન હતો તેને પુછયું કે આ મેહેલોમાં વસ્તી કયાં છે? દરવાને કહ્યું–તુ થાકયો પાકયો આવ્યો છું તે ખાઇ લે. વસ્તી ઘણી આવે છે. શાહજાદાએ તેને પાંચ મોહોર કાઢીને આપી. તેથી તે ખુશી થયો કે આટલા રાજા આવી ગયા તેમાં અને તો માત્ર એણેજ રાજી કર્યો. તેના બદલામાં દરવાને શાહાજાદાને ચેતાવ્યો. સાંજ પડી ત્યારે સાતે પરી તે મેહેલમાં ઉતરીને જુએ છે તો ત્યાં અલબેલો મરદ નજરે પડયો. એટલે તો બધીઓ ધસમસતી ધાઇને આવીને એક કહે મને બત્રીશો મળ્યો ને બીજી કહે મને. કહે છે કે પરીઓને બારે વરસે જ્યારે કોઇ બત્રીશાનો હાર કરે ત્યારે પાંખને નવાં પડ આવે છે. તેથી બધીઓ તો તેને જોઇ હરખાઇ, પણ કોયલાનું મન તો વિહ્વલ થયું, કે જો હાથ ઝાલું તો આ જ પુરૂષનો ઝાલું. સાતે જણીએ બત્રીશ

ભોજન કરીને શાહજાદાને જમાડયો. પછી પોતપોતાને મેહેલે પોતાના પાસા લેવાને ગઇ. તેવામા કોયલા રાણીને એકાત મળી ને તેને ચેતાવ્યો કે જો એઓ ચોસર રમવા બેશે તો તુ હારીશ નહીં, નીકર મારી જશે. રમતા રમતા તું દમારામાથી કોઇના પાસા ચોરી લઇને રમશે તો તારો ઇચ્છેલો દાવ પડશે. સાતે પાછી આવી એટલે એકે કહ્યુ કે મારે મેહેલે રમવા લઇ જાઉં. ત્યારે બીજી બોલી કે નહીં, મારે મેહેલે લઈ જાઉં. ત્યારે કોયલા બોલી કે મારે મેહેલે પહેલો આવ્યો, માટે પેહેલા મારી સાથે રમવું જોઇએ. પછી કોયલા રમે છે ને છએ બેસીને જુએ છે. બાજી અડધી થઇ કે શાહજાદો હારવા આવ્યો એટલે તેણે ગુરૂએ આપેલો ગોળો પૃથ્વિ પર પછાડયો કે તેની રજ બધીઓની આખમા ભરાઇ. તે આખ ચોળવા બેઠી તેવામા એણે પોતાના પાસા મુકી લઇને કોયલાના પાસા ચોરી લીધા. પરીઓના પાસામા પ્રપચ હોય છે એટલે નાખતા જે દાવ ધારે તે પડે છે. તેથી રમવા લાગ્યો એટલે તો શાહજાદો જીત્યો, અને શરત પ્રમાણે કોયલા એની થઇ રહી, અને છ જણી પોતાના મેહેલે ગઇ. વાળુ વાતા કોયલાએ કહ્યુ કે "દિવસના અમે અહિં રહેતા નથી, મારી કુચીઓ તને આપુ છુ તેને જીવની પેઠે જાળવી રાખજે અહિથી કઇ જતો કરતો નહીં, ને આમાંનો એકે ઓરડો ઉઘાડી જોઇશ નહીં," એટલુ કહીને તે ઉડીને પોતાના લોકમા ગઇ. ત્યા બધાઓ ખાય છે, પીયે છે ને શોખ કરે છે. શાહજાદો પોહોર બે પોહોર તો પેલીના કહેવા પ્રમાણે મેહેલમા એકલો પડી રહ્યો, પણ બપોર થયા ત્યારે તો તેને ચટપટી થઇ કે આમ પાસે કોઇ મળે નહિ ને અહીં એકલા પડી રહેવુ તે કરતા લાવને એકાદ ઓરડો ઉઘાડીને જોઇએ તો ખરા કે માહે શુ છે ? પછી આ અડપલે તો જઇ ભડાક ઓરડો ઉઘાડયો તો અદર છ મહિનાનુ પિંગલુ. કોઇ બાળક હોય તેવુ બેઠુ છે, તેને સાકળે બાધ્યુ છે તે તરત બોલ્યુ — "ભલે આવ્યો દિલ્હીના પાદશાહ ! હું તારી ઘણા દિવસ થયા વાટ જોતો હતો, તે આજે નજરે પડયો. મને ઘણા લાબા વખતથી અહિં

બંદીખાને નાખ્યો છે તે તું આગ્યો તો બધ છોડી બે ઘડી મને ફેરવ–જો, હું કેવો ખેલ કરૂં છું! તું દિલ્હીપતિ મને નહિં છુટો કરશે તો બીજો કોણ કરી શકશે? શાહજાદો સમજ્યો કે ઠીક કહે છે. શું—બીચારાને કેદ કરી રાખ્યો છે તે હું નહિં છોડીશ તો બીજું કોણ છોડાવશે? પછી સાંકળ છોડી ત્યારે પિંગલું બોલ્યું કે મને છુટું મેલી દે. શાહજાદાએ જેવું તેને છુટું મેલી દીધું કે ચોકમાં જઈ બે ઘડી અહીં ખેલ્યું બે ઘડી તહીં ખેલ્યું. પછી તે બોલ્યું કે પાદશાહ, ઓરો આવ ને સાંકળ બાંધીને હવે મને પાછો લઇ જા. જેવો શાહજાદો વાંકો વળીને સાંકળ બાંધવા જાય છે તેવો ચડપ પકડી લઈને તેને ખાંધપર ચઢાવી દીધો. ને ઊંચો થતો ગયો તે જેમ કોઇ તાડ હોય તેમ, ને પછી તો એક ડુંગરા જેટલો ઊંચો થયો અને મનમાં વિચાર કરે છે કે એને પડતો મુકું તો પછી માસ તો શું પણ હાડકું સરખું પણ હાથ લાગશે નહિં. અહીં કોયલા પોતાની સખીઓ વચે ગાનતાન કરે છે ને મોજશોખમાં બેઠી છે ત્યાં તેને ખબર પડી કે અમણાં રાજાને મારી નાખશે. રાજા મૂરખ કે મારૂં કહ્યું માન્યું નહિ, પણ મૂરખ ઉપર શું મારે રોશ કરવો? ગમે તેવો પણ જેને મેં એકવાર મારો કહ્યો તેને હું ઉગારૂં, નહિ તો તેમાં મારીજ લાજ ધટે, માટે હવે તો એને બચાવી લઊં. એમ વિચારી તે અડધી ગજ લાંબી ગરજ થઇને ઉડી તે પેલું પિંગળું હજી રાજાને ઠેઠ આસમાનમા ચઢાવતું જાય છે ત્યા આવીને પિંગળાના માથાપર બેઠી અને ઠણકો મારતી મારતી તેને ડબાવીને છેક છ મહિનાનું પિંગળું હતુ તેવું કરી નાખ્યું અને રાજાને પણ લપડાક મારીને કહ્યું કે "મૂર્ખ! મેં તને વાર્યો પણ તેં માન્યું નહિં. તેં મારી વાત આ કાને સાંભળી બીજે કાને કાઢી નાખી, પણ તેં તેનું પરિણામ એ થાત કે જો હું આવી પુગી ન હોત તો એ તને કયાનો કયા દરિયામાં કે પહાડપર પછાડીને મારી નાંખત." પછી શાહાજાદાને પોતાના મેહેલમાં લાવી ને ભોજન કરી આપી તેને જમાડયો.

શાહજાદો બેચાર દિવસ સમો રહ્યો પણ વળી પાંચમે દિવસે કુંચીઓ આપીને જેવી કોયલા ગઇ કે બે પોહોર તો હાવકો રહી તેણે ત્રીજે પહોરે પાછું મન ફેરવ્યું. તેથી બીજો ઓરડો ઉઘાડયો તો તેમાં જેમંગલ હાથી ઝૂલા ખાઇ રહ્યો હતો. તે શાહજાદાને જોઇને બોલ્યોઃ— "ભલે આવ્યો, દિલ્હીના પાદશાહ! હું તારીજ વાટ જોઇ બેઠો હતો કે મને ચૌદ લોકમાં કોઇ ફેરવનાર છે નહિ, પણ એક તુંજ ફેરવશે." શાહજાદાએ કહ્યું કે "ભાઈ મને તારો ભરોંસો નહિં. પિંગલાને મેં છોડયું તો મને કયાંઇ ફેંકી દેવા તૈયાર થયું. હાથીએ કહ્યું કે "ફટ! ભુંડા! તું પાંચે આંગળી સરખી ગણે છે? તારી ને મારી વચે જુદાઈ સમજે છે?" એમ કહી સોગન ખાઈને પાદશાહનું મન પલાળી નાખ્યું ત્યારે તેણે અગાડીની ને પછાડીની સાંકળ છોડી ત્યાં હાથીએ બે ઘડી આમ ડોલ્લાં માર્યાં ને બે ઘડી આમ ડોલ્લાં મારીને બોલ્યોઃ—" હું ફર્યો તેમાં શું વળ્યું? પણ જ્યારે તુ સવાર થઇ મારી પીઠ પાવન કરે, ત્યારે મારે કાળજે ઠંડક વળે. તું બેસી ને ખેલ ખેલાવ ને પછી જો કે હું કેવો ખેલ ખેલું છું! બાકી આમ તો ફર્યો ન ફર્યો સરખુંજ છે." શાહજાદો લલચાયો તે "યા નસીબ કહીને સુંઢ માથે પગ દેતો કોઇ બજાણિયો ઠેક મારીને વાસડાપર ચઢે તેમ છલંગ મારતો હાથીપર ચઢી બેઠો. ત્યાં તો હાથીએ વધવા માંડયું. તે મોટા પહાડ જેટલો ઉંચો થઈ જેમ કુદડી ફરે છે તેમ ફરવા લાગ્યો. તેવીજ કોયલાને ખબર થઇ કે નાદાને તો નખોદ વાળ્યું! અમણાં પટકી નાખશે. તેથી પાછી ગરજ થઇને આવી. તે ફટાફટ ફટાફટ ચાંચ મારતી હાથીને પાછો ઠેકાણા પર લાવીને બાંધ્યો અને મીણના કોરડા તે યાદ કરે એમ ફટકાવી કહાડયા ને શાહજાદાને પણ ત્યાં પાણીથી પાતલો કરી નાખ્યો.

આ વાતને આઠ દસ દિવસ થયા ત્યારે શાહજાદાનું મન પાછું બદલાયું કે બે ઓરડા તો જોયા પણ ત્રીજામાં શું હશે તે કાંઇ જોયુ નહિ. કાંઇ બધાયમાં ભય હોય નહિ, એમ વિચારી

છેક નમતે પોહોરે લાગલો ત્રીજો ઓરડો ઉઘાડયો તો તેમાં પાણી-પંથો ઘોડો બાંધ્યો હતો. તેણે આગલા બેની માફક આવકાર કરીને કહ્યું કે "જો તું જેવો સ્વાર મને મલ્યો હોત તો ત્રણ લોકની ખબર એક કલાકમાં લાવી આપું એવો છું. પણ કોઇ સ્વાર મળ્યો નહિ તેથી કેદ પડયો છું." કાળો, પીળો, ધોળો, લાલ વગેરે રંગનો ઘોડો નવરંગી છે ને પાસે દિવાલ પર સોનેરી લગામ, પલાણ લટકાવેલાં છે તેથી શાહજાદો લલચાયો ને પલાણ બાંધીને સ્વાર થયો. ઘોડો ફેરવી એક પાટી મુકી બીજી મુકી ને એમજ ત્રીજી, ચોથી ને પાંચમી અને છઠી મુકી કે ઘોડો તો ભાઇને અધર લઇને ઉડયો તો; ને ધરરર આકાશમાં ઉડાડયો. હવે કોયલા ઈંદ્રાસનમાં નાટારંભ કરે છે, માથે કળસ લીવો છે, પગે બેવડા ચોવડા ઘુઘરા બાંધ્યા છે, તાણેો (પખાલચી) ટપ્પાની ટેક લઇ રહ્યો છે, ત્યા એને આ બનાવટની ખબર પડી, પણ ઇંદ્રિ રાજા પાસેથી ઉઠીને અવાય કેમ? તેથી કોયલાએ મન વાળ્યું કે આપણે શુ કરશું? એને મેં ત્રણ વાર વાર્યો તો પણ એણે માન્યું નહિં ત્યારે એના ભોગ! ઘોડાએ જે ઉડાડયો તે સાત સમુદ્ર ઓળંગીને વચમાં એક બેટ હતો, જેમાં ન મળે પાણી કે ના મળે ઝાડ ત્યા લઇ જઇ શાહજાદાને મુકયો અને પોતે પોતાના સ્થાનકે આવીને ઉભો. અહીં શાહજાદો શોચમાં પડયો કે "હવે તો આપણે એકુ આરો રહ્યો નથી–આ તો નહિ વાટના કે નહિં ઘાટના, તેવા નહિં દિલ્હીના કે નહિં કોયલાના થયા. આ તો હાથના કીધા હૈયે વાગા!" પણ નાટારંભ પુરો થયો કે કોયલાએ શાહજાદાને જીવતો જાણી બેટમા આવીને મલી. શાહજાદાને કહ્યું, ફટ "ભુંડા! મેં તને ત્રણ ફેરા વાર્યો ને તું હેવાન કેમ થઇ ગયો?" શાહજાદાએ કહ્યું–"રાણી મારી ભુલ થઇ. પણ હું જે ત્રણ ફેરા ભુલ્યો છું તે મારા શોકમા ભુલ્યો છું, નહિં તો કાંઇ ભુલું તેવો નથી." પછી ખાંધે બેસાડી કોયલા તેને પાછી પોતાના મેહેલમાં લાવી. બત્રીસ પકવાન કરી ખાઇને બન્ને સુતાં.

આ વાતને પંદર એક દિવસ વીત્યા, નહિં વીત્યા, એટલે શાહજાદાનું મન વળી બિગડયું, કે ત્રણ ઓરડા તો જોયા અને એક જોવાનો બાકી રહ્યો છે તે જોઈ લઇએ. નહિં તો કુવાની છાંયડી જેમ કુવામાંજ સમાઈ જાય છે, તેમ મારા મનનો અભિલાખ મનમાં રહી જશે એમ વિચારીને જ્યાં તે ઓરડો ઉઘાડે છે ત્યાં કોઇ દિવસે પણ દીઠામાં, આવેલું નહિં એવું તેજદાર ખચ્ચર બાંધેલું જોયું. તેણે આવકાર આપીને કહ્યું કે, "હે રાજા! તેં હાથી, ઘોડા, ઊંટ, પાલખી વગેરેની સ્વારી તો ઘણીએક ફેરા કરી હશે પણ. ખચ્ચરની સ્વારીની સેહેલ કોઇ દિવસ કરી નહિ હોય; માટે મને છોડીને મારી સ્વારી તો કર.

શાહજાદાએ તેને છોડીને સ્વારી કરી કે પાટી આમ નાખી ને બે તેમ નાખી જે ઉડયું તે ઠેઠ આકાશમાં જ્યાં ' એવા વાયરનાં સુસવાટા કે ઉપર જવા ના દે તેમ નીચે પડવા ના દે ત્યાં ચહાવ્યો. શાહજાદો સમજ્યો કે ભોગ મળ્યા. હવે આકાશમાં આ પરવશ પડેલા પિંજરમાંથી હંસલો ઉડી જવાનો, એમાં શક નથી. તેવામાં મધ દરિયો આવ્યો ત્યારે ખચ્ચરે વિચાર્યું કે બીજા મારા સોબતીઓ તો મૂર્ખ હતા કે કોઇ અહીં મુકી આવ્યો ને કોઇએ તહીં ઉતારીને મારવાનો વિચાર કર્યો. પણ હું તો આ દરિયામાં એવો પડતો મુકું કે આ જનમ તો શું, પણ સાત જનમ સુધી એનો કાઇ પતો ન લાગે. અહીં ઇંદ્રને ત્યાં નાચનો રંગ પૂર જામ્યો છે, તેવામાં કોયલાને ખબર થઈ કે પેલા નાદાને તો પાછું નખોદ વાલ્યુ, તો, જો દરિયામા પડતો મુકયો તો પછી એ આપણો નહિ; ને ખચ્ચર તો જે ઘડી જાય છે તેમાં ફેંકી દેવાની તૈયારીમાં છે જ. ત્યારે કોયલાથી રહેવાયું નહિ, તે માથે સીમો ધરેલો છે ને નાચે છે તેટલામાં બોલીઃ–"મહારાજ! ખમા કરો; મને તમ્મર આવે છે તેથી રજા આપો." ઇંદ્ર કોપ્યાઃ–"કોઇ મૃત્યુલોકનાં માનવીશું વહાલી છું?" કોયલા બોલીઃ–" ના મહારાજ!" ઇંદ્ર બોલ્યા, "તું ના કહે છે પણ તારા નેણાં કહી આપે છે તો. મેં

તારાં નેણાં પરખ્યાં-જા, સલ્યા થઇને પડ." એટલે કોયલાં-" હં હં હં હં મહારાજ!" ત્યારે કહ્યું કે "મારા બોલ પાછા ફરે નહિં. પણ તારી સલ્યા ઉપર દિલ્હીનો શાહજાદો જોગી થઇને ૭ મહિના સુધી તપ આદરશે ને પછી સલ્યાને બાલી ચૂનો કરીને તેની આખા શેહેરને ભભૂત લગાવીને તે જગા ઉપર ધૂપ કરશે તો તું જેવી હતી તેવી પાછી થશે." પછી આ તો ઉડી. ખરર જેમ કોઇ તારો ખરે ને પ્રાણીનું પૂર ચાલે તેમ આવીને કર વધાર્યા ને શાહજાદાને આકાશ ઉપરથી નાખ્યો છે તે નીચે પડતાં પડતાં હવે પાણીથી પાંચ બિલસ છેટો છે તેવામાં તેને ઝીલી લીધો. આટલી ઉંચાણથી પડતાં શાહજાદાનો જીવ તો ઉડી ગયો છે. તે માત્ર સ્વાસ ભરે છે, તેને ઓહોલે લાવી છાતીએ વળગાડીને જ્યારે ચાર પોહોર રાત તે સુઈ રહી ત્યારે સવારમાં તેણે જવાબ કર્યો. ત્યારે કોયલા કહે છે:— "હે રાજા! હવે રામ રામ છે, હું તો પાહાણો થઇને પડું છું." એટલું બોલીને તેને ઇંદ્રના શાપની તથા તે ટળવાની ક્રિયા કહી સંભળાવી. રાજા પોતે તેટલું કષ્ટ વેઠવાને તૈયાર થયો; પણ નવરંગ ગઢમાં કોયલા વિના તે રહે તો તેને મારી નાખે તેથી કોયલાએ તેને પોતાનુ ઝાંઝર, હાર, ઝાલ ને ગુજરી, એ ચાર વાનાં આપીને કહ્યું કે તને ઘોડો આપું છું તેપર બેશીને ઉડી જા, એટલે તારી પછવાડે મારી ૭ બેહેનો સમલી થઇને આવશે. તે જો તને પહોંચી વળી તો તને મારી નાખશે. પણ જેવી નજદીક આવે કે પેહેલી ફેરા મારૂં ઝાંઝર પૃથ્વીપર નાખજે એટલે તે ઉઠાવી લઇને પોતાના મેહેલમાં મુકવાને ચારે જશે. વળી પાછી આવશે, ત્યારે બીજી ફેરા હાર નાખજે એટલે તે લઇને મુકવા જશે; ત્રીજી ફેરા આવે એટલે ઝાલ ને ચોથી ફેરા આવે કે મારા હાથની ગુજરી નાખી દેજે. એમ ચાર વાનાં નાખશે ત્યારે તેઓ એમ જાણશે કે મારા ચારવાનાં એઓની પાસે રહ્યાં તો તે વિના હું તારી વાંસે જઇશ નહિ, તેથી તે બધાને મેહેલમાં સાચવીને મુકવા જશે. એટલી વાર તને નાસવાને વખત

મળશે તેટલામા તું નદી ઉતરી હનુમાનજીની હદમાં જજો કે પછી એઓનું કાંઇ ચાલશે નહિ. શાહજાદો ઘોડાપર ઉડ્યો. છ પરીઓ સમલી થઇને પાછળ આવી તે ચાર ફેરા પેલા ચાર વાનાં નાખી રહ્યો ને હવે હનુમાનજીનું થાનક ચાર ખેતરવા દૂર છે, તેવામાં આ તો પાછી આવી પુગી. ત્યારે શાહજાદાએ બૂમ મારી "ઓ, હનુમાન! બજરંગ વીર! તું સાહય થા! નિકર આ દુષ્ટાઓ મારો પ્રાણ લેશે." હવે હનુમાનજીની આણ તો તેની હદમા હોય, ત્યાં ફરે છે, તો પણ શાહજાદાએ જે હોકારો કર્યો તેથી પેલીઓ ચોંકી ને ત્યાં થંભી. તેવામાં શાહજાદાએ ઘોડાને જરા દાબ્યો ને ચડપ કરતો હનુમાનજીની હદમાં પેસી ગયો. ત્યારે પરીઓ નાચાર થઇને પાછી ગઇ. પછી શાહજાદો ત્યાંનો ઉપડ્યો મુગીપુરપાટણ જઈ પહોચ્યો. ત્યાં કોયલા તેની પજ્વાડેજ સત્યા થઇને પડી. તેવાજ શાહજાદાએ પોતાનો તમામ પોશાક ઉતારી ઝોયપર ઉસેડી દીધો ને ખાકી બની સત્યા પર તપ આદરવાને બેઠો. છ મહિના સુધી તેણે રાત ને દહાડો બેઠીને તપ કર્યું. પછી સત્યા બાળી તેની રાખોડી આખા શેહેરને લગાવી વળ્યો. પછી તે જગાએ ધૂપ કર્યો, કોયલા રાણીને સજીવન કરી તેને લઈ તે પોતાને વતન આવ્યો.

# ભોજ રાજા.

એક દિવસે ભોજ રાજા સવારનાં ચોહોરમાં ઘોડા ઉપર બેસીને જાય છે. તેવામાં એક ગેટીને ઝરૂખે એક અમાર ને તેની બાયડી બેશીને હવા ખાય છે, તેમને જોઇને રાજાનાં ફેફળસાહ શાહુકારનાં છોકરાની વહુ પાણી ભરવા ગઇ તે હસીને ચાલી ગઈ. રાજા ભોજ વિચારમાં પડયો કે શાહુકારની છોરી શા કારણે હસી હશે. તેથી પનઘટ આગળ જઇને તેની સામે ઊભો રહ્યો. ત્યારે છોકરીએ પુછ્યું, "પિતાજી કેમ ઉભા છો? ભોજે પોતાનો વિચાર કહ્યો, ત્યારે છોકરી બોલી, રાજા જવા દો, એ વાતમાં સાર નથી. તોપણ રાજાએ બોહોસ કરી તેથી છોકરીએ કહ્યું, "જો હું પાણી ભરીને આ દરવાજામાંથી જઇશ તેવો દરવાજો મારા ઉપર પડશે ને હું મરીશ. મને ૭ મહિનાનો છોકરો છે તે રહેશે તે હું તારા મહેલના કુંડમાં માછલી અવતરીશ તે આજથી ૭ મહિને તું કુંડ પાસે આવીને મને પુછજે." રાજા ઉભો રહ્યો ને છોકરી જેવી ભાગોળમાં થઇને ચાલી તેવી ઊપરની મેડી તૂટી પડી ને તે છુંદાઇ ગઇ. રાજા આશ્ચર્ય પામ્યો; પણ મ્હોલે જઇને દાહડોવાર લખી રાખ્યો. એમ કરતાં ૭ માસ પૂરા થયા ત્યારે સવારમાં ઉઠી કુંડ પાસે જઇને બોલ્યો— "માછલી બાઈ! તેં મને વચન આપ્યું છે તે જો ખરૂં હોય તો આજ મારા સવાલનો જવાબ આપ." ત્યારે માછલી ખરરર કરતી પાણીની સપાટી ઉપર આવીને બોલી—"રાજા, વાત જવા દે— એમા સાર નથી; પણ જો તને બોહોસ હોય તો જા હું મોતીસા વહેવારીઆને ત્યાં અવતરીશ, ત્યારે આજથી બે વર્ષે મને પાછો પુછવા આવજે." બીજા વહેવારીઓને દરબારમાં આવજા છે, પણ મોતીસાને નથી તેથી રાજાએ તો તેને એક કામ ને બે કામ કરીને કામ ચીંધવા માંડ્યું, ને થોડા મહિનામાં તેની સાથે ઘરવટ કર્યું. એક દિવસે વાત કરતાં મોતીસાએ કહ્યું કે મારે એક છોકરો છે, તેની વહુને શ્રીમંત (અધરણી) આવ્યું છે. નવ માસ પૂરા થતાં મોતીસાના દીકરાને ત્યાં છોકરી અવતરી. તે દિવસે ના વધે તેવી રાત્રે

વધે ને રાત્રે ના વધે તેવી દિવસે વધે છે. છોકરી તો વરસ દોડ વરસની થઇ, ત્યારે બોલવા ચાલવા લાગી, તેથી તેનું વેવિશાળ કરવાની તજવીજ થઇ. હવે છોકરીનું વય બે વરસ થયું છે ને ફોફળશાહનાં છોકરાનો છોકરો અઢી વરસનો છે એટલે ત્યાં સંબંધ થયો. છોકરીને તેના બાપે કહ્યું કે બેહન હવે તારૂં વેવિશાળ કરીયે છિયે, તેમાં રાજી છું ની? ત્યારે છોકરી બોલી કે, મારૂં વેવિશાળ કરો ત્યારે રાજાને બોલાવજો. બન્ને વેહવારીઆ, ફોફળશા ને મોતીસાને, રાજા સાથે ઘરવટ જેવું છે, એટલે બન્ને વહેવાઇ રાજાને છોકરીનાં નામથી તેડું કરી આવ્યા. રાજા તો રોજ દહાડા ગણતો બેઠો હતો. બીજે દિવસે પેલા બે વરસ બરાબર પૂરાં થયાં ને અઢી વેવિશાળ પણ કર્યું. છોકરીનાં બાપે બે નાળિયર ને એક રૂપિયો છોકરાના બાપને પ્રથમ આપ્યો, પછી છોકરાના બાપે છોકરીનાં બાપને આપીને છોકરીને ચાલ્લો કરી રાજાના ખોળામાં બેસાડી. ત્યારે રાજાએ છોકરીને પુછ્યું કે મારો કાંઇ ખુલાસો? છોકરી બોલી, "રાજા તું શું જોઇ રહ્યો છું—તું કાંઇ સમજે છે કે નહિ?" તોય રાજા બેસી રહ્યો, ત્યારે છોકરીએ ચેતવ્યો—હે રાજા! હું કોણ હતી તે તું ભૂલી ગયો છું કે યાદ છે? યાદ હોય તો કહે, જ્યાં મારૂં વેવિશાળ થાય છે, ત્યાં થવું જોઇયે કે નહિ? ત્યારે રાજાને ભાન આવ્યું કે છોકરી છોકરો તો પેલે ભવમાં મા દીકરી હતા, એટલે વેવિશાળ ટળાવ્યું. ત્યારે છોકરીએ કહ્યું કે પેલો તારો અમીર ને તેની બાયડી ભેગા બેઠા સુખ માનતાં હતા; તેમને જોઇ હૂં હસી તે પણ પેલા અવતારના મા દીકરા હતા.

આ વાત પછી રાજાને હવે આગલા ભવ વિશે રટણ થવા માંડયું ને વિચારમાં પડયો કે હું પેલે ભવ કોણ હતો ને શા પુન્ય કરયાં કે આ અવતારમાં ભોજ જેવો યશસ્વી રાજા થયો. ત્યારે એણે તો પોતાનાં પાંચસેં પંડિત, છસેં વ્યાસ ને સાતસેં જોશીને બોલાવી સવાલ કર્યો કે જો અને જવાબ નહિં આપો તો આટલાં વરસથી તમે મારૂં વર્ષાશન ખાઓ છો તે બદલે તમને બધાયને ગરદન મરા-

ચીશ. પંડિત મંડળમાં માઘ શ્રેષ્ટ હતો, તેણે વિચાર્યું કે પેલા ભવની વાત પુછી એ તો અતિ સવાલ છે. તે કાંઈ શાસ્ત્ર પૂરાણમાં મળશે નહિં ને ભોજ રાજા મોંથી બોલ્યો છે તે ગરદન મારયા વનાં રહેશે નહિં. તેથી આ વાતની શોધ કરવાને ૭ મહિનાની મેહેતલ માંગી. મેહતલના ચાર મહિના ગયા; પણ ખુલાસો હોય ક્યાં કે જોઈ કહાડે ! એટલે માઘ ફીકરમાં ને ફીકરમાં સુકાવા લાગ્યો. પાંચ મહિના પૂરા થયા ત્યાં તો છેક નાખી દીધું, ત્યારે એને એક બાળ કુંવારી છોકરી હતી તેણે પુછ્યું-બાપા ! તમારા શરીરમાં વ્યાધી નામે નથી ને તમે સુકાતા કેમ જાઓ છો ? એ ઉપરથી માઘે છોકરીને વાત કહી, ત્યારે તેણે જવાબ આપ્યો-"એમા શી મોટી વાત છે ? તમારા ૭ મહિના પૂરા થાય, ત્યારે રાજાને મારી કને મોકલશો તો હું એના મનની ભ્રાંતિ ભાંગીશ."-માઘ હસીને બોલ્યો, બેટા બધા પંડિતો થાક્યા છે, તો તારી કેટલી બુદ્ધિ ? દીકરીએ કહ્યું કે બાપા તમે તમારે રાજાને મારી પાસે મોકલજો તે રાજાને મારાથી ખુલાસો નહિં થાય, તો તમે બધા પેટમા કટારી મારીને મરજો ને તે બધી બ્રહ્મહત્યા મારે શિર છે." ત્યારે તો માઘને ધીરજ આવી. મેહેતલ થઇ રહી કે ભોજે ફરી પંડિત બ્રાહ્મણને બોલાવીને સવાલ કર્યો. માઘે કહ્યું-રાજા આવો સવાલ તુ રહેવા દે, એમાંથી તું કાંઇ ફાયદો કાઢીશ નહિં. તોય બોહોસ કરી ત્યારે કહ્યું કે જાઓ-મારી છોકરી તમને ખુલાસો કરી આપશે. બ્રાહ્મણોનું મંડળ બધું કચેરીમાં બેઠું છે ને રાજા ચડપ ઉઠી માઘને ઘેર ગયો. છોકરીએ રાજાનો આદર સત્કાર કરીને કહ્યું—રાજા એ વાત છોડી દે, પણ જાણવી હોય તો તસદી લેવી પડશે. ભોજે કહ્યું જે તસદી તુ કહીશ તે લેવા હું તૈયાર છું. છોકરીએ કહ્યું કે અહીંથી ૩૦ ગાઉપર અમુક શેહર છે, ત્યાં તું એકલો જા ને સવારનાં પોહોરમાં જે તને બોલાવે તેને ઘેર જઇને પુછીશ તો તે ખુલાસો કરશે. ભોજ ત્યાંથી ઉઠી કચેરીમા આવ્યો ને બ્રાહ્મણ મંડળને ઘર જવાની રજા આપી. પછી ખાઇ પી તૈયાર થઇને બે હજુરીયા સાથે લઇ બતાવેલા શહેરમાં તે ...

રાતવાસો શહેર બહાર કર્યો. વાણું વાતાં શેહેરમાં ગયો, પોતે રાજા છે, પણ એકલો તે ઓળખે કોણ ? તેથી આમ તેમ ઘણુંએ જોયું, પણ કોઇએ બોલાવ્યો નહિં. પછી શેહેરની અધવચમાં જઇ પુગ્યો, ત્યાં એક શાહુકારની બાયડી સવારમાં વાસિદું વાળીને કચરો બાહેર નાખવા જાય છે તેણે રાજાને જોઇને બોલાવ્યો—" આવો ! રાજા ભોજ ! " એટલે રાજા ઊભો રહ્યો ને બોલ્યો, બાઇ મારે તારી મેડીમાં આવવું છે ! વાણિઆણી બોલી—ભલે પધારો. તમને માધવની દીકરીએ મોકલ્યા છે કે ? ભોજ ઓળખ્યો કે આ બાઇએ મને કોઈ દિવસ ભાળ્યો નથી ને ઓળખ્યો કયાથી ! કયાં હું, કયાં એ, ને વળી માધવી દીકરી કયાં ! પછી તો પોતે બોલ્યો—બાઇ તું આટલું જાણું છું તો મારી મનોવૃતિ પણ જાણી હશે, તેથી મને ખુલાસો કર. વાણિઆણીએ કહ્યું કે રાજા એ વાત જવા દે ને જાણવામાં કાંઈ ફાયદો નથી. તોપણ તેણે આગ્રહ કરયો ત્યારે બાઇ બોલી કે " રાજા, તારે જાણવું છે તો જા અહીંથી ૧૦૦ કોસ ઊપર વાંઝ્યા નગરી છે, તેનાં રાજાની ઉંમર સાઠ વરસની છે તેને કાંઈ સંતાન નથી; પણ રાણી ભારેવાઇ છે, તે આણીગમથી તું પુગશે ને સવારનાં પાચ વાગતામાં પેલી ગમ છોકરો અવતરશે તેની વધાઈ પોકારશે. નગારા દુંદુભી બે કલાક વાગશે ને છોકરો પાછો થશે. તેને જ્યા કાઢી આવે તે જગ્યો તું જોઇ રાત્રે ખોદી કાઢી છોકરાંને નદીમાં નહવાડી ટીલું તાણીને તારા ખોળામાં લઇ બેશજે ને તારે જે પુછવું હોય તે પુછજે કે તે તારો ખુલાસો કરશે. " ભોજ ત્યાંથી ઉઠયો તે સ્વાર થઇને ચાલ્યો. પાંચ છ દિવસે વાઝિયા નગરીમાં પહોંચ્યો. ત્યાં સવારનો પોહોર ફુટવા આવ્યો છે ને નગારાં દુંદુભી પણ વાગ્યાં. ભોજે લોકને પૂછ્યું કે વધાઇ શી છે ? ત્યારે તેઓએ કહ્યું કે આ નગરીની ગાદીપર જે રાજા આવે છે તેનો સાત પેઢી થયાં નિર્વંશ જાય છે, હાલનાં રાજાને સાઠ વરસે એક છોકરો થયો છે તેની વધાઇ પુકારી છે. પણ બે કલાક થમા કે

છોકરો પાછો થયો ને આખા શહેરમાં શોક પથરાયો છે. શેહેરનાં બધા લોક ગયા, તેમ ભોજ રાજા પણ માથે પટકો વિટાળીને આભડવા ગયો. મસાણ કાંઠે જ્યાં છોકરાને દાટયો તે જગા ધ્યાનમાં રાખી રાજા પાછો ફરયો. પછી પોહોરેક રાત વીતી કે ભોજ એકલો મસાણ કાંઠે ગયો. જમીન ખોદીને મડદું કાહડયું ને તેને સ્નાન કરાવી ટીલું કરીને ખોળામાં લઈ બેઠો. "જેણે મને અહિં સુધી મોકલ્યો છે, તેમાં સત હોય તો હે બાળ-મડદાં બોલ! હું પેલે અવતાર કોણ હતો ને શા પુન્ય કરયાં કે આજે ભોજ રાજા થયો ને હવે મારે શું કરવું કે બીજે ભવ એથી પણ મહંત પદીને પામું!" મડદું ખડખડ હસી પડીને બોલ્યું-"હે રાજા એ વાતમાં ફાયદો નથી ને તું જાણતો હશ કે આ અવતારમાં કાંઈ મોટી પ્રાપ્તિ કર તે થવાનું નથી. માટે જા સુખમાં રાજ કર." તોય રાજાએ કહ્યું કે મને કહે કે પેલે અવતાર હું કોણ હતો ને મેં શું પુન્ય કરયાં? ત્યારે સબ બોલ્યું-"હે રાજા પેલે અવતાર તું કઠીયારો હતો, જે શેઠાણીએ તને મારી પાસે મોકલ્યો તે તારી વહુ હતી. હું તારો દીકરો હતો ને માઘ પંડિતની દીકરી મારી વહુ હતી. તું રોજ જંગલમાંથી લાકડાં ફાડી લાવતો ને હમારો સર્વનો નિર્વાહ કરતો. પણ તેવી નબળી હાલતમાં તારૂં દીલ મોટું હતું, તું જે કંઇ લાવતો તેમાથી ગુજારો કરતાં જે વધતું તે તરત ગરીબને વેહેંચી આપતો. પણ એકે દિવસ કોણ જાણે કાલે કમાઇ થશે કે નહિ, એવો શોચ કરીને તેં બચાવીને પાસે રાખ્યું નહિં. એમ કરતાં જગ દુકાળ પડયો. તે એક નહિ પણ સાત સાત દુકાળો થયા. ત્યારે ત્રણ દુકાળ તો તેં નિભાવ્યા, પણ ચોથા દુકાળમાં કયાંય અન્ન મળે નહિં, તેથી મોટા શેઠ શાહુકારોને પણ કાંધે કોવાડી નાખીને લાકડાં ફાડી લાવવાનો વખત આવ્યો, ત્યાં તો ગરીબ પાસેથી કોણ લાકડાં વેચાયાં લે? અપવાસ કરતાં સાત દિવસ થયા, ત્યારે ઉચાળો ભરી આપણે ચાલ્યા. ચાલતાં ચાલતાં ત્રણ દિવસે આપણે એક વનમાં આવ્યા, ત્યાં એક તલાવ હતું ને પાસે વડના છાંયડા નીચે એક મોટા તપેસ્વરી બેઠા હતા

જેને વારતે નીત આકાશથી અન્નનાં બે થાળ ઉતરતા, તે એક પોતે ખાતો ને એક કોઇ અભ્યાગત આવે તેને આપતો. અપોર થયા છે ને સતને સારૂ આકાશથી બે થાળ ઉતર્યા છે તેવામાં આપણે ત્યાં ગયા, ત્યારે સતે એક થાલ આપણી તરફ ખસેડી મેલ્યો ને બીજો પોતે ખાધો. આપણુ બધાયને બારબાર અપવાસ થયા છે, તોપણુ તેં નાહી ધોઇને ખાવાનો વિચાર કર્યો ને હમારૂ મન તો એમનાં એમ ખાવાનુ થયું. તેં થાળમાંથી ચાર સરખા હિસ્સા કરી ત્રણ અમને આપ્યા ને એક તારી પાસે રાખ્યો. તેવામાં દૂરથી કોઇ અભ્યાગત આવતો તારી નજરે પડયો. એટલે તેં હમને ખાતાં રોક્યાં ને કહ્યું કે આને ખવડાવીને આપણે ખાશું. તેણે આવીને કહ્યું કે મને પનર દિવસના અપવાસ થયા છે. તેવાજ તેં તારી પાસેનો થાળ તેની આગળ ખસેડી મુકી કહ્યું, તું આ ખા ને હમે ત્રણમાંથી ખાશું. પેલાએ તો થાળ પૂરો કરીને કહ્યું કે હજી હું ભુખ્યો છું. ત્યારે તેં તારી બાયડીને કહ્યું કે તારો થાળ એને આપી દે, તેથી તને મોટું પુન્ય લાગશે. બાયડી તને આધીન હતી તેથી તારા હુકમને અર્થે પોતાનું ભોજન ખસેડી આપ્યુ. પણ તેને મનમાં એમ વિચાર થયો કે બાર દિવસના ભુખ્યાં મરીએ છીએ ત્યાં આ કાળરૂપ કોણ આવ્યો છે! એણે તો બીજો થાળે પૂરો કરી ત્રીજો માગ્યો. ત્યારે તેં મારી બાયડીને કહ્યું કે આપી દે. તારી આમન્યા તે રાખતી; પણ તેને જે ક્રોધ ચડયો તેથી ધુમરો તાણેલો હતો તેમાં ને તેમા થાળ- માંથી એક કોળિઓ ભરી મોંમાં નાખીને થાળ ખસેડી આપ્યો. ને અન્ન ઉચ્છિષ્ટ કર્યુ. મેં જાણ્યું કે આને બે પૂરા કરયા તેમ ત્રીજોએ પૂરો કરશે, તો હવે મારો આપવો પડશે. તેથી તે ત્રીજો ખાવા બેઠો કે મેં પણ ખાવા માડયું. પેલાએ પૂરો કરીને વળી થાળ માગ્યો, ત્યારે તેં મને મારો કાઢી આપવાને કહ્યું: પણ તારૂં ન સાંભળતાં મેં તો નીચી મુંડીએ ખાવાજ કર્યું. પછી પેલો તો મારી સામે બેસીને મારામાથીભેગો ખાવા મંડયો, ત્યારે મેં પણ જલદી જલદી કોળિઆ

ભરયા. હે રાજા! તારા આવા પુન્યથકી તને ભોજ રાજાનો વૈભવ મળ્યો, તારી બાયડીએ માંહેથી કાંઇ મન ચોરયું, તેથી તે મોટા શાહુકારને ત્યાં ગઇ, નીકર રાણી થાત; પણ ભુખથી એનો જીવ જેટાઇ જતો હતો તેની પરવા ન કરતાં તારો હુકમ પાળ્યો, તેથી એને ઘેર સુખ સંપત છે. મારી વહુએ પણ તારી આમન્યા પાળી; પણ રીશની મારી ઉચ્છિષ્ટ કરી અન્ન વૃથા કરયું, તેથી બ્રાહ્મણ જેવી ઉગ્ર વર્ણમાં ને તેમાં વળી માઘ જેવા પંડિતને ત્યાં અવતરી, પણ અન્ન વૃથા કરયું તેમ એનો જન્મારો બાળરાંડ થઇને વૃથા જાય છે; ને મેં તારી કે અભ્યાગતની કોઇની આમન્યા ન રાખી તો મને સાત અવતાર આમ ને આમ ફોકટ ગયા. મારો જનમ થાય છે તે બે કલાક કે બે દિવસ જીવું છું ને પછી મરૂં છું. ચારેનો આ છેલ્લો અવતાર છે, માટે હે રાજા! તું જાણતો હઇશ કે હું પુન્ય કરીને મોટી પદ્દિને પામુ, તે આશા રાખીશ નહિં. રાજા થઇને માલ વાવરે તો તેમાં મોટાઇ નથી, તેથી કાંઇ તારાથી આગલા ભવનાં જેવું પુન્ય હવે થાય નહિં. તું હવે એટલી મેહેનત કરીને લાકડાં ફાડવા ક્યાં જા ને લાકડાં ફાડી લાવ્યો તો વેચવા ક્યાં જા ને વેચવા જા તો પાછો દુકાળ ક્યાંથી આવે? ને તને-મને બાર બાર અપવાસ ક્યા થકી થાય ને પંદર અપવાસનો અભ્યાગત બીજો ક્યાં મળે? માટે ગઇ વાત તારે સંભારવી નહિં જ. ને તું જાણું છું કે રાજ પછવાડે નર્ક છે જ, માટે તારૂં રાજ તું રૂડી રીતે ચલાવીશ તો ઠીક, નીકર બધા રાજા મુઆ કેડે નર્કમા જાય છે તેમ તારૂં આગલુ પુન્ય છે ત્યાંસુધી રાજ ભોગવીશ; પણ નીતિ ને ઇનસાફ ના ચલાવ્યા તો પછી તારા નસીબમા પણ નર્ક છેજ." ભોજ આટલુ સાભળી સબને ડાટીને પાછો ફરયો; પણ હવે ફિકરમંદ થયો, તેથી આગલા ભવનાં અજ્ઞાનથી જેટલું તેના મનને ચેન હતું તે ઉલટું ખોઇ બેઠો.

# શિયાળ ને ખિસકોલી.

એક વખતે પાણીમા રહેનારો કાચબો સુકી જમીનપર આવી પડયો, ત્યા તે શિયાળડીની નજરે પાડયો. કાચબો બીકનો મારયો કોટલામા ભરાઇ રહ્યો, તોપણ શિયાળ તો તેની પછવાડે મડી. ત્યા એક ખિસકોલી આવી તેણે જોયુ કે શિયાળ છોડશે નહિ તો કાચબો જમીનપર બાપડો મરી જશે. તેથી બોલી—

ચીતૂરી (ટુંકી પુછડીવાળી) શિયાળ, બુધને જાણુ આપડી, (બુદ્ધિ હીન)
કાચબ પાણીમા પાળાસ, એટલે કડક વાગે કાચલી.

શિયાળે જાણ્યુ કે ઠીક સલ્લા આપે છે, તેથી કાચબાને આડતેવી અડમેલીને પાણીમા લઇ ગઇ કાચબો થોડુ પાણી હતુ ત્યાસુધી તો સુનમુન પડી રહ્યો, પણ જ્યા વધારે પાણી આવ્યુ ત્યા ચડપ માંહિ સરી ગયો એટલે શિયાળ ચ્હીડાઇને ખિસકોલી પાસે પડી ખિસકોલીને કેથે લાગ કાંઇ ગો નહિં, તે એક ઝાડ ઉપર ચઢી ગઇ ત્યારે શિયાળે તો ઝાડ નીચે અડાન્યા કે હમને શુ? હમે તો ભાત ખાઇને સાત દિવસ સુધી બેસી રહીશુ —

હમારે ખાવા આવે ભાત, ને હમે રહીયે દીઆરા સાત

ત્યારે તો ખિસકોલી ઘભરાણી કે આમ કેમ પરવડશે? પછી પોહોરેક જવા દઇ ઝાડની સઉથી ઊંચી ડાળ ઉપર ચઢી ઠગાઇથી બોલી

બાઈ બાઈ ડુંગરાની ઢોળે, કોળી આવે ઘોડા તોલે,
પાસે કુતરાનું છે સાથ, રખે શિયાલબાઇ તમારૂજ ભાત?

શિયાળે જાણ્યુ કે કોળીઓ સાથે કુતરા લઇને શિકાર માટે આવે છે, ત્યારે આપણો તો મુઆજ તો તેથી ઘભરાઇને પુછ્યુ કે હું ક્યા નાસુ?

સાચુ બોલની ખોટી, હવે મારી ઝાડ થઇ ધોટી,
આટલી ઘડીક કરતી હાસું—હવે કેની કોર નાહસુ?

ત્યારે ખિસકોલીએ એક દિશા બતાવી ત્યા શિયાળડી નાઠી કે પોતે ઝાડપરથી ઉતરી બીજી કોર ચાલી ગઈ।

---

# સારંગધર સલાટ.

એક ગામમાં બે સલાટ સહિયારીએ રેહેતા હતા. બન્ને પોતાનાં ધંધામાં કૂશલ હતા ને તેમનાં ઘરમાં રિદ્ધિ સિદ્ધિ પણ, સારી હતી. બન્નેની બાયડીઓ ભારેવાઇ થઈ, ત્યારે બે મિત્રે એકમેક સાથે નક્કી કર્યું કે જો એકને ત્યાં છોકરો અવતરે ને બીજાને ત્યાં છોકરી અવતરે તો આપણે બન્નેને સંબંધ. એટલામાં સલાટોને પોતાના રાજા સાથે વિરોધ થયો તેથી બને ઉચાળો ભરીને ચાલ્યા, તે એક એક રાજ્યમાં ને બીજો બીજાના રાજમાં જઇ વસ્યો. ત્યાં એક મુઓ ને તેની બાયડીને છોકરો અવતર્યો. તેનું નામ સારંગધર પાડ્યું ને તે મહા રૂપવાન ને બત્રીસ લક્ષણો છોકરો થયો. પણ બાપ મુઓ એટલે ઘર નબળું પડ્યું. બીજો સલાટ દેવધર જે રાજમાં ગયો, ત્યાં પોતાની કૂશળતાને લીધે રાજાનો માનીતો થઇ પડ્યો ને પેહેલાં ઘરમાં જેવી લીલા લહેર હતી તેવી તેને ફરી થઇ. એને છોકરી આવી પણ પોતાનો મિત્ર મરી ગયો ને તેનું ઘર નબળું પડ્યું, એટલે સારંગધર વેરે છોકરી આપવાથી એનું મન ડગ્યું. આ કોર સારંગધર બત્રીસ લક્ષણો છે, તે સાત વર્ષમાં તો પોતાનો હુન્નર શિખી રેહ્યો ને ઇશ્વરી પ્રેરણાથી એના બાપ ને બધાય સલાટો કરતા સવાઈ નિકળ્યો. રોજ નવો નવો હુન્નર કરીને સારંગધર પોતાની માને બતાવે છે; પણ માને મન એનુ રૂપ ને હુન્નર જોઇને ઉલટો શોચ થાય છે. તેથી એક દિવસે તેણે પોતાની માને પુછ્યું— માડી, બીજી મા છોકરાને જોઇને રાજી થાય ને તું મને જોઇને રોજ શોચ કરે છે તેનું કારણ શુ ? શું હું કુટિલ નિકળ્યો ? ત્યારે માએ દીકરાને એના વાસ્તે એના બાપે કરેલા સંબંધની વાત કહીને હાલ તે કન્યા ટળી તેથી તેનાં ઘરને હિણું લાગે છે તેનો અફશોસ કર્યો. દીકરાએ સર્વ હકીકત પુછી લઇને માને ધીરજ આપી કે મારામાં

હુનર છે તો એવી કન્યા દસ પરણી લાવીશ. એ વાતને વરસ બે વરસ થયાં કે તે વિસારે પડી. ત્યારે સારંગધરે મા પાસે પરદેશ જવાને રજા માંગી. માએ કહ્યું, હું આંધળીની તું એક આંખ, હું ક્યાં બહાર જાઉં? પણ છોકરાએ માને ઘણું ઘણું કહીને સમજાવી એટલે દસ વીસ દિવસે માએ રજા આપી. તે પોતાનાં ઓજાર બાંધી લઈને દેવધરનું ગામ પુછતો ચાલ્યો. તે પહોંચ્યો ત્યારે દેવધર ને તેની બાયડી કામ ઉપર ગયલાં હતાં ને ઘરમાં છોકરી એકલી હતી, તેને પુછ્યું કે દેવધર ઘરમાં છે? છોકરીએ કહ્યું નથી. ઘરમાં આવશે કે નહિં? ત્યારે છોકરીએ સમસ્યામાં જવાબ આપ્યો, "આવ્યો તો ના આવશે ને ન આવ્યો તો આવશે." એટલે વર્ષા રુતુ છે ને શહેરની પાદરે નદી વહે છે તે જો વરસાદ આવ્યો ને નદીમાં પૂર આવશે તો દેવધરથી અવાશે નહિં ને જો વરસાદ ના આવ્યો તો તે ઘેર આવશે. સારંગધર બત્રીસ લક્ષણો છે તેણે પાછો જવાબ આપ્યો—"હજી (વાદળાં) ધોળા છે તે કાંઇ રેલે નહિં, કાળાં હોય તે રેલે." આ જવાબથી છોકરી સમજી કે ચતુર છોકરો છે. તેવામાં આ બોલ્યો, "તમારા પિતાજી હુનરવાળા છે તે સાભળી દૂર દેશ થકી હું એમના હાથ નીચે શિખવા આવ્યો છું. મને આ શહેરમાં ક્યાંઈ ઉતારો નથી, તેથી લ્યો આ ચોખા હું બાંધી લાવ્યો છું તે તમારા બાપ મા આવે તેટલામાં મને રાંધી આપો." સારંગધર પરીક્ષા લેવાને માટે પોતા સાથે પથ્થરની ઝીણી કાકરી ચોખા જેવી કરીને બાંધી લાવ્યો હતો તે પેલી છોકરીને છોડી આપી. છોકરી હાથમા લેતાંજ ચેતી, એટલે તેણે અંદર જઈને લાલ પથ્થરની કાકરી ચણા જેવી કરી રાખી હશે તે લાવીને બોલી, "મને રાંધતા વાર લાગશે તેટલામાં તમે આ ચવેણું ચાવો!" પેલાએ હાથમાં લઈને પારખ્યું કે એણે પણ મને કંકર આપ્યો. એમ એકમેકની ચતુરાઇ જોઇને બન્ને શાંત થયાં. બન્નેની ઉમર બાર બાર વરસની થવા આવી છે તે એકમેકને અહીં જામી ગઈ છે. તેવામાં માબાપ આવ્યા. સારંગધરે દેવધરને કહ્યું

તમારૂં નામ સાંભળીને હું તમારા હાથ નીચે હુન્નર શિખવાને આવ્યો છું. આનુ રૂપ ને તેજ જોઇને દેવધર પણ ખુશી થયો તેથી કહ્યું કે હું તને મારો બધો હુન્નર શીખવીશ ને પ્રવિણ થયો તો આ મારી છોકરી સાથે પરણાવીને ઘરજમાઇ કરી રાખીશ. આ તો સર્વ હુન્નર જાણે છે; પણ મતલબસર મુંઢ થઇને રહો. દેવધર જેમ શીખવે તેમ આ કારિગરી પુરુ બનાવી જ્યારે કામ પુરૂ થવા આવે ત્યારે ટપ દઇને એકાદ ડેકાણું જોરથી અથોડી મારે તે ભાંગી હજાર રૂપિયાની કારીગરી કોડીની કરી નાખે. એમ વરસ બે વરસ થયાં પણ આ ભાઇએ તો પોતાનો ઢંગ છોડયો નહિં. દરમિયાન ઘરનાં સહુએ સાથે આને પ્રીતિ જામી. ત્યારે એક દિવસે એણે ગામ જવા રજા માગી, ત્યારે દેવધરે કહ્યું કે તું હજી કાંઇ શીખ્યો નથી તે ગામ જઇને શું ખાઇશ? તોય એણે ઝંક કરી. પછી દેવધરની વહુએ સમજાવ્યો કે ભુંડા શું કરવા જાય છે ? હમે તને હમારી છોકરી સાથે પરણાવિયે ને તું હમારા ઘરનુ ધન ખા પી ને વાવર. ત્યારે સારંગધરે કહ્યું કે મને પરણાવો તો તમારા ઘરમાં ના રહું ને મારાથી કામ બિગડી જાય છે, તેથી દેવધર જ્યારે ત્યારે મને મૂર્ખ વિગેરે કહીને ધમકાવે છે તેનો તુચ્છકારો ના ખમું. તેમ કબૂલ કરીને બન્નેને પરણાવી જુદુ ઘર માડી આપ્યુ. ત્યા સારંગધર તો એ વખતે સસરાને ત્યાથી જે જમવાનું આવે તે ખાઇને આખો દિવસ સુઇ રેહવા લાગ્યો. આમ વરસ ને બે વરસ. ગયાં ત્યા બાયડી મુઝાણી કે આમ પડી રહે ક્યાં સુધી નિભશે. એક દિવસે પેલીએ બહુ રાડ કરી કહ્યું કે કાઇ હુન્નર આવડતો નથી તો બધા જંગલમાં જઇને લાકડા કાપી લાવે છે તેમ કરો તોય નિર્વાહ ચાલશે. પછી જ્યારે સલાટો કામ વના હોય, ત્યારે ગાડાં લઇને જંગલમાં લાકડાં કાપવા જતા; તેમ આ વખતે ગયા ત્યારે દેવધરનાં દસ ગાડાંમાંથી એક ગાડું સારંગધરને સ્વાધિન કર્યું ને સારંગધર પણ જંગલમાં ગયો. ત્યાં તો સલાટો લાકડાં કાપી ગાડાં ભરાઇ રહે ત્યાંસુધી પાંચ છ ને દસ દિવસ સુધી જંગલમાં પડી રહ્યા. ત્યારે આ સવારમાં બે ચાર કોસ અહીં તહીં ફરી પાછો આવી ખાઇને

સુઈ રહેવા લાગ્યો. એમ પાંચ દિવસ ગયા ત્યારે સલાટોએ એને ટોક્યો કે કેમ તું લાકડાં કાંઠી લાવતો નથી? એણે કહ્યું કે જેઓને આર રૂપ-કાંઇ લાકડા ફાડવા લાયક છે કે હું ફાડી લાવું? પેલાઓ ઠઠા મશ્કરી કરીને ચૂપ રહ્યા. બીજે દિવસે આ દંમ ડોસ વનમાં નિકળી ગયો ને ત્યાં અગર ચંદનનું ઝાડ જોયું તેમાંથી બે ત્રણ ત્રણ હાથના, બે ડોઢ હાથના ને ચાર હાથ હાથના કટકા કાપી કાંધે મારી લઈ આવ્યો. બીજે દિવસે બધાઓએ ચાલવા માંડયું. ત્યારે બીજાઓને દયા આવી તેથી સહુએ બબે ચાર ચાર લાકડાં નાંખીને એનું ગાડું ભરી આપ્યું. ઘર આગળ આવ્યો ત્યારે સારંગધર ગાડામાંથી પોતાના ટુકડા લઇને ઘરમાં ગયો ને ભરેલું ગાડું એમનું એમ ઓસરીએ રહેવા દીધું. ત્યાં પછી બીજા સલાટો બોલ્યા, ગાડું ભરી આપ્યું તો તે હવે ઘરમાં નાખવાને પણ હમારી જ રાહ જોતો હશે? એટલે રીશ ચઢી તે સહુ બબે ચાર ચાર લાકડાં જેમ નાખ્યાં હતાં તેમ ઉપાડી ગયા. પણ સારંગધરની બાયડીએ અગર ચંદનના કટકા ઓળખીને પુછ્યું—"સ્વામિ, આટલા કટકાને શું કરશો—લાવવું હતું તો ગાડુંજ ભરી લાવતે, ક્યાં જંગલમાં ખોટ હતી?" સારંગધર બોલ્યો, મારે એટલાનોજ ખપ છે—એ ઉપર કોઇ દિવસે કાંઈ હુન્નર બનાવીશ. એટલે બાયડી પાછળ લાગી કે હમણાંજ બનાવો. ત્યારે પોતે એકાંત ઓરડામાં જઇ બારણા ઢાંકી પોતાના ઓજાર છોડયાં ને પેલા કટકાઓની છસ, ઉપ-લ્યાં ને ચાર પાયે ચાર પુતલી બનાવીને સાંજરે બાયડીને કહ્યું કે જા વેચી આવ. બાયડી કપાળે હાથ મુકી બોલી, "એમાં તે શી નવાઈ છે કે હું વેચવાને જાઉં? ખાટલી ત્રણ હાથે લાંબી નથી તેનું તે શું મૂલ આવશે?" સારંગધરે કહ્યું કે ખાટલીનું મૂલ ખાટલીને પૂછ, તેથી તેણે રોશભેર ખાટલીને બે તકોરા મારીને પુછ્યું—"ખાટલીબાઇ, ખાટલીબાઈ! તમારૂં મૂલ શું?" ત્યારે એક પુતલી ઉપર આવીને બોલી કે "એક રાતના સવાલાખ રૂપીઆ ને સવારે મારા ધણીને ત્યાં પાછી જાઉં!" બાયડી

તો બોડી પડી ગઈ; પણ હિમ્મત આવેથી વેચવાને ચાલી પણ પનર ઘર આગળ ચાલી એક સખિના ઘરમા ભરાઈ. સારંગધરના ઢંગ આખી ન્યાત જાણતી હતી તેથી સખિએ મશ્કરી કરી કે બેહેન! તમારા ધણીનો ઊદ્યમ ઘણો તેથી તમે વેચવાને જાઓ છો, તો લાવો હું જ વેચાથી રાખું—બોલો કિમ્મત શું? ત્યારે પેલીએ કહ્યુ કે ખાટલીને પુછી, જો તે બોલશે ત્યારે તો સખિ દાંત કાહડી પડી ને બોલી—"હા બેહન! તુ મોટા ઘરની છોકરી વેચવા જાતુ તેથી તારાથી બોલાય નહિ ને ખાટલી બોલશે." પછી તડકાઈને હાથમાં કાંઇ હતુ તે ખાટલી ઉપર મારતી—"ખાટલીબાઇ! ખાટલીબાઈ! બોલ તારી કિમ્મત શુ?" એટલે તો વળી ચકાપ પુતળી ઉભી થઇ બોલી—"એક રાતના સવાલાખ ને સવારમા ધણીને ત્યા જઊં! પેલી તો શિથિલજ થઇ ગઇ. ને સારંગધરની બાયડીને પતિજ થઇ તે લાગલી વેચવાને માણેકચોકમા ગઇ ત્યા એકે પુછ્યું, બેએ પુછ્યું, ત્રણે પુછ્યું; એમ કરતા ઘડી બેએકમા તો આખા શહેરમા વાત ફેલાઈ, તેથી રાજા ઘોડાપર બેસીને આવ્યો ને સવા લાખ રૂપિયા આપીને ખાટલી વેચાથી લઇ ગયો.

રાજાએ વિચાર્યું કે ખાટલીએ પોતાની કિમ્મત સવાલાખ રૂપિઆની કરી છે માટે એમા કાંઇ ગુણ હશે તેનુ પારખુ લઉં. તેથી શયનશાળામા ઢાળી તે ઉપર પોતે એકલો જાગતો પડી રહ્યો. એક પોહોર રાત ગઈ કે એક પુતળી બોલી "પુટળી બેહેનો! તમે જાગો છો કે? હું શેહેરની ચર્ચા જોવાને જાઉ છુ, માટે તમે મારી જગાએ એકેક હાથ રાખજો કે રાજા સુતો છે તે ઢળીને પડી જાય નહિં". એટલું કહીને તે ખરર ઉડી. પોહોર સુધી શહેરમા ફરીને પાછી આવી કે ત્રણ પુતળીઓએ પુછ્યું—"બેહેન તેં શુ જોયુ?" "શુ કહું? શહેરમા સહુ તો આરામે પોઢ્યા છે, પણ અહીં રાજનું ઘણ અંધેર છે. રાજાના કારભાર

ચોરીને કુવામાં નાખી આવ્યા છે તે કાલે કાહડીને વેહેંચી લેશે. જ્યારે કારભારીજ ચોરી કરે, ત્યારે ચોર પકડાય કેમ, તેથી રાજા હાથ ચોળીને બેસી રહેશે." એટલે બીજી પુતલી બોલી કે હવે તમે ત્રણ મલીને મારી જગા સંભાળજો કે રાજા પાસું બદલતાં પડી જાય નહિં ને હું શહેરમાં ફરીને આવુ છું. તે પોહોર સુધી ફરીને પાછી આવી, ત્યારે વિનંક કહી કે રાજાનો જમાઇ એક વેશિયાનાં છંદમાં પડયો છે. વેશિયાને લોભ થયો છે તેથી તે આજ છ મહિનાથી રાજાને મારી રાજપાટ પોતાને સ્વાધીન લેવાને જમાઇને ઉશ્કેરે છે. રાજા જમાઇને સનેહ તો પુરો છે; પણ જમાઇ આજકાલ વેશિયાનાં ફંદમાં લેવાયો છે તેથી આપણે જે વાત કરિયે છીએ, તે જો રાજા સાંભળી વેશિયાને કાલ ને કાલ દેશપાર કરશે તો ઠીક છે-નીકર એની આવર્દા ખુટશે.

પછી ત્રીજી પુતલીનો વારો આવ્યો. તે શહેરમાં ફરવા નિકળી. કોઈ શેદાગરને ત્યાં અખૂટ ખજાનો હતો પણ તેનાં કુળમાં કોઈએ વાવરયો નહિં, તેથી તેનાં ઘરમાં બધાય મરી ગયલાં તે અવગતિયાં ભૂત થયાં હતા. તે બધાં રાત્રે તેનાં માળામાં બેઠાં થઈ કોઇ ગાય છે, કોઇ રૂવે છે, કોઇ કુટે છે, કોઇ પાઠ કરે છે. પુતલીએ જોયું તો માળામાંથી સાદ આવે છે પણ દિવાનુ દેખે અજવાળું નથી, તેથી અજબ થઇ અંદર ગઇ. ત્યારે ભૂતને ભાસ થયો કે કોઇ અણજાણ્યું માણુસ માળામા પેઠું છે. તેથી પુછ્યું—એ કોણ છે રે ! પુતલીએ કહ્યું કે "હું પણ તમારા જેવી છું પણ એકલી પડી તેથી તમારી વચ્ચે બે ઘડી વાત કરવાને આવી છું. તમને શું દુઃખ છે તે કહો !" ત્યારે એક ભૂત શાહુકારના કુટુંબની વિનંક કહીને બોલ્યું કે હમારી બધાની અવગતિ થઈ છે માટે અમારી પાછળ કોઇ સખી દાતાર હમારો ખજાનો કાઢીને દાનપુનમાં ચોથો હિસ્સો પણ વાવરે તો અમારી ગતિ થાય. પુતલીએ પુછ્યું—ખજાનો કયાં છે તે દેખાડો. ભૂતે કહ્યું કે અહીં ભોયરાં કરીને દાટયો છે તે ચાલ દેખાડિયે. પુતલી

બોલી " અહીં તો બધે અંધારૂં છે તેથી જોઈ શકાતું નથી. " ત્યારે ભૂત હાથ ઝાલી ચોક આગળ લઈ ગયું, ત્યાં છેલ્લાં પગથિયાંનાં પથ્થરને પોકળ કરી તે માંહે ચાર અમૂલ્ય રત્ન ભરી ડાટો મારી બંધ કરી લીધો હતો તે ડાટો ઉખેડ્યો ને એક રત્ન હાથમાં લીધું, ત્યારે તો તેનાં તેજથી આખો માળો ઝકઝકાત થઈ રહ્યો. તે વતે ભોંયરામાં ઊતરીને ખજાનો જોયો તો પાંચ પાદશાહી વેચાથી લીયે, એટલા, હીરા, માણેક, ને સોનુ-રૂપું જોયું. જોતાંમાં પોહોરેક વીતવા આવી કે પુતલી ઉડીને ખાટલીમાં બેઠી ને જોયલી વાત કહી જણાવી. તે પણ રાજાએ પડયો પડયો સાંભળી.

પછી ચોથી પુતલીનો વારો આવ્યો. તે બેહનોને કહીને ઉડી નિકળી. તે ફરતી ફરતી ચાલી જુએ છે તો, રાજાનાં પંડિતને ઘેર એને એકનો એક છોકરો તે ગઈ કાલે પરણી આવ્યો છે ને પોતાની બાયડી ભેગો સુતો છે. હાસવિનોદ કરતા તેની ચોટલી છુટી પડી ભોય ઉપર લટકે છે, તે વાટે સર્પ ચઢી આવીને તેને ડંસે છે. તે જોઇને પુતલી પાછી ફરી. પોતાની સખિઓને આ બનાવત કહીને બોલી કે બાપડી બાયડીને તો કાંઇ ખબર નથી, પણ સવારમાં ઊઠતાં તે ધણીને મુએલો જોશે, ત્યા વળી સાસુ સસરા ને ગામનાં લોક ઉલટું તેને શિર આળ ચઢાવશે પણ જો શેહેરની બાહાર નદીને પેલે કાંઠે ફલાણી દિશાપર ફલાણા ઝાડની આગળ ફલાણી બુટ્ટી છે તે લાવીને કોઇ એની આખોમાં લગાડે ને તાળવે તથા છાતીએ, ચોળે, તો છોકરો જીવતો થાય ને બાઇનો બાળ રંડાપો ટળે એટલામાં તો વાણું વાયું, ત્યારે પહેલી પુતલી બોલી કે આપણે જોઇને જે જે વાત કરી છે તે રાજાએ સાંભળી છે, તે પ્રમાણે ચાલશે તો એણે આપણાં વાસ્તે સવાલાખ રૂપિયા આપ્યા છે તે વળી જશે ને આપણે આપણાં ધણીને સાં જશું. એટલું સાંભળીને રાજા ચટપ ઉભો થયો કે ખાટલી ઉડી તે સારંગધરના બારણાને એક બે ધપકારા કરીને ઓસ-

રીમાં પડી. ત્યાં સારંગવરની બાંપડી ચેની કે આટની આવી તેથી બારણું ઉઘાડી તેને અંદર લીધી.

અહીં રાજાએ દાતણ પાણી કરી રહીને વિચાર કર્યો કે પુતલીઓનાં ચાર વાનાંમાથી પહેલું શું કરવું ? પછી ઠરાવ્યું કે પંડિતના છોકરાને વહેલો જીવતો ન કરીશ તો તેને બાળી મુકશે. જેવો પંડિતનાં ઘર આગળ થઈને જાય છે કે ત્યાં તેણે રોવા પીટવાનું સાભળ્યું. તેથી ઘોડો ડાબીને જ્યાં બુટી બતાવી હતી ત્યાં જઈને બુટી લાવ્યો. પંડિતને ઘેર જઈ છોકરાને જોઈને કહ્યું કે એને સર્પે ડસ્યો છે માટે કોઈ ઝેર ઉતારે તો જીવશે. ત્યારે પંડિતો બોલ્યા કે સાહેબ, સાન મડદું થઈ ગયું છે તે કયાં થકી જીવશે ? રાજાએ કહ્યું કે લાવ હુ જોઉં. ત્યારે તો બ્રાહ્મણો બોલ્યા કે હમારો બ્રાહ્મણનો ધરમ, તેથી સઅને અડાય નહિં. રાજાએ કહ્યું કે હુ પણ ક્ષત્રી કુળનો છું-કરી એકદમ ધસ્યો તે છોકરાની આખ કાઢી માંહે બુટીનાં ટીપા ખુબ રેડયા. પછી ટાઢરે ને છાની વિગેરે પાત્ર લઇને સારી પેઠે ચોળાવ્યા, તે ઘડી ડોઢેક થઇ કે છોકરો ઉઠી બેઠો થયો રાજા ત્યાથી ચાલ્યો ત્રીજી પુતળીએ બનાવેલા ઘરમાં ગયો ને ચોકનાં પગથિયાપરની સલ્યા ઉખેડી તેમાથી ચાર રત્ન કાહાડી લઇને કચેરીમા આવ્યો. પછી અમુક ઝવેરાત જોઇએ છે એવે મિષે હુકમ કર્યો કે રાજનો ભંડાર ઉઘાડો. ત્યારે સિપાઇ સપરા બોલ્યા કુંચી રાખનારા કારભારી હજી ઘેરથી આવ્યા નથી ! તો કહ્યું ઝટ બોલાવી લાવો. ભંડારી આવી કુંચી લઇને ભંડાર ઉઘાડયો તો માહે કાંઇ મળે નહિં. રાજાએ પ્રથમ તે ખાતાનાં ચોકીયાતોને પકડી બાંધી મરાવ્યા, ત્યારે એક કુટયો કે સાહેબ ! કારભારીઓ પોતે સર્વસ્વ લઈ ગયા છે. ત્યારે દિવાન બોલ્યો કે સિપાઇ લોકજ ચોર છે ને સાઓને માર ખાવો પડે છે તેથી હમારું નામ દીયે છે. રાજાને કાંઇ અડે તેમ હતું નહિં, એટલે તેણે બધા કારભારીઓને નજર કેદ કરી ઓળખમાં રાખ્યા ને પોતે ઘોડે બેસીને પુતલીએ બતાવેલા

કુવા પાસે જઇ ખજાનો બાહર કહડાની કારભારીઓની રૂબરૂ લાવી નાખ્યો. પછી રાજાએ પોતાનાં જમાઇને બોલાવી તેની સાથે એકાંત કરીને પુતલીથી સાંભળેલી વાત કહી, જેથી તે બહુજ શરમાઇ ગયો. ને તેની અરૂબરૂમાંજ હજુરીઆઓને બોલાવીને પેલી વેશિયાને દસ કલાકમાં તેનાથી તેનો માલ ખજાનો જેટલો ઉઠાવી લઈ જવાય તેટલો સાથે લઇ જવાની છુટ આપી દેશપાર કરી. પછી સાંજની કચેરી વેળા વાર્જા, સ્વાર ને મેણો પાલખી મોકલી સારંગધરને બોલાવી મંગાવ્યો. તે કચેરીમાં જેવો દાખલ થયો, તેવો રાજા ઊભો થયો ને રાજાએ તેને કહ્યુ કે એક વચન માગું છું તે આપ. સારંગધર બોલ્યો કે મારા પંડ શિવાય જે માગો તે હાજર છે. રાજાએ કહ્યુ કે એમ નહિં, મારે પંડનીજ જરૂર છે, તે તારો ઓશિયાળ થઇને માંગુ છું. સારંગધરે કહ્યું કે મારી માતુશ્રી બાહાર છે, તેમને મારે લઇ આવવા છે, માટે હું ના કહુ છું. રાજા બોલ્યો કે તુ કહે તેવી રીતે તારા માતુશ્રીને બોલાવી આપુ ને તારેજ જવું હોય તો તું જાઃ પણ પાછો આવવાનું વચન આપીને જા, ને આજથી મારો દિવાન તું થા. પછી દિવાનનો શરપાવ કરીને વાજતે ગાજતે સારંગધરને ઘેર મોકલ્યો.



# સિદ્ધિ સાધનારો જતિ.

એક જતિ મંત્ર સાધવા નિકળ્યો ને સાધના કરતાં કરતા મંત્ર શાસ્ત્રના જે ૧૧૦ હોમ છે, તેમાંના ૧૦૮ હોમ કર્યા ને તેને બીજા બે જ બાકી રહ્યા હતા. તે સંપૂર્ણ કરવાના હેતુથી કોઈ ઠાકોરડાના ગામમાં આવી પુગ્યો, ત્યાં જઈ રાજાને ખેલ કરી બતાવી તેને ખુશી કર્યો, ને તેની સાથે જીગરજાન દોસ્તી બાંધી. તે એવી રીતે કે રાજા જે માગે તે મંત્રના જોરથી જતિ તરત મંગાવી આપતો. આવી રીતે ઘણા દિવસ લગી ચાલ્યું. પછી જતિએ રાજાને કહ્યું કે રાજા હું આટલાં વરસ થયાં તારી પાસે છું, માટે તું મારાપર શું ઉપકાર કરીશ? હું તને કહું કે હં માર તો તું કોઈને મારીશ? રાજાએ જવાબ આપ્યો એમા શુ ભારે કામ છે? એ તો મારાથી બનશે તે વિશેની ખાતરી રાખ. પછી કાળી ચૌદસને દિવસે જતિએ ચારે દિશાની રિદ્ધિ પોતાને ઘેર આણવાની સાધના આરંભીને રાજાને કહ્યું કે મારૂ કાતરીઊં લે ને એ વતી હું જ્યારે હુંકારો દઊં, ત્યારે તારી સામે જે આવે તેને તુ મારજે. રાજાએ કબૂલ કર્યું અને જતિ શહેરની બાહાર જઇ ચારે દિશાએ ચાર ઘડા મેલી કુંડાળું કરીને મંત્ર સાધવાને માહે બેઠો ને રાજાને બાહાર બેસાડયો. મંત્ર સાધતા પહેલો પોહોર થયો એટલે રાજાની ગૌશાળામા એક લંગડી ગાય હશે તે ત્યા ખોડંગતી ખોડંગતી આવી એટલે જતિએ હં હં કરી પોકારયુ. રાજા તો ગાય જોઇને ઝંખવાયો ને કહ્યું–મેર ભુંડા! તેં બતાની બતાવીને આને જ મારવા બતાવી? હું રજપૂત બચ્ચો ગાયને મારૂં એ મારાથી ન થાય. એટલે ગાય તો ચાલી ગઈ ને જતિ બોલ્યો, ભુંડા ગાય ન હોય–એ તો માયા હતી. તેં મારી બધી વરસની મેહેનત બરબાદ કરાવી–જોઇ તારી દોસ્તી ને તારૂં વચન, માટે લે

૧ રામરામ છે, કહી મંત્ર સાધવાનો સામાન સમેટીને જતિએ

ઉઠવા માડ્યું. ત્યારે રાજાએ કાંઈ જાણીને રોકયો–રહે, રહે, ફરી બેસ, હવે જે સામે આવશે તેને મારીશ. આવા આગ્રહને લીધે પેલો પાછો સાધના કરવા બેઠો. બીજો પોહોર થયો એટલે ઠાકોરના ગામની એક વિધ્વા બ્રાહ્મણી જેને રાજાને ઘેરથી વરસ દહાડે કાંઇ વસ્ત્ર ને અન્ન મળતાં હતાં તે ચાલી નિકળી, ત્યારે જતિએ હું કરીને પાછો હુંકારો કર્યો. રાજા વળી ઓશંકાયો ને બોલ્યો—મેર ગાંડા ! રજપૂત થઇને બ્રાહ્મણી ઉપર હાથ ન ઉપાડું. ને આ તો વળી મારા ઘરની માગણ તેને જ હું મારૂં ? વળી જતિ બોલ્યો–શું કાં એ બ્રાહ્મણી નથી ને પેલો કહે કે છે, એટલામાં તે અલોપ થઇ ગઇ ને જતિએ ગુસ્સો ચડાવીને પાછો પોતાનો સામાન ઉપાડી ચાલવા માડ્યું. એટલે રાજાએ પાછો તેને બેસાડ્યો, ને કહ્યું કે જા હવે જેને કેહેશે તેને મારયા વિના નહિ રહું, એમ કહી ફરી પેલાનું મન મનાવીને પાછો સાધનાર્થે બેસાડ્યો. જ્યાં ત્રીજો પોહોર થયો કે રાજાના આંધળા કાકાનો એક દીકરો ત્યાં થઇને ચાલી નિકળ્યો. તેને આવતો જોઇને જતિ બોલ્યો હા ! પેલાએ વિચાર કર્યો કે આને કેમ મરાય ? જો હું એને મારૂં તો આખા ગામમા મારી વાત થાય કે રાજાએ ગરાસ ગ્રાસ ઝુંટી લેવાને પોતાના પિતરાઇને મારી નાંખ્યો ને આંધળા કાકાને રઝળતો કર્યો, એને તો ના મરાય. એટલે પેલો જતિ વળી ખીજવાઇને ઉઠયો ને કહ્યું કે એ તો તારો પિતરાઈ ના હોય–શું કા–તેં મારી આટલા વરસની મેહેનત ધૂળ કરાવી. એમ કહીને હવે તો તે ઉઠીને ચાલ્યો. તેવો રાજા તેની પછવાડે દોડયો ને સમજાવીને પાછો લાવ્યો. પણ જતિએ જક કરી કહ્યું—બસ તારો વિશ્વાસ હવે મને નથી, માટે તારે વધારે ખેંચતાણ કરવી નહિ. રાજા બોલ્યો કે મારે એકનો એક કાકો છે, તે બાપડો આખે અપંગ ને પગે લૂલો છે ને તેનાં એકના એકજ દીકરાને હું મારૂં, એમાં મારી બે-આબરૂ થાય, માટે તું કોઇ રજપૂતને મારવા લાયક ભોગ બતાવ ને તેમાં જો પાછો રહું તો સને ધીઃકારજો. જતિએ સમજાવ્યો કે

એ તારો સગો ન હોય, તેમ પેલાં બે ગાય ને ગોરાણીએ ન હોય. એ તો લદિમ વેશ ધારણ કરીને ચાળા કરે છે, માટે હવે તું જે આવે તેને મારજે. પછી પાછો પેલો સાધના કરવા બેઠો. એટલે થોડીક વારમાં એક મોટો સિંહ દીઠો કે જતિએ હં હં કહ્યું. રાજા તરત બોલ્યો, હા એને હું મારૂં ને હવે પાછો હઠું તો રજપૂત નહીં પણ કાયર જાણજે. એમ કહેતાંજ તેની સામે દોડીને ખાંડુ તેના માથાપર માર્યું, એટલે તેનું શિર અને ધડ જુદાં થઈ ગયાં. જેવાં તે નીચે પડ્યાં કે તેનો એક નાનો છોડવો થઈ ગયો. તે જતિએ ઉપાડી લઈ એક નીસા આપીને કહ્યું કે લે આને બેઠો બેઠો વાટ અને હું આખી રાતનો થાક્યો છું તેથી નદિપર જઈ હાથ મો ધોઇ આવું છું. જતિ નદિએ ગયો ને રાજા વાટવા બેઠો. વાટતાં વાટતાં આંગળાંએ છોડવાનાં પાદડા ચોંટયા. આંખે જરા ચળ આવી, તે ખંજવાળવા ગયો તેથી તે આંખને હાથની આંગળી અડકી, ને છોડવાનું અંજન થયું. એટલે તો તેની દૃષ્ટિ ખુલી ને જમીનપર જોય છે ત્યાં નજરે મોતીના ને ઝવેરના ચરના ચરની હાર લાગેલી જોઇ. એટલામાં જતિ આવ્યો તેને કહ્યું જુએ છે શું—અરે આ ઉપાડ–મોતી ને જવાહીરનો બધો ખજાનો જમીનપર પડેલો છે ને ! જતિએ વિચાર્યું કે હું તો નિર્ધનયોજ રહ્યો તો, ને મારી મેહેનતનું ફળ આ લઈ ચાલ્યો, તેથી બોલ્યો—ફટ ભુંડા ! તારી આંખો ફાટી તો કે આવું જુએ છે ! લાવ હું વાટુ ને તું મોં ધોઇ આવ. પેલાને મોં ધોવા મોકલી જતિએ છોડવો બધો લુંછી લઇને ઝોળીમાં નાંખી લીધો. રાજાએ મોં ધોઇ આવી જોયું તો મોતી કે ઝવેરાત ક્યાંઇ મળે નહિ. પછી જતિએ કહ્યું કે હે રાજા લે હવે રામરામ છે, હું જાઉં છું. રાજાએ પુછ્યું કે મારો ખજાનો ક્યાં ? કહ્યું કે આ જગોએ તું ખોદજે, તારા નસીબમાં જે હશે તે તને જડશે—એમ કહી, જતિ ચાલતો થયો. ચાલતાં ચાલતાં એક ગામ આવ્યું ત્યાં મુકામ કીધો. જતિની વિખ્યાતી ગામમાં પ્રસરી તેથી ત્યાં એક ગરીબ બ્રાહ્મણે પોતાના બે

છોકરાને તેને ત્યાં શીખવા મુક્યા. તે એવી સરતથી કે બંને શીખી રહે, ત્યારે તેમનાં મા બાપ પ્રસન્ન કરે તે એક છોકરાને તેઓ લેઇ જાય, ને બીજો જતિને આપી દીયે. ચાર વરસે છોકરા ભણી રહ્યા. તેમાં નાના છોકરાએ ગુરૂની સર્વ વિદ્યા સંપાદન કરી ને મોટો તો મુરખજ રહ્યો. પછી એક દિવસ જતિએ વિચાર્યું કે આ બેમાંથી કયો છોકરો હુશિઆર છે તે આપણે તપાસિયે. એટલે બન્ને છોકરાઓને ઘડા આપીને કહ્યું કે છાતી લગી પાણીમાં ઉતરી શરિર પાણીમાં ન ભીંજવતાં આ ઘડા ભરી લાવો–તેમાં તમે બન્ને સાથે જાઓ પણ સાથે રહીને પાણી ભરશો નહીં, માત્ર નજર-વેગે રહેજો. બન્ને છોકરા સવારનો પો ફાટતાંજ ચાલ્યા. તેમાં નાનો છોકરો ચતુર હતો તેથી રાજાનું જ્યાં બીડ હશે તેમાં છાતી છાતી પૂર ઘાસ ઉગેલું હતું, ત્યા જઇને પોતાની પીછોડી ઘાસ સાથે વીંઝોટી, એટલે તે ઉપર ઝાકળ પડેલું તેથી પીછોડી ભીંજાઇ ગઈ ને તેને ઘડામાં નીચોવી. એમ પાંચ ૭ વખત કરીને ઘડો ભરી લીધો. મોટો ભાઈ મૂર્ખ તે નાનાને દૂરથી હાથ ફેરવતો જોઇ ઘાસમા ઘડો ફેરવવા લાગ્યો. તે ભીંજાઇ તળીએથી ફસકી ગયો ને એના હાથમાં કોરો કાંઠો રહી ગયો. આ ઉપરથી ગુરૂએ જાણ્યું કે મોટો છોકરો ખરેજ મુરખ છે. બીજે દિવસે તેઓને અકેકો ચડવો ને અકેકો રૂપિયો આપીને કહ્યું કે આ રૂપિયો ખરચ્યા વગર વાણિયાની દુકાનપરથી એ ચડવાને ઘી પાઇ રાએડા કરી લાવો. બન્ને છોકરા ચાલ્યા. ગુરૂએ બન્નેને સાથે રેહેવાની ના કહી હતી, માટે મોટો છોકરો આગળ ગયો ને તેણે દુકાને દુકાન ઘી માગવા માડયું; પણ એમ તો કોઇ પૈસા બે પૈસા ભાર આપે તેથી ચડવો કાંઇ ચીકટાય ? પેલો નાનો તો એક એક ઘીવાળાની દુકાને ગયો, ને ઘી છે ? પુછી કહ્યું કે લે આ મારી પાસે રૂપિયો રોકડો છે તેનું આમાં ઘી આપ. ત્યારે ઘીવાળાએ ચડવામાં ઘી નાખી તેને તોલપર ચઢાવ્યો, કે પેલાએ પા અડધી ઘડી તેને વાતમાં નાખ્યો ને પાછી પુછ્યું–બોલ, કેટલું જોખે છે ? ત્યારે

ઘીવાળો બોલ્યો, રૂપિયાનું પાચ શેર. છોકરો કહે કે મને તો બીજા સાત શેર આપવાનું કહે છે, ને તું પાંચ શેર કેમ આપે છ? ત્યારે ઘીવાળો કહે કે સાત શેર કોઇ આપતું નથી. છોકરાએ જવાબ દીધો કે નહીં આપે તો રહેવા દે. ઘીવાળો બોલ્યો કે જોખ્યા પછી કહે છે તે અડધો શેર ઘી તો તારો ચડવો પી ગયો, તે કોણ આપે? છોકરાએ કહ્યું કે મેં તને થોડું કહ્યું હતું કે ચડવાને ઘી પાજે–તેં તારી ગરજે તોલપર ચઢાવ્યો. પછી એમ તકરાર કરતા લોક ભેગા થયા અને વાણિયાને કહ્યું કે ભાઇ એ લંગોટીઆ જોગીને શું કરશો? એમ કહીને તેને કાઢી મુકયો. છોકરાએ ગુરૂને જઇને ચડવો બતલાવ્યો. તે જોઇ જતિની ખાતરી થઇ કે આ નાનો છોકરોજ ચતુર છે. આણી તરફ નાના છોકરાએ વિચાર્યુ કે હું મારા માબાપને જઇને કહી આવુ કે તમે જ્યારે માગો ત્યારે મને માગી લેજો. લાગ જોઇને પેથો ઝટ માબાપને કહી પણ આવ્યો કે તમે ગમે તે થાય તો મને માગી લેજો, પણ કદી મોટા ભાઇને લીધો તો તે છેક મુરખ રહ્યો છે તેનુ પેટ ઉલટું તમને ભરવુ પડશે. પછી થોડે દિવસે છોકરાના માબાપ સમૂહર્ત ઠરાવીને જતિ પાસેથી છોકરો લેવાને આવ્યા તે વેળાએ મૂર્ખ છોકરાને જતિએ સારાં સારા વસ્ત્રાભુષણ પેહેરાવીને કોઈ રાજકુંવર હોય તેમ શણગારીને હીંદોલા ઉપર બેસાડયો. ને નાના છોકરાને માથે મોટા મોટા વાળ વધારી એક ફાટું તુટું પોતીયુ પેહેરાવી દરિદ્રી જેવો ભોયપર બેસાડી મુકયો. જતિએ માબાપને કહ્યુ કે આ બેમાથી જે નજરમા આવે તેને લેઇ જાઓ. ત્યારે તેઓ બોલ્યાં, મહારાજ, મોટા છોકરાને તમે લાડમા સોળેલો છે તેને અમારે ત્યાં એવું સુખ ક્યા મળશે. માટે એને તો તમેજ રાખો ને અમને આ ગરીબ છોકરો આપો. જતિ બોલ્યો કે એમાં આ છોકરાનોજ કાઇ દગો છે. પણ હું વચને બંધાયલો છું માટે હાલ તો લેઈ જવા દઉ, પછી જોઇ લેઇશ. છોકરાને વિદાય કર્યો કે તે માબાપ સાથે ચાલ્યો. ગરમીના દિવસ હતા, તેથી થોડેક ગયા

એટલે છોકરાએ વિચાર્યું કે મારા માબાપ તડકામાં ચાલતાં જાય છે, માટે લાવની હું સુખે ઘેર પહોંચાડું. એટલે મંત્રના જોરથી પોતે ઘોડો થયો ને માબાપને પીઠપર સ્વારી કરાવી, ને સમજાવ્યું કે હું તમારી સાથે આવું છું ખરો, પણ જતિ મને રેહેવા દેવાનો નથી; માટે રસ્તામાં કોઇ પણ મને વેચાતો માગે તો આપશો નહિ ને કદી વેચો તો મારી લગામ ગમે તે કહે તોપણ આપશો નહિ. પેલાં થોડેક ગયાં એટલે જતિ ઘોડાના સોદાગરને વેશે સો દોઢસો ઘોડા લઈ આવી પહોંચ્યો, ને પેલાંઓને પુછ્યું—કેમ તમારે આ ઘોડો વેચવો છે. પેલાં માબાપે ના કહી. ત્યારે સોદાગર બોલ્યો કે આવું જાનવર તમને શોભે નહિ—લ્યો હજાર રુપિયા આપું છું ? બાપે પુછ્યું, તું કોણ છું કે લેવા આવ્યો છું. જતિએ કહ્યું કે હું ઘોડાનો સોદાગર છુ. ફરી પુછ્યું કે આ બધા ઘોડા તારા ? પેલાએ કહ્યું કે હા. તેથી બાપની ખાતરી થઇ કે આ કાંઇ જતિ નથી, પણ ઘોડાનો વેપારી છે તે માગે છે એટલે તો સોભાયો. જતિ ઝટ બોલ્યો કે લ્યો બે હજાર રુપિયા, લ્યો ચાર હજાર. એમ કરતા કરતા દસ હજાર પર આવ્યો તેથી પેલા છોકરાના બાપનું મન લલચાયું કે આપણી બધી જીંદગી જશે તોપણ આપણે દસ હજાર રુપિયાનું મોં જોવાના નથી, માટે ચાલો આપી દઇએ. છોકરાની માએ ઘણીએ ના કહી, પણ પેલા બાપે માન્યું નહિ ને ઘોડો વેચાતો આપ્યો. પછી સોદાગરે કહ્યું કે એ ઘોડાની લગામ આપ. ત્યારે પેલાએ કહ્યું—ના, લગામ તો નહિ આપુ. સોદાગરે જક લીધી કે લગામ વગર ઘોડાને શી રીતે લેઇ જાઉં. પછી રકઝક કરીને લગામનાં પણ બે હજાર રુપિયા આપીને લીધી. પેલાં રુપિયા લેઇને ઘેર ગયા, ને સોદાગર જતિ હતો તેવો બની ઘોડાને લઇ ચાલ્યો. ઘેર આવીને તેને મોટા ભાઇને સોપી પોતે નાહાવાને વાસ્તે ગયો, એટલે ઘોડો ભાઇના કાલાવાલા કરીને સાંથી ભાગ્યો ને પાસેના ગામમાં કાછિઆણી વીસ કોળાં લેઇને વેચવા બેઠી હતી, ત્યાં એક કોળું થઈ પેલાં કોળાંમાં ભેળો પડ્યો. જતિ આવીને

જુએ છે તો ઘોરો મળે નહિ. ત્યારે તેણે મીટ માંડીને જોયું, તો ચેલો કોળું થઈને પડ્યો છે. તેથી પોતે વાણિયો થઈને કાછિઆણી પાસે જઈ તેને ઓળખીને કોળું વેચાતું લઈ ઘેર આવ્યો. ને વિચાર્યું કે હવે તો એને તરતજ પુરો કરૂં. ઘરમાં વચ્ચે કોળું મેલીને પાણી જોતાં ક્યાંઈ જડી નહીં, તેથી વાર થઈ. એવામાં પેલો પોપટ થઈને ઉડી ચાલ્યો. જતિ તેની પછવાડે બાજ થઈને ઉડ્યો. એકાદ દિવસ પછી પોપટ તો થાક્યો ને બાજ તેને પછાડી, ત્યારે એટલો નજદીક આવ્યો. પોપટને ક્યાંઈ ના ફાવ્યું એટલે એક તળાવ આવ્યું તેમાં પાણીનો પોરો થઈ સંતાઈ ગયો. એટલે જતિ તેની પાછળ મોટી સુસવાળ થઈને તળાવમાં પડ્યો. પછી ગડગડ કરીને તળાવનું પાણી પી જે તેમાં જનાવર હોય તે પેટમાં રાખી પાણી પાછું નાકવાટે છોડી મેલવા લાગ્યો. એમ કરતાં કાંઇ લાખો જીવ મુવા, ત્યારે ચેલાએ વિચાર્યું કે મારા એકલાને વાસ્તે લાખો જીવ મરે છે. તેથી તળાવપર એક પટલાણી પાણી ભરવા આવી તેના ઘડામાં ભરાઈ ગયો, અને તેની સાથે તેને ઘેર ગયો. પટલાણીએ ઘેર જઈ પાડીને પાણી પાયું કે ચેલો પાડીના પેટમાં જઇને બેઠો. થોડીક વાર પછી જતિએ જાણ્યું કે ચેલો તો તળાવમાંથી જતો રહ્યો. ત્યારે પાછો માણસનો વેશ લઈને તેણે પટેલણને ઘેર જઈ પાડી વેચાતી લીધી. તેવામાં પાડીએ છાણ કર્યું તેમાં પેલો પોરો બાર નિકળ્યો, એટલે જતિ લા[illegible] કાબર બની તેને વીણી ખાવા આવ્યો. ત્યારે પોરો બીલાડી થઇ કાબરને મારવા આવ્યો કે કાબર હતી તેનો કુતરો થયો. ત્યારે ચેલ પાછો પોપટ થઈને ઉડ્યો કે ગુરૂ બાજ થઈને પાછળ પડ્યો. ઉડત ઉડતાં જ્યારે પોપટને ના ફાવ્યું ત્યારે એક શેહેરના રાજાની કુંવર અગાસી ઉપર હવા ખાવાને બેઠી હશે તો તેના હારમાં મોતી થઈને ભેળવાઈ ગયો. ગુરૂ હવે નિરૂપાય થયો. ગરીબને ત્યાંથી તો વેચાતી લેવાય, પણ રાજા પાસેથી કાંઇ લેવાય ? તેથી ગારૂડી થઈને તે શેહેરમાં રહ્યો. અને ત્યાંના લોકોને ખેલ કરી બતાવી ખ્યાતિ મેળવી. પછી મંત્રવત

ઐરી ઉત્પન્ન કરી રાજા પાસે જઇને સોંપી કે હું સર્પ સાથે લડાઇ કરવાને આકાશમાં જાઊં છું, ત્યાંસુધી એને સાચવજો. પછી સુતરનો દડો લાવી તેનો એક છેડો આકાશ ભણી ફેંક્યો કે દડો ગડગડ કરતો ઉકેલાતો ગયો તે બે હાથે ઝાલી કોઇ વાંસડા ઉપર ચઢે તેમ ચઢીને તે આકાશમાં છેક અલોપ થઇ ગયો. ઘડી અર્ધ ઘડી થઇ કે આકાશમાં બંધુકના બાહાર સંભળાવવા લાગ્યા ને પછી તો પોંચો, પૃથ્વીપર પડયો, એક હાથ પડયો, બીજો પડયો, સાથળ, ધડ ને મસ્તક પણ લોહી લુવાણ ગડગડતા આવી પડયાં. ત્યારે પેલી ઐરી તો તેના વાંસે સતિ થઇને બળી મુઇ. પછી પોહોરેકે પેલો ગારૂડી આકાશમાંથી ગડગડ કરતો પાછો ઉતર્યો, ને રાજાને સલામ કરીને બોલ્યો— રાજા મારી ઐરી ક્યા છે તે લાવ. રાજા તો શિથિલજ થઇ ગયો. પછી રાજા લાચાર થઇને બોલ્યો—ભાઇ હું હાર્યો, માટે તારી ઐરીને બદલે તું જે માગે તે આપું–મારી રાણી માગશે તો રાણી આપીશ. જતિએ કહ્યું કે મારે રાણીનું કામ નથી પણ તારી પુત્રીના ગળામાં હાર છે તે આપ. રાજાએ પુત્રીને હુકમ કરયો તેથી તે હાર ગળામાથી કાઢીને જેવી આપવા જાય છે તેવું પેલું મોતી બોલ્યું–હે કુંવરી! તારે શરણે આવ્યો ને તું મને રાખી શકતી નથી. આ ગારૂડી નથી પણ જતિ છે ને હું એનો ચેલો છુ ને તું એને હાર આપીશ તો એ મને મારી નાખશે તેની હત્યા તને બેસશે. એટલે કુંવરીએ હાર ના આપવા રાજાને કહેવડાવ્યુ. તેથી બાપ દીકરીને વિરોધ પડયો ને ત્રણ ત્રણ દિવસ સુધી સૌને મ્હેલમા લાંઘણ થઇ. ત્યારે ચેલાએ વિચાર્યું કે મારા સારૂ મ્હેલમા સર્વ ભૂખ્યા રહી મરી જશે તેથી કુંવરીને સમજાવી કે તુ રાજાને કહે કે જેને જોઇયે છે તેને મારી પાસે મોકલો તેને હાર આપીશ ને તે આવે ત્યારે તું હાર તોડીને મોતીએ મોતી વિખેરી નાખીને કહેજે કે લે હાર. તેમ કરયું ત્યારે ચેલો જીવડો થઇ ગયો. ત્યારે ગુરૂ કુકડો થઇને વીણવા લાગ્યો, તેવો ચેલો બલાડી થયો કે ગુરૂ કુતરો થયો. ત્યારે ચેલો પોપટ થઇને

ઉડી ચાલ્યો કે ગુરૂ બાજ થઈને પુંઠે પડયો. ઉડતો ઉડતો પોપટ ઉજ્જન પહોંચ્યો. ત્યાં શહેરથી ત્રણ કોસ ઉપર ક્ષિપ્રા નદિ, ગંધ્રપિયું મસાણ ને સિદ્ધ વડ તે ઉપર ભાખીનો પુડો હોય તેમ થઇને ચોંટી ગયો. ગંધ્રપિયું મસાણ સજીવન છે. ત્યાં આગળ કોઈ જતિ રોવડા જાય તો મરયા જાય તેથી ગુરૂ હવે હાથ ચોળીને શહેરમાંજ રહ્યો. પાંચ દસ મહિના રહીને રાજા ભોજ સાથે દોસ્તી કરી ને જ્યારે ખુબ જામી ત્યારે જતિએ રાજાને કહ્યું કે તું મને કહે તે તારૂં કામ હું કરી આપું તો તું મારૂં એક કામ કરીશ? ભોજે આડ નાખી કે આ મારા બાગમાં સોનાનાં ફળ ને રૂપાના ઝાડ કરી મુક. તે પછી સવાર થતાં રાજા ઉઠીને જુએ છે તો બાગમાં બધું સોનુ રૂપુંજ થયું છે! ત્યારે તો વચન હાર્યો ને જતિએ સિદ્ધ વડ ઉપરથી પેલો પુડો લઇ આવવાને કહ્યો. પછી રાજાને સાવધ કરયો કે વડપરથી પુડો લાવે ત્યારે રસ્તામાં તને ગમે તેમ બોલાવે તોય બોલીશ નહિ, નીકર પુડો પાછો જઇને વડ પર ચોંટશે ને મહેનત વૃથા જશે. ગંધ્રપિયા મસાણમા ૫૨ વીર, ૬૪ જોગણી, ૮ ભૈરવ, ડાકેણ, શાકેણ, ભૂત ને વળી ઝાપડીનો વાસો છે. તેમને માટે ૧૧ કળસી ગોળ પાપડી, લાડુ, વડા, ખીર, કંસાર વિગેરે નિવેદ ને ૧૧ કળસી બાકળા ( ઘઉં ને જવાર પાણીમાં અર્ધકચડી રાંધેલી ) લઇને રાજા બીજે દિવસે ચાલ્યો. ઘણી મહેનતે ઝાડપર ચઢીને પુડો લીધો; પણ પગે પગે ત્યારે પુડો કોઇ વાત એવી કરે કે રાજાને તેનો જવાબ આપ્યા વના ચાલે નહિ, ને રાજા બોલે કે પુડો ઝટ હાથમાંથી ઉડીને પાછો ઝાડે જઇને ચોટે! એમ મહિના સુધી રાજાને રખડાવ્યા પછી પુડો બોલ્યો—હે રાજા તને આ પ્રમાણે વરસોનાં વરસ રખડાવી મારૂં એટલી મારામાં હુશિયારી છે; પણ તારૂં ધૈર્ય ને સાહસ જોઇને મને દયા આવે છે, તેથી તારી સાથે આવું છું. પણ સંભાળજે, એ તને મારયા વના મુકનાર નથી. કારણ એણે ૧૦૬ બત્રીસાના હોમ કરયા છે ને હવે બે બાકી છે, તેમાં પહેલો હું ને બીજો તું.

માટે હે રાજા! તેની પૂજા સમાપ્ત થયા પછી તે તને કહેશે કે દેવને નમસ્કાર કર, ત્યારે તું કહેજે કે મેં આજ સુધી કોઇને નમસ્કાર કરયા નથી, તેથી કેમ થાય તે તુ મને કરી દેખાડ. પછી તે જેવો દંડવત કરે તેવો તેને ઉઠાવીને તું તેલના કડામાં નાખી દેજે, એટલે ૧૦૮ હોમનું ફળ તને પ્રાપ્ત થશે. પછી જતિની ઝોળીમા સજીવન કરવાની બુટ્ટી છે તે લઇને તું કડામા નાખજે, તેથી હું સજીવન થઇશ તો તને લાભ થશે. પછી રાજાએ પુડો લાવી જતિ પાસે મુકયો. ત્યારે જતિએ રાજાની ઘણી પ્રશંસા કરીને કહ્યું કે રાજા કાલ રાત્રે તુ આવીશ તો તને પ્રતિઉપકાર કરીશ બીજે દિવસે રાજા આવ્યો. ત્યારે જતિએ પૂજા કરી રહીને દેવને નમસ્કાર કરવા કહ્યો. તે વેળાએ રાજાએ ચેલાના શીખવ્યા પ્રમાણે જતિનેજ તેલમા હોમ્યો, તો તેનો સોનાનો ફરસો થઈ ગયો. તે બાહાર કાઢીને રાજાએ સજીવન બુટ્ટી કડામા નાખી, તેથી ચેલો જીવતો થયો. પછી ચેલાએ ૧૦૬ બત્રીસાને જીવતા કરયા ને રાજાને કહ્યુ કે આ સોનાના ફરસાની આંગળી કાપશે તો આંગળી, હાથ કાપશે તો હાથ, ને પગ તો પગ, જેમ કાપશે તેમ પાછો જેટલો ને તેટલો થશે. માત્ર એનુ મસ્તક છેદવું નહિ. તારે જોઇએ તેમ એના અવયવ કાપીને સોનુ વાવર તોપણ એ અચળ રહેશે, તેથી તારા ઘરમા હવે નવનિદ્ધિ સદાકાળ વાસો કરશે.



# પાણુ ભાલેરો.

ગઢ ગુંદીમાં શીશી જુંઝરો ને ગઢ ગાજરમાં બુધુ ધાંધાળો નામના એક વખતે બે રજપૂત રાજા હતા. એ બન્ને વચ્ચે હાડવેર હતાં. એક સમયે ધાંધાળો બાહેર શિકાર રમતાં કોઇ શેહેરમાં જઇ પહોંચ્યો, ત્યાં કેટલાક દિવસ ડાલો નાખી પડી રહ્યો. તેવામાં જુંઝરાએ મોટું લશ્કર લઇ જઇને ગઢગુંદી ઘેરી લીધું ને મોરચા બાંધી તોપ જારી કરી. શેહેરમાં જેટલા શૂરા જોદ્ધા હતા તેટલા માર્યા ગયા. પછી રૈયતે નાસવાનો વિચાર કરયો, તો તેમને નાસ બારીએ રહી નહિં. અંત્યે જેમ જેનાથી નસાયું તેમ નાઠા, ને જુંઝરાએ ગઢ લઇ તેને પાડી નાંખ્યો તથા મ્હેલ, ચોરા, ચૌટાં ભાંગી નાખી હળ ફેરવીને સઘળી સપાટ જમીન કરી મેલી. એ વાતની ધાંધાળાને ખબર પડી તેવો પાછો ફરયો; પણ તેની પાસે એટલું લશ્કર નહોતું કે શત્રુનાં શેહેરને ફના કરે, તેથી તેણે તો બારસેં ઘોડા સહિત તેનો મુલક લૂટવા માંડયો. એમ થોડા દિવસ લૂટ કરતા એક વખત મેલો થઇ ગયો, તેમાં બુધું ધાંધાળો ને શીશી જુંઝરો બન્ને મુવા. શીશી જુંઝરાનો એક ૧૨-૧૫ વરસનો છોકરો હતો, તે રાજ ચલાવવા લાગ્યો ને ધાંધાળો મુવો ત્યારે તેના છોકરા પાણનું વય બે વરસનું હતુ ને રાણી ભારેવાઈ હતી. દીવાન પણ મુવો હતો, તેને પણ દોઢ બે વરશનો ચાકિયો કરી એક છોકરો ને બાયડી ભારેવાઈ હતી. રાણી ને પ્રધાનની બાયડી રાણીને પિયર જઈ રહ્યાં. ત્યાં બન્નેને છોકરા અવતરયા ને બન્ને મુઇ. પછી તેમની કોઈ આવીને બધાય છોકરાઓને પોતાને ત્યા લઇ ગઈ. રાણીનાં છોકરાનું નામ બુડિયો ને પ્રધાનનાં છોકરાનું નામ વિંધો રાખ્યું. બધાય સાથે ઉછરેલા તેથી જીવજાન દોસ્તી બંધાઈ. એમ કરતાં સોળ સોળ વરસનાં થયાં ત્યારે ગલોલે રમતા. તેમાં એક દિવસે કોઇ સાઠ વરસની બુઢ્ઢી ડોસી પાણી

ભરીને ડગુમગુ ચાલી જાય છે, ત્યારે ચાંદિયાએ ગલોલ મારી તેનાં ઘડાનો ઠીઠો ઉડાડ્યો, ને પાણુએ ગલોલ સોંસરી આરપાર કાઢીને ફોડી નાંખ્યો. ડોસીને ગુસ્સો લાગ્યો, તે બોલી "રાજાએ વળી આવું પાપ શું કરવાને શેહેરમાં લાવી રાખ્યું છે. બાપ વનાનો બેટો લાડમાં લોળાને જેને મસ્તાન થયો છે!" પાણુને ડોસીનું વેણુ લાગ્યું તેથી રાત્રે જ્યારે એની ફોઇ થાળ ભરીને જમાડવાને લાવી, ત્યારે કહ્યું કે હું જમીશ નહિ? ફોઇએ પુછ્યું કાં? ત્યારે કહ્યું કે ડોસીનું વેણ મારી છાતીએ ચોંટ્યું છે. માટે કહે કે આપણું તે કાંઇ રાજ-ને શેહર હતું કે જંગલમાંજ રહ્યાં હતાં? ઘણી જક લીધી તેથી ફોઇએ બનેલી હકીકત કહી જણાવી.

આ વાતની એક વરસ પહેલાં બીજો બનાવ બન્યો હતો. અસલનાં વારાની રીત પ્રમાણે પાણુ પોતાનાં ઘરની ગાય ચરાવાને રોજ જતો હતો. એક દિવસે વગડામાં બપોરની બખતે પોતાનાં ઢોર ઢાંકર છુટાં મેલીને પાણુ તથા ચાંદિયો એક ઝાડ નીચે બેઠા છે. એવામાં આકાશમાંથી ધન (ધેનુ) વાળવાને પાંખાળા ઘોડા ઉતરયા. જેનો ઘોડાઓનો હણહણાટ સાંભળ્યો તેવા પાણુ ને ચાંદિયો તરવાર લઇને ઉઠયા કે ઘોડા નાઠા. તેમાં એક ગર્ભવાન ઘોડી હતી તેનો બીકને મારે ગર્ભ તુટી પડયો. બપોરનો તડકો તપે છે તે તાજા ગર્ભને લાગેથી રખે કરમાઇ જાય, માટે પાણુએ વછેરી ઉપર તરત પોતાની ઢાલ ઢાંકીને ઝાડનાં છાંયડા તળે લાવી મુકી. ને સાંજરે ઘેર જતી વખતે તેને ખાંધે મારી લઈ ગયો ને ફોઇને સોંપી. તે દેવલોકની વછેરી છે એમ જાણીને ફોઇએ તો તેની સારી બરદાસ રાખી તથા નિત ખીર ને સાકર પાઈ. આ વછેરી બાર માસની થઇ છે, તેવામાં ડોસીનું મેણું સાંભળીને પાણુનાં સોસરાં રૂંધાયાં.

બીજે દિવસે પાણુએ ફોઇ પાસે જઇને ગઢ ગાજર વસાવવાને રજા માગી. રકઝક પછી રજા લઇને દેવાંશી ઘોડી સજ્જ કરી. ત્યારે ફોઇ પેલી હમેર ઘોડીને કહે છે:—

"હમેર તું તો છે દેવાંશી દેવ, ગઢગાજરે જઇ તું પગ ખુંચવાર."

પછી પાણુ ને તેનો ભાઇબંધ ચાંદિયો પારધી ચાલી નિકળ્યા તેઓ એક એક કરતા ગાજરે ગામ જઇ પહોંચ્યાઃ ત્યાં ઘોડીએ ધણીએ હાંકી પણ તેણે પગ ઉપાડયો નહિ. ત્યારે તેઓએ જાણ્યું કે આજ ગાજરૂ ગામ હશે. પછી ઘોડી ઉપરથી હેઠલ ઉતરીને તોરણ બાંધીને ગામ વસાવ્યું. બે વરસે ગામ વસી રહ્યું, ત્યારે કોઈ વિગેરેને બોલાવીને રાખ્યાં. પછી એક નવિન મેરો બાગ બનાવ્યો ને બાગમાં તરેહ તરેહનાં ઝાડ, જેવાં કે ચંપા, કેવડા, દાડેમ, બીજોરાં, દરાખ, વિગેરે રોપાવ્યાં. એવામાં તે બાગમાં ઇશ્વરેચ્છાથી એક કાળું મોટું વગડાઉ ભુંડ આવ્યું ને તેણે રાત્ર વિશે બાગમાંથી ફળફળાદિ તથા ઝાડોનું સત્યાનાશ વાળી મુક્યું. જ્યારે બીજે દિવસે બાગનો માળી આવ્યો ત્યારે તેણે જોયું તો બાગમાં સઘળું રમણ ભમણ કરી નાંખેલું છે. એટલામા તેની નજરે પેલું સુવર પડયું. તે તેને હાંકવા ગયો પણ સુવર તો તેનાથી બાહાર નિકળ્યું નહિ. ત્યારે માળીએ રાજાની પાસે જઇને ફરિયાદ કરી, ને રાજાએ લશકર લઇને બાગ ઘેરી લીધો. એવામાં ઘોઘાટ કરતું પેલું સુવર જાગૃત થઇને ઉઠયું, ત્યારે રાજાએ હુકમ કરયો કે જેની પાસેથી આ સુવર જશે તેની પાસેથી સોનાનો સુવર લઇશ. એવું સાભળીને તો પેલું સુવર જે ચારામાં બેઠું હતું તે, આળસ મરડીને ઉભું થયુઃ—

" કરે કરે મારો કરણી કરતા, સામા સામી રાજાને ભેટિએ,
" કે કોઈ ગરીબ મારયો ન જાય. "

કરતા હરતા તો ઇશ્વર છે, પણ જો રાજાની પાસેથીજ જતા રહીએ તો બીચારા કોઇ ગરીબ માણસને આળ નહિ આવે. એમ કહીને એક જબરી ઉટ મુકીને રાજાના ઘોડાના ચાર પગની વચે થઇને તે એકદમ નિકળી ગયું. પછી રાજા બોલ્યો કે તમે સૌ સૌને સ્થાનકે જાઓ, કેમકે સુવર મારા ઘોડાના પગ વચેથી નિકળી ગયું છે, માટે હુંજ તેની વાંસે જઈશ. [illegible]

પડયો અને જ્યારે રાજા તેને ગોળીથી મારવા જાય છે, ત્યારે તે ભાલા વતે મરે એટલું નજીક આવી જાય છે, ને જ્યારે ભાલાથી મારવા જાય છે ત્યારે તરવારથી મરાય એટલું ઘોડાની અડોઅડ. થઇ જાય છે. એમ રાજાને રમાડતાં.રમાડતાં તે છેક દસ વીસ-ગાઉ નિકળી ગયું. પછી એક બાર ગાઉનું રણ આવ્યું, ત્યાં પેલું સુવર અલોપ થઇ ગયું તે ફરીથી માલમ પડયું નાહિ. તેવામાં પોતે તરસ્યો થયો તેથી ઘોડો ઝાડે-બાંધીને રાજાએ ઝાડ ઉપર ચડી ફરતા ત્રણ ચાર ગાઉ સુધી એક નજરે જોયું. એટલામાં ગાઉ બેએકને છેટે તેને એક તળાવ દીઠામાં આવ્યું. ત્યારે રાજા નીચે ઉતરી ઘોડા ઉપર સ્વાર થઇને તળાવ પાસે ગયો તો ત્યાં આગળ તેને ઈંદ્રની અપ્સરાના સ્વર સાંભળ્યા. જ્યારે તે તળાવની પાળ ઉપર ગયો ત્યારે તો અપ્સરાઓને નગ્ન નાહતી જોઇ. અપ્સરાઓ બોલી કે તુ કોણ છું ? તળાવની હેઠળ જા, નહીં તો હમે તને શાપ દેઇને બાળી ભસ્મ કરી નાખીશું. જ્યારે અમે વસ્ત્ર પેહેરીને તારી પાસે આવિયે ત્યારે તારે જે માગવું હોય તે માગજે, એટલે અમે આપીશું. રાજાએ તેમ કરયુ પછી પેલી અપ્સરાઓ વસ્ત્ર પેહેરીને બાહાર નિકળી ને રાજાની પાસે પાળ ઉપર આવીને બોલી—માગ, માગ, તને જે જોઇએ તે આપિએ. રાજાએ કહ્યું કે તમો સાતમાથી એક જણી મને વરો. ત્યારે અપ્સરાઓ બોલી કે હમને વરીને તું શુ કરીશ ? કાંઇ બીજુ માગવું હોય તે માગ. રાજા બોલ્યો કે તમે ના કહો ત્યારે તો તમારૂ વચન ગયુ. આવું રાજાનું કેહેવું સાભળીને તેઓએ વિચાર કરયો કે આપણું વચન જાય તે ઠીક નહિ. પણ સાતે જણીઓમાથી કોણ વરે માટે તેઓએ રાજાને કહ્યુ કે અમે સાતે જણીઓ એક બીજાની આગળી ઝાલીને તારી આસપાસ ફરીએ, તેમાંથી તારી મરજીમાં આવે તે એક જણીનો હાથ પકડજે એટલે તે તને વરશે. તે પ્રમાણે સાતે જણીઓ એક બીજાની આંગળીઓ ઝાલીને રાજાની આસપાસ ફરવા લાગી, એટલે રાજાએ ઝટ તેમાંથી એક જણીનો હાથ પકડયો. ત્યારે તે બોલી-હે રાંજા—હું આજથી તારી થઇ.

પણ આ વાત જ્યાં સુધી તું બે મોંહોડે રાખીશ ત્યાં સુધી હું રહીશ ને જો ત્રીજે મોંહોડે જશે તો તને બાળી નાંખી ખરાબખસ્તા કરીને જતી રહીસ. પછી પાણુને સુઝ્યું કે જ્યાં મારે માથે શત્રૂ તપે છે ત્યાં મારે ઘરવાસ કરવો નહિ; પણ કાંઇ વર માગી લઉં, જેથી મારા શત્રુનું ઊધું વળે. એટલે તેણે અપ્સરાને કહ્યું કે બાઇ મને અજીત થવાનો રસ્તો બનાવ તો મને તારો કાંઇ ખપ નથી. ત્યારે અપ્સરાએ તે વખત સ્મરણ કરીને કાળિકા દેવીને બોલાવી. ને વાત કરતાં વાર લાગે, પણ માતાએ પાણુને પોતાની મુંદડી આપીને કહ્યું કે તને લડવું પડે ત્યારે તારા ભાલા સાથે મુંદડી બાંધી રાખીને લડજે કે જોગણીઓ તારા ભાલા ઉપર આવીને બેસશે તેથી તને કોઇ પણ જીતી શકશે નહિ. પછી માતા ને અપ્સરા અલોપ થઇ ગયાં ને પાણુ પોતાને ગામ આવ્યો..

એક સંખ ને વળી દુધે ભર્યો. પાણુ જાતે શુરો છે ત્યાં માતાનું વરદાન મળ્યું પછી પુછવુંજ શું ? તેણે તો આખા દેશમાં હાક વગાડીને એનો બાસો ઝીલી શકે એવો કોઇ રેહેવા દીધો નહિ. લોકમાં પાણુ હવે પાણુ ભાલેરાના નામથી ઓળખાવવા લાગ્યો. હવે, ગઢગુંદીમાં જુંઝરાની બેહેન મોટી થઇ છે તેથી તેણે બ્રાહ્મણને નાળિએર આપી સગાઈ શોધવાને મોકલ્યો. બ્રાહ્મણ બધે ફરયો પણ ક્યાંઇ સગાઈ તેની નજરમાં ઉતરી નહિ. પણ સરજનહારને બનાવવું છે તેથી બ્રાહ્મણ ફરતો ફરતો ગઢ ગાંજરે જઇ પહોંચ્યો. ત્યાં કચેરીમાં પાણુ ઠાઠ બનાવીને બેઠો છે. કંઠે મોહનમાળા ઉતરી સોભે છે, પામરી પટકા પેહેરયાં છે, કલગીનાં છોગાં લટકે છે, હાથમાં હેમનાં કડાં, ને પગમાં લંગરદાર તોડા છે, તેની કમલની પાંખ જેવી આંખો, અર્ધ ચંદ્રમા જેવું કપાળ ને વળી,

આંગળીએ ચોગંઠ વળે, નહીં વીંપી નહીં વળ;
કણ દેશરા વખાણ કરૂં, જાણે હોય માધવો નળ.

એવો ઠાઠ જોઇને બ્રાહ્મણે વિચાર્યું કે આમાં આપણને સાબાશી મળશે. તેથી તે જ વખતે સોનાનું નાળિયેર ને કંકુનો પડો સામે મુક્યો.

હાકોરે પુછ્યું શું છે? બ્રાહ્મણે કહ્યું કે સગાઇ છે. પુછ્યું ક્યાં? તો ગઢચુંટીના ગુંઝરાની બેહેન મોઘીબા વેરે. આણે તો તે જ ઘડી નગારાં વગડાવી વધાઈ મનાવી. બે દિવસ બ્રાહ્મણને રાખી શરપાવ આપી લગન બંધાવીને વદાય કરયો. પાજુએ ફોઇને સગાઈની વાત કહી તો તેને તો માથાથી પગ સુધી ઝરવર ( ઝાળ ) લાગી; પણ શું કરે. સગાઇ કાંઇ ટળે નહિ, તેથી ચૂપ રહી.

પણ પાજુ કરતાં મોટી તેને પરમોલ નામની એક બહેન હતી. તેને પહેલાં પરણાવી પછી તું પરણવા જા એમ ફોઇએ પાજુને કહ્યું.

"પાજુ ઠાકોર તારી પરમોલને પરણાવ, પરમોલ સમાની
સહિયરો સાસરે ગઇ."

પાજુએ કહ્યું કે મારી બેનને વરે એવો નર મેં કોઇ જોયો નથી:
જોઈ જોઇ ફરી ઘેલેરી ગુજરાત, જોયો ને જોવડાવ્યો
૯૨ લાખ માળવો;
" બહેનીને સમાનો એકે સગાઇઓ ના મળે. "

ફોઇએ કહ્યું:—

"જો રાખો દીકરા હમારાં વેણ–સાંગામાચી બેઠેવર ના લીયે."

પાજુએ કહ્યું:—

"તમારી ફેરવું તો મારા પરિયાંની આણ, તમારી
કરેલી સગાઇઓ ના ફરે."

એમ વચન લઇને ફોઇએ બ્રાહ્મણને ઘડીયાળાં લગ્ન લઇને પરણવા આવે તેવી સગાઇ ગોધવાને મોકલ્યો. તે ચાલ્યો ચાલ્યો ગયો તે પારગર સગાઈ કરી આવ્યો. પછી પારગરથી જાન આવી ત્યારે બનેવી તો પાજુની હાકથી ડરયો. તેથી પરમોલપર ઘાવ લખી મોકલ્યો.

રાણી ધાંધળ તારા બંધવને મનાવ, તારો બંધવ બોલડીએ બાળશે;
રાણી ધાંધળ તારા બંધવને મનાવ–તારો બંધવ હમને મારશે.

ત્યારે પરમોસે જવાબ વાળ્યો:

પીડીઆ કાંઈ દેરે ના હાર, દેરું રાખ તારું કુશિયારમાં;
પરભુનાં બાળરું બોલ, દેરે તારાં જાણજે.

પછી વરવાળાઓએ જાણ્યું કે જે છે તે પાબુની ઘોડી ને ભાલામાં છે, માટે બહેનના કન્યાદાનમાં તે જ માગી લેવું. તેથી પરમોલને. ફરી તેની માગણી કરાવી:

ત્રણી ચોરીના માંગા ચાર, જરૂર તું જાણજે;
તે પ્રથમ તું માગજે હમેર ઘોડી સાર.
ચોરીનાં માંગા ચાર, બીજો બોલ તું પાળજે;
માગજે માગજે ભમર ભાલુ સાર, માતાએ જે સાલ કરી.
ચોરીનાં માંગા ચાર, ત્રીજો બોલ તું પાળજે;
માગજે માગજે પામરી સાર, માતાએ જે લટકાળી.
ચોરીનાં માંગા ચાર, ચોથો બોલ તું પાળજે;
માગજે માગજે તું પાબુ શીર, તારો સુડો રહેશે અમર.

એ પ્રમાણે ત્રણ મંગળે ત્રણ ચીજ બહેને વરનાં કહ્યાથી માગી પાબુએ આપવા ના કહી કે તે બદલે મારું શિર માગો તો તે આપું. ત્યારે બહેને શિર પણ માગી લીધું! તેની પાબુએ હા કહી કે જ્યારે માગશો ત્યારે હાજર રહીશ. એ વાતની ખંત જનેત્રીનાં મનમાં ભરાઇ રહી.

બેહનનાં લગ્ન પછી દેવળ રોઇએ બ્રાહ્મણને બોલાવી પાબુનાં લગન લેવાનું મુહુરત પુછ્યુ:

'રાજગોર જોશી મારે રાજુડે આવો, જોસ જોવરાઉ રૂડી રીતના'.
'સીંહના લગને ઠાકોરને પરણુવું, ઠાકોર પરણે આઠમને આદીતવાર';
'તીને દહાડે તરૂઅરે પડે તાળી, પાબુ થાશે તારો જુઆમો પુત'.
'પાબુ લાગ્યો વરસ ત્રીસની ઉમર, તીસે વરશે પાબુ તારો ખુટશે'.

ત્યારે રોઇએ કહ્યું:—

'રાજગોર જોશી મારે રાજુડેથી જાઓ, નગરમાં કેહેશે ધાધાળામાં આસરયું;
'રાંક તે કારમો જોશી તે છોકરે માર્યો.'

ઠાકોરને પરણવાનું મુહુરત આઠમને આદીતવારનુ શુભ છે. પાણુને શરવિર છોકરો પેદા થશે પણ પાણુની ઉમર ત્રીસ વરસની છે ને ત્રીસ વરસ પછી તે મરી જશે. ત્યારે તેની ફોઇએ રાજગોરને કહ્યુ કે તમે અહીંથી જતા રહો, કારણ કે પાણુ જાણશે તો તમને મારી નાખશે અને ગામના લોકોમા કહેવત રહેશે કે રાકડા જોશીને મારી નાખ્યો. ત્યારે તે જતો રહ્યો. પછી પાણુ પરણવા ચાલી નિકળ્યો એવામા ફેરીની બાહાર આવ્યા એટલે એક બલાડી ડાબી બાજુએ આડી ઉતરીઃ

'લગન લગ્ન નિસરયા શેરડીઆ બાહાર,—ડાબી બલાડી ઉતરી'

ત્યારે પાણુએ પોતાના જાનૈયાઓને પુછ્યુ'—

'ઠાકોરો મારા કરો સકનોના વિચાર !

ત્યારે તેઓએ કહ્યુ'—

'એવા સુકને ઠાકોર વળતા ઘેર ન આવિયે'.

દરવાજા બાહાર આવ્યા ત્યારે બાળવાની કાડીનુ ગાડુ ને તેને વળી કાળા બલદ એવી વેહેલ સામી મળી. એ પ્રમાણે માન સકનો થાય છે ને પાણુને જાનૈયા વારે છે પણ તે માનતો નથી—

'લગ્નલગ્ને નિસરયા દરવાજા બાહાર, કાળા બળદને કાડી હેલ સામી મળી'.
'ઠાકોરો મારા કરો સકનોના વિચાર'—એવા સકને વળતા ઘર ન આવિયે',
'એવા સકન મજ ઘોઘા ચૂહાણુને હોય, એવે સકને આપણુ વેવા વર આવિયે'.
'લગ્ન લગ્ને નિસરયા સામા સીમા બાહાર, ડાબા હરણા ઠાકોરને ઉતરયા'.
'ઠાકોરો મારા કરો સકનોના વિચાર—એવા સકને વળતા ઘર ન આવિયે'.
'એવા સકન મજ ઘોઘાચૂહાણુને હોય, એવા સકને વેહેના ઘર ન આવિયે'.

પોતે શૂરો છે તેથી માનસકનોને આખ આડા કાન કરી ચાલી નિકળ્યો ને સાસરે પહોચ્યો. ત્યા પાણુના બાપને વેર હતુ તેથી તે ગામના રાજ-બૈરા આજ તો આપણા કૃતારથ થયા એમ સમજી ઝેહેરના પાણીની ઝારીઓ ભરી ભરીને શેહેરના દરવાજાથી બાહાર

તેના સામાં આવ્યાં, કારણ કે સામૈયું આવે ત્યારે તેમનામાં પાણીના કોગળા કરાવવાની રીત છેઃ

'હેઠેરા ઉતરો પાણુ ઠાકોર, અબોખાં કરાવિયે રૂડી રીતના!'

ત્યારે પાણુ ઠાકોર કહે છેઃ

'અમારે ધોંધાળાને અવળી રીત, અબોખા લેઇએ બરછી કજે.'

એટલે બરછીને પાઓ ને અમે તો નહિ પીઇએ. બરછી પેલા પાણીમાં બોળી તે તરતજ કાળી થઇ ગઇ. પછી પેલાં બૈરાં લાડવા વિગરે ખાવાનું સામે લાવીને કહે છેઃ

'હેઠેરા ઉતરો પાણુ ઠાકોર, તમને સલાવવા કરાવિયે રૂડી રીતના'.

ત્યારે પાણુ બોલ્યોઃ

'અમારે ધોંધાળાને અવળી રીત, સલાવવા કરશે ઘોડી હમેર'.

કારણ એ જાણે છે કે પેલા લાડવા ઝેરના છે, તેથી પાણુ ઘોડી હમેરને કહે છેઃ

'હમેર તું તો છે દેવમાની દેવ, તરતજ પારખાં હમેર દેખાડજે'.

'હમેર તું તો છે જાનની સજ્જન, અમૃત કરીને હમેર આરોગજે'.

'લાડુગો ખાધો એક ને બે—ત્રીજો લાડુરો વેગળો ફેંક્યો;'

'પાસેરે બેઠું એક કાળુ કુતરૂં, લાડુરો સુંગીને મરણ પામ્યું.'

એટલે પેલી ઘોડીએ એમાંના બે લાડવા ઝેર વનાં પારખીને ખાધા ને ત્રીજાને કોરાણે ફેંક્યો. એવામાં એક કુતરૂં પાસે બેઠું હતું તેણે તે લાડવો સુંઘ્યો ને તરતજ મરી ગયું. તેથી સામૈયું લેઇને આવી હતી તે રાં-પિશાચણીઓ શરમાઇ ગઈ ને એકદમ મુઠીયો વાળીને નાસી ગઇ. આમાંનો કશો લાગ જ્યારે ના ફાવ્યો ત્યારે દરવાજે તરવારનું તોરણ બાંધ્યું હતું ને ત્યાં આગળ દરવાજા ઉપર બે મોગલને બેસાર્યાં હતા. એવા વિચારથી કે જેવો પાણુ દરવાજામાં પેસવા જાય કે પેલા મોગલ તોરણ નીચે ઊતારે ને પાણુ કપાઇ જાય. દરવાજે પહોંચ્યો એટલે ચાદો કહે છે કેઃ—

'પાણુરે વીરા તું ઊચેરૂ જો,—તરવારે તોરણુ બાંધિયાં.'
'ચાટે ચઢાવી ફેંચણાંવાંધણુ, સવાશેર લોઢાનો ભલકો ફુંકે ઘાલ્યો,'

ભાઇ પાણુ લગાર ઊંચુ જો! એમ કહીને ચાંદાએ સવાશેર લોઢાનું તીર મારયું કે દરવાજે તોરણુ ખંખેરીને હેઠે પડ્યો. ત્યાંથી આગળ ચાલી મેહેલ આગળ આવ્યા, ત્યાં સાસરીઆં કહે છેઃ
"હેઠેરા ઊતરો મારા પાણુ ઠાકોર, તમને માડવે બેસાડિયે રૂડી રીતનાઃ"

માંડવામાં કટારીઓ ઉપર બાંધેલી છે કે જેવો પાણુ બેસે કે તરતજ તેના ઉપર પડે. પણ પાણુએ બાહાર ઉભા રહીને કહ્યું કે અમારે ધાધોળાને અવળી રીત. પછી ચાંદાએ ભાલો મારયો કે માડવો તુટી પડયો. ત્યાર પછી કહ્યું—
'હેઠેરા ઊતરો મારા પાણુ ઠાકોર, તમને હાથેવળા મેળવિયે રૂડી રીતના.'

ત્યારે પાણુએ કહ્યુંઃ
'અમારા ઘોધાળાને અવળી રીત, ઘોડી હમેરે બેઠે હાથેવળો મેળવિયે."

કારણુ પાણુએ વિચારયું કે ઘોડી ચોરી જઇને પછી તુટી પડે તો શું કરીયે? તેથી ઘોડી ઉપર બેઠા બેઠા જ હાથેવાળો મેળવ્યો. પછી પેલા બૈરાંઓએ કહ્યું:—
'હેઠેરા ઊતરો મારા પાણુ ઠાકોર, તમને મંગળ વરતાવિયે રૂડી રીતના.'

ત્યારે પાણુએ કહ્યું કે હમારા ઘોધાળાને તો અવળી રીત કરી એક એ મંગળ વરત્યા ને તીજુ મંગળ વરતતી વખતે ઉઠી ઉભો થઇને બોલ્યોઃ
'હમારા ઘોધાળાને અવળી રીત—મંગળ વરત્યાં એક ને બેઃ
'ત્રીજે મંગળે જંજાલ(ચીંતા) આવ્યો, ચાંદા હવે વરતું તો પરિયાંની આણુ;
'ચારણિયા મારીને ચોપગધન વાળી ગયો, તેની ખબર લાવે તું વીરા.'

જ્યારે પોતાની બેહેન પરણાવી હતી ત્યારે બનેવીએ પાણુની ઘોડી બક્ષિસમાં માંગી હતી. તે વખતે પાણુએ કહ્યું હતું કે મારે મારા વેરાળા (વેરીઓનાં) ગામમાં પરણુવા જવું છે, માટે જ્યારે હું પરણીને પાછો આવીશ, ત્યારે તમને હું ઘોડી સોંપીશ. એ વાતનું વેર રાખીને પેલો બનેવી જ્યારે પાણુ પરણુવાને ગયો ત્યારે તેની સીમમાં

આવી ચારણોને મારીને ઢોર વાળી ગયો. દેવળ દેઇએ વિલાપ કરયો અને પાણુ ઘેર નહોતો તેથી તેના ભાઇની દરબારમાં ફરિઆદ કરી:
'ભુડિયા રાવ પોઢીરે હોય તું તો જાગ રે, ચારણ્યા મારી ચોપગ વાળ્યાં.'

ત્યારે ભુડિયો બોલ્યોઃ—

'દેઇ દુખે મારી અંગાળું આંખ-મારા ઘોડા ચરે મોતી તળાવ રે.'

દેઇએ રોશ કરીને શાપ દીધોઃ—

'ભુડ્ડારાવ નતનત દુખજો આંખડી, તારા ઘોડાને થાજો રાવલી ખાપડી.'

પછી પોતાના કાલિયા દુધિયા નામના ઢાંડિયાને હુકમ કરયો કે, તમે ઢોલ વગાડો કે કદી રાજમાં શરા હોય તે સાંભળી વાહરે ચડે:—
'કાલિયા દુધિયા વાય વાહાળો ઢોલ, તેને દણકે શરા નર કો વારે ચડે.'

તેમણે જવાબ આપ્યોઃ—

'ફૂઇજેડિયો (ડોકો) રહ્યો ભુઢીયા દરબાર, ઢોળનાં કરશણધરને સુવે કાપ્યાં.'

પણ દેઇ ખુબ રીસ ચઢાવીને બોલી. ત્યારે ઢોલ વગાડયું પણ કોઈ શરો નર તો મળ્યો નહિ; પણ ઇટો પડી હતી તે ખેનરવા ખેનરવાને છેટે ઊડવા લાગી! ત્યારે દેઇ નિરાશ થઇને બોલીઃ—
"નથી નથી મારો પાણુ પીયેર ઘરે, મારો ધન લીધાને પડાવનાર."

પછી દેઇએ સમડીનો વેશ ધારણ કરયો ને દાંતમાં ગાય દોવાનું શેલું (દોવાની વખતે ગાય ભેંસના પગ બાંધવાનું જે દોરડું હોય તે) દાંતમા પકડીને ત્યાંથી ઊડી. પાણુ જ્યાં માંહેરામાં બેઠો હતો ત્યાં જઈ દાંતમાંનું દોરડું હેઠે નાખ્યું. તે પાણુના ખોળામાં જઇને પડ્યું કે તરતજ તેણે ઊંચુ જોઈ ચાંદાને કહ્યુંઃ—

"ચાંદા વીરા તું તો ઊંચેરૂ જો, સામડીના વેશે ફઇ ફેરા ફરે."

ત્યારે ચાંદાએ અરજ કરી કે ફેઇ તમે હેઠળ ઉતરો. ફેઇ હેઠળ ઉતરયાં ત્યારે પાણુએ પુછ્યું—તમે કેમ આવ્યાં તે મને ખરે-ખરૂં કહો. ફેઇએ જાણ્યું કે હજી બે મંગળ ફરવાનાં બાકી છે તેથી વાત ઉડાવીને બોલી કે તને પરણાવવાને વાસ્તે તારી સાથે તારો ભાઇ ભુડિયો કે તારી બેહેન કોઇ પણ આવ્યું નથી, તેથી તને ઓછું ના લાગે

માટે હું આવી છું. ત્યારે પાણુ બોલ્યો—ના ના, કોઈ તું જુઠું બોલે છે. મને લાગે છે કે કાંઈ વિતક બની છે તેથી તું આવી છું; પણ જો મારૂં વચન છે કે તું ખરૂં કહીશ તો હું મારા મંગળ ફરવાનાં ફરી લઇ પછીજ અહીંથી ઉઠીશ. ત્યારે કોઈએ ધન વાળી ગયાની વાત કહી. એટલે પાણુએ તરતજ એ મંગળ બાકી હતા તે પોતે વરતી લઇ ચાલવા માંડયું. સાસુએ પ્રથમ તો ઘણું વિપરીત કરયું પણ હવે તેને લાગણી થઇ. તેથી પોતાના સાત પુત્રો તેની વાહરે આપવા કહી તેને એક રાત પણ પોતાની દીકરી જોડે રહેવા કહ્યું. પાણુએ પણ સાસરિઆંનાં કરતુક ધ્યાનપર લેવાને બદલે દીકુ અણદીકુ કરયું:—

'સાસુને–મેલો મેલો સાસું ઘોડીલાની વાળ, હમેશ ખુંદે પગનાં પાવલાં!
'સાસુ રહો રહો ઠાકોર આ જુરલાની રાત,તમ વારે ચઢાડ બાળા કુંવર સાત.
'બાયડીને–લેજે લેજે ગોરી સેંઢણીયો તીર, ઝાગ જરલો પુતર તને આવશે;
'પારણું બાંધજે ગોરી પારસ પિપળે, જાતા વળતા વાયરા ઘુમરી ગાલશે.'
'તેનું પડે ગોરલી ઝરડો નામ, જુગોજુગ નામ રાખશે એ રૂડું;
'જોહો ગોરલી જાતની સજાત, રથ જોડાવી ગઢ ગાજુરલે પધારજે;
'જેમ ડોળે ગોરલી કંઠીઆમા નાગ, તેની ગોરે તારો રંડાપો ડોળજે;
'જોરે ગોરી જીવતા હશું તો આવશુ ઘેર, નકર ઝવાર હમારા માનજે.'

પાણુએ કન્યાને પોતાનું તીર કાઢી આપી કહ્યું કે તે સાથળમાં ખોસી રાખજે તેથી તને પૂત્ર થશે પછી કન્યા પિયરથી રથ જોડાવીને ગઢગાજરે ગઇ. ને પાણુ ઘોડા ઉપર ને ચાદો ને લિંધો એ પેંગડાપર ઉભા રહી ચાલી બનેવીનાં મુલકમાં પહોંચ્યા. પણ તે આવ્યો નહોતો તેથી તેના ગામનો ઝાંપો રોકીને ઉભા. જ્યારે પાણુના બેહેનની સાસુએ મોહલમાંથી પાણુને જોયો, ત્યારે વિચાર્યુ કે એ મારા છોકરાને મારવાને વાસ્તે આવ્યો છે, માટે નક્કી મારી નાખશે. તેથી રથ જોડાવીને પાણુ પાસે આવીને કહ્યું—હે ઠાકોર તમારો બનેવી છે, માટે કદી મશ્કરી કરી હશે એ હું ના કહેતી નથી, એટલા વાસ્તે તમે અહીં આગળ આવી ઝાંપો રોકી શું બેઠા છો? ત્યારે પાણુ બોલ્યો

વેહેવણ સાંભળો,—દીકરીના મેણા ખાઇએ, વગી વધારે કહેવડાવો. તો બેહેનના પણ મેણાં ખાઇએ, પણ તેટલા વાસ્તે શું બાયડીનાએ ખાઇએ ! કે તમારો દીકરો જે હમારાં ઢોર લાવ્યો છે તે મારી બાયડી લાવ્યા બરાબર. વેહેવણ બોલી કે તમે એટલા બધા જોરાવર છો, ત્યારે એક વાર મારાં પિયરમાં એટલે સોરઠમાં જઇને તોબા પડાવો, તો જાણું કે તમે જોરાવર ખરા. ત્યારે બોલ્યો કે અમારે કાંઇ એવડી મતલબ નથી, પણ તમે જ્યારે કહો છો ત્યારે આ ચાલ્યા ! પછી ઘોડીને લઇને ચાલ્યો ચાલ્યો સોરઠ ગયો ત્યાં એક રેબારી સોળ સાંહ્તું ગુંડ ચારતો હતો તેને પુછ્યું કે આ ગામમાં કોઇનો બો છે ! ત્યારે રબારીએ કહ્યું કે હમારા "સુરો" ને "વરસંગ" બે ભાઇ બલિષ્ટ રાજા છે તેના રાજમાં કોઇનો બો નથી. ત્યારે પાણએ ચાંદાને કહ્યું કે જોને આ રબારી શું કરે છે ? લગાર એને સમજાવ તો ખરો. ત્યારે લીલા સાંટા લાવીને તે વતે ચાંદાએ તેને મારયો કે તે બીચારો રડતો રડતો સુરા વરસંગ પાસે ગયોઃ—

'લીલીએ પીધી લીલાગર ભાંગ કે ભંગીનો સાખેલો રબારી કરે કુકવાઃ'

મારા મુલકમાં કોઇનો ભય નથી તે છતાં આ રબારી આટલો બધો કેમ રડે છે ! શું તેને ભાંગ બાંગ પીધી છે ને તેની ગુમ ચ્ડી છે ! ત્યારે રબારી બોલ્યોઃ-

નથી પીધી સાહેબા લીલાગરી ભાંગ—

નથી ભંગીનો સાખેલો ( સોબતી ) રબારી કરતો કુકવા.

રબારીએ શાંત રહીને વિતક કહી, પછી તો રાજાએ ૭૫૦ સોહાને રણમાં મોકલ્યા. તે દરવાજા બાહાર આવ્યા ત્યારે પાણ બોલ્યોઃ 'ચાંદા વીરા કાંઇ ઓતરાદા ચડયાં મેઘ, ઉગમણી વીજલીઓ સરસલે.'

હે ભાઇ ચાંદા આ શું છે ? કાંઇ ઊત્તર દિશાએ વરસાદ ચડયો છે કે ધુળની કાળાશ પડી ગઇ છે. આટલા બધા ભાલા તે કાંઇ વીજલીઓ ચળકે છે શું ? ત્યારે,

"ચાંદે ચઢાવ્યું દે'ચણુ વીધણુ, સવારીર લોઢાનો ભલકો ધાલ્યો;
"એક એક તીરે સો સો સોઢા મારયા."

ચાંદાએ તો આગળની માફક તીર ચઢાવ્યુ ને એક એક તીરે સો સો સોઢાઓને માર્યા. ને પાબુએ કોઇ બાજરી કાપે તેમ બાલા ને બરછીથી તેમને કાપ્યા. પછી તો સૂરો ને વરસંગ એકલા હાથી ઉપર રહી ગયા. ત્યારે પાબુએ ચાંદાને કહ્યું કે રખે હવે કોઇને મારતો. ત્યારે ચાંદાએ એક તીર હાથીને મારયું કે હાથી સુવો ને સૂરો અને વરસંગ હેઠેલ પડયા તેમને તરત બાંધી લીધા. સૂરો અને વરસંગ સવારના લડાઇમાં ચઢેલા છે તે ઘેર આવ્યા નથી, માટે રાણીઓએ દાસિને હુકમ કરયો કે તું આપણા સાતમા માળના સુખડિયા મેહેલ ઉપર ચઢીને જો કે હજી સુધી તેઓ કેમ આવ્યા નથી? ત્યારે દાસિએ કહ્યું:

"શું રે ચઢુ બાઇ સુખડીયા મેહેલ, રાતરીયા રણમાં કાગડા કરગલે."

હે બાઈ હું શું જોઉ? ત્યા તો કોઇ નથી ને રાતું રણ થઈ રહ્યું છે ને તેમા કાગડા કલકલે છે. એવુ દાસિનું કહેવું સાંભળીને રાણીઓને સત ચઢ્યું. તે માથામાં તેલ ઘાલીને ઉઘાડે માથે રણમાં આવી. તેમને જોઇ પાબુએ ચાદાને કહ્યું કે સતિઓના સતને ઉતારીવે ત્યારે આપણે શાણા ખરા. માટે લીલો વાંસ લઇને રાણીઓને મારવા માડ કે તેથી કરીને તેમનું સત જતું રહે! માર પડયાથી રાણીઓ તો થઇને ભોય ઉપર બેઠી!! ત્યારે તેમાં જે સહુથી નાની ફુટડી હતી તેના વિશે પાબુએ પુછ્યું કે એ કોણ છે. રાણીઓએ કહ્યુ કે એ તો અમારી નણદ છે. ત્યારે પાબુએ પુછ્યું કુંવારી છે કે પરણેલી? જવાબ દીધો કે કુંવારી છે. ત્યારે પાબુએ સૂરા અને વરસંગને કહ્યુ કે મારા નાના ભાઇ વેરે એને પરણાવ, જે તેઓએ કબુલ કરયું. પછી પાબુએ ચાંદાને ઘોડી લેઇને પોતાના ભાઇ બુડિયા રાવને તેડવા મોકલ્યો. ત્યાં બડીયાળાં લગ્ન કરાવ્યા. ત્યારે પાબુ રાણીઓને કહે છેઃ

'રાંડો ઘોડારીઓ આન્ને રૂડેરા ઘોળ, મારી માંડીજાયો હૈયામાં આંખરી.

આ વિવાહ ખુશીના નથી તેથી બાયડીઓ રખે ઉપર ચોટકા લાવે ગાય તેથી તેમને કહ્યું—હે ગાનારીયો મારો ભાઇ ખુશી થાય એમ ગીત ગાઇને પરણાવજો; નીકર એના મનમાં ઓરતો રહી જશે કે મને કોઇએ ગાયું નહિ. વરકન્યા પરણ્યા એટલે દેવલ તો પાણુની ભોજાઇ થઇ. હવે હોલીનાં દિવસ છે, તેથી દેવલ બોલી કે પાણુ દીયોર, આપણુ દીયોર ભોજાઈ હોલી ખેલિયે. પછી બન્ને હસુરી મહારીને હોલી ખેલવાં લાગ્યાં ને ખેલતાં ખેલતાં ભાભી હસકે તસકે દેવરને પુછે એ:

ભાભી—આવ્યો આવ્યો દીયોર ફાગણુ માસ આપણે હોલી ખેલિયે: હું તમને પુછું મારા પાણુ દીયોર, પહેલો પવાડો (લડાઇ) કોકોર કયાં રમ્યા.

પાણુ—પહેલા રે હતો ભાભી લખમણુનો અવતાર, આકાશે ભમતો એક ભમર મારયો:

બાબ્યારે બાબ્યા ભાભી બાર ઘાણીનાં તેલ, તેમાં તાવી હથિયાર ઘડાવ્યા.

* * *

ભાભી—હું તમને પુછું મારા પાણુ દીયોર, ત્રીજો પવાડો કોકોર કયા રમ્યા.

પાણુ—ત્રીજો પવાડો રમ્યા ગાજુરલે ગામ, સાતસે પારધી હમેંકીમારયા.

ભાભી—હું પુણુ તમને પાણુ દીયોર, ચોથો પવાડો કોકોર કયા રમ્યા.

પાણુ—ચોથો રે રમ્યા ભાભી પારગર નગરી, હમે સાવા બનેવી ઘોડા વાટોવ્યાં (સરત રમ્યા).

ભાભી—હું પુણુ મારા પાણુ દીયોર, પાચમો પવાડો કોકોર કયા રમ્યા.

પાણુ—પાંચમો રમ્યા ભાભી મારે સાસરે, તરવાર તોરણુ હમે હેઠ તોડયા.

ભાભી—હું પુણુ તમને પાણુ દીયોર, છઠો પવાડો કોકોર કયાં રમ્યા.

પાણુ—છઠો રમ્યા ભાભી તમારે પિયેર, સાતમો બતાવો હમે ખેલિયે.

એમ ગાતાં ગાતાં હોલી ખેલી રહ્યાં પછી ચાદાને મોકલી ભાઇ ભોજાઇ તે પોતાને ગામ પહોચતાં કરયાં. ચાંદો પાછો વળ્યો કે તરતજ

અને વરસંગને લેઇને પાણુ પારગર આવ્યો. તેવામાં પારગરમાં સૂરા વરસંગની બેહેને એક બ્રાહ્મણને અરધુ રાજપાટ લખી આપી મોકલ્યો કે જા એવી વધામણી લેઇને આવ કે સૂરા વરસંગે પાણુ ઠાકોર તથા ચાંદા વિધાને મારીને તેની ઘોડી લઇ લીધી છે. તે બ્રાહ્મણ પાણુને રસ્તામાં સામો મળ્યો તેને ચાંદિયે પુછ્યું કે ભાઇ તું ક્યાં જાછું ? બ્રાહ્મણે કહ્યું કે હું સારી શોરઠના રાજા સૂરા વરસંગ પાસે ખબર વાસ્તે જાઊ છુ કે તેમણે પાણુ તથા ચાંદા વીધાને મારીને ઘોડી લેઇ લીધી છેઃ—તેવી વધામણી સાભળીને તેમની બહેન મને અરધું રાજ આપશે. ત્યારે પાણુએ કહ્યું કે જો ભાઇ તારૂં કામ થતું હોય તો જા જઇને કહે કે બન્નેને મારીને સૂરા વરસંગે ઘોડી લેઇ લીધી છે. પણ ચાંદો બોલી ઉઠયો કે અલ્યા બ્રાહ્મણ્યા ! જોજે હો ! જેવું જોયું હોય તેવું કહેજે, નકર મારી નાખીશ. ત્યારે આગળ બ્રાહ્મણ ને પેલા પછવાડે એમ ચાલી તેઓ પારગર પહોચ્યા. ત્યાં તો વેહેવણુને બાહાર ઝાંપે આવીને ઊભેલી જોઇ. તે પોતાનાં ભાઈઓને સાહ્દની સાથે બાધેલા જોઇને પાણુને મેણું મારે છે.

"ખડતાલો પડો તારે દેશ—તું થાજો ભવોભવ વાંઝીઓ.

ત્યારે પાણુ બોલ્યો.

"ખડતાલો પડી રે વહેવણુ તારે પિયેર, તું રહેત ભવોભવ વાંઝણી.

જો તું વાઝણી હોત તો તારે ઘેર મારી બેહેન ના આવત અને મારો બનેવી મારા ઢોરાં લેઇ ના જાત ને તું મને મેણું પણ મારત નહી ને હું તારા ભાઇઓને પકડી લાવત નહી. પછી પાણુએ પેલી સોળ સાંઢો અને સૂરા વરસંગ એ બધાને પોતાની બેહેનને સોપ્યા ને પોતે આસોપાલવનું એક ઝાડ હતું તેની પાસે કુવો હતો ત્યાં આગળ જઇને ઊતર્યો. તેવામાં પોતાના બનેવીને ઢોરાં ગાજુરલેથી વાળીને પાછો આવતો દીઠો. તેને પાણુએ હોકારો કરયો, ત્યારે તો બનેવી સામો આવીને બોલ્યો કે દાનમાં તમે તમારૂ માથું આપવા કબૂલ થયા છો તે અત્યારે આપો. હવે પાણુ વચનથી

બંધાયલો છે તે જાણી ચાદાનું મો ઉતરી ગયું ત્યારે પાસુઅ
ધીરજ આપી કે હું, તું, વિંધો ને ઘોડી ઘડીક પણ છુટા પડવાના નહિ

ચાદા વીરા હૈયે હેણું ન ભાખ, ઘડી એકના છેટા નહી પડી

વિંધા વીરા હવે હેણુ ન ભાખ, ઘડી એકના છેટા નહિ પડિ

પછી બન્નેને મંત્ર ભણીને પાણી છાટયું કે પથ્થર થઇને હે
પડયા. પછી ઘોડીને પથ્થર કરી મેનીને બનેનીને કહ્યું—" દાસના
માથુ લેવું હોય તો લેજે ! " કહી પોતે જેમ ગટારગઢ જેવો હટ્ટ
હતો તેવો જ પથ્થર થઇ જઇને પૃથ્વીપર પડયો.

